હું વીનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રૂદન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકૂળ.
ભૂખ્યા બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજુ વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણ બાળક બાઢુવાં.
વાયે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેસીને સુએ;
હું તે ધીરજ કેઈ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભાંતડીઓ પડી, શ્વાન માંજર આવે છે ચડી;
અતિથિ ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.
કરો છો મંત્ર ભણીને સેવ નૈવેદ્ય વિના પૂજો છો દેવ;
પૂજ્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
આ બાળક પરણાવવાં પડશે, સત કુળની કન્યા ક્યાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અબોટીયું પોતીયું નવ મળે, સ્નાન કરેછે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધ્યા જટા, માંહિ ઉઠે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તેપર રહો છો પડી.
બીજે ત્રીજે પામોછો આહાર, તે મુજને દહેછે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બુડી, એવાતનમાં એકજ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહીં કિડીઆં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું શૂકું.
હું પૂછુંછું લાગી પાય, આવું દુઃખ ક્યાંસુધી સેવાય;
તમે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પ વૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી ક્યમ તરશે મરે.

પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે ક્યમ પાસ;
અમૃત પાન કીધું જે નરે, જમકિંકરનો ભય ક્યમ ધરે.
જેને સરસ્વતી જીભે વસી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદ્ગુરુનાં જેણે સેવ્યાં ચરણ, તેને શાનું માયાવરણ.
જેને જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા;
જેનું મન હરિચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ શામળીઆ સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને બીખતાં શી લાજ.

## વલણ.

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનાં દુઃખ કાપશેરે.

## રાગ રામગ્રી.

પછે સુદામોઋષ બોલીઆ, સુણ સુંદરીરે;
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરીરે.
જે નિર્મ્યું છે તે પામીએ, સુણ સુંદરીરે;
વિધિએ લખ્યાં વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે.
દીધા વિના ક્યાંથી પામિએ, સુણ સુંદરીરે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરીરે.
જો ખડધાનજ વાવીએ, સુણ સુંદરીરે;
તો ક્યાંથી જમીએ શાળ, ઘેલી કોણે કરીરે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરીરે.
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરીરે;
નવ કીધા તીરથ ઉપવાસ, ઘેલી કોણે કરીરે.

અગ્નિ તૃપ્ત કીધા નહીં, સુણ સુંદરીરે;
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરીરે.
બ્રહ્મભોજન કીધાં નહીં, સુણ સુંદરીરે;
નથી કીધા હોમ હવન, ઘેલી કોણે કરીરે.
અતિથિ નિર્મુખ વાળીઆ, સુણ સુંદરીરે;
તો ક્યાંથી પામીએ અન્ન, ઘેલી કોણે કરીરે.
હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરીરે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરીરે.
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરીરે;
છૂટયાં પશુતણો અવતાર, ઘેલી કોણે કરીરે,
સંતોષ અમૃત ચાખીએ, સુણ સુંદરીરે.
હરિચરણે સોંપો મંન, ઘેલી કોણે કરીરે;
ભક્તિએ નવનિદ્ધ આપશે, સુણ સુંદરીરે;
ધરો ધીર તમે સ્ત્રીજંન ઘેલી કોણે કરીરે.
આંખ ભરી અબળા કહે, રૂષિરાયજીરે;
મારૂં જડ થયું છે મન, લાગું પાયજીરે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, રૂષિરાયજીરે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજીરે.
અન્ન વિના ચાલે નહીં, રૂષિરાયજીરે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજીરે.
અન્નવિણ ભજન સુઝે નહીં, રૂષિરાયજીરે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે.
શિવે અન્નપુર્ણા ઘેર રાખીઆં, રૂષિરાયજીરે;
સૂરજે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજીરે.
ઇંદ્ર સેવે કામધેનુને, રૂષિરાયજીરે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજીરે.
સુર સેવે કલ્પવૃક્ષને, રૂષિરાયજીરે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજીરે.

ધર્મ પ્રાણ અન્ન વિના નહી, રૂખિરાયજીરે;
ઉભો અત્રે સકળ સંસાર, લાગું પાયજીરે;
ફેરાનું ફળ જાશે નહીં, રૂખિરાયજીરે.
જઇ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજીરે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રનાં, રૂખિરાયજીરે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

વલણ.

તતક્ષણ ત્રિકમ છેદશે, દરિદ્રકેરાં ઝાડરે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડરે.

## સુદામા ચરિત્ર.

## ૧૨ શ્રીકૃષ્ણનો વૈભવ અને સુદામાનો સત્કાર.

### રાગ મારૂ.

સૂતા શય્યાએ શ્રીઅવિનાશરે, અષ્ટ પટરાણીઓ છે એ પાસરે;
રુક્મિણી તળાંસે પાયરે, મિત્રવિંદા ઢોળે છે વાયરે
ધર્યું દર્પણ ભદ્રા નારીરે, જાંબુવતીએ ગ્રહી જળ ઝારીરે;
યક્ષકર્દમ સત્યા સેવેરે, કાલિંદીજી અગર ઉસેવેરે.
લક્ષ્મણા તાંબુલ લાવેરે, સત્યભામા બીડી ખવરાવેરે;
હરિ પોઢયા હિંડોળા ખાટરે, પાસે પટરાણી છે આઠરે.
બીજી સોળ સહસ્ત્ર શત શ્યામારે, કોઈ હંસગતિ ગજગામારે;
મૃગાનેણી ને ચંદ્ર ચકોરીરે, કોઈ શ્યામલડી કોઈ ગોરીરે.
કોઈ મુગ્ધા બાળ કિશોરીરે, ખળકાવે કંકણ મોરીરે;
ચપળા ચિતડું લે ચોરીરે, કોટે હાર કંચુકી કોરીરે.
કોઈ ચતુરા સંગીત નાચેરે, કોઈ રીઝવે ને ઘણું રાચેરે;
એક બીજીને વાત વાસેરે. સરખા સરખી ઉભી પાસેરે.

હરિ આગળ હરિગુણ ગાતીરે, વસ્ત્ર વિરાજે નાનાભાતીરે;
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજેરે, શ્રીમંડળ વેણુ વાજેરે.
ગાંધર્વીકળા કોઈ કરતીરે, શુભ વાયક મુખ ઉચરતીરે;
ચતુરા નવ ચૂકે તાળીરે, બોલે મર્મવચન મરમાળીરે.
જેથી રીજે પ્રાણધારરે, એમ થઈ રહ્યો થેઈ થેઈકારરે;
એવે દાસી ધાતી આવીરે, જોઈ નાથે પાસે બોલાવીરે.
બોલી સાહેલી શિર નામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામીરે;
ન હોય નારદ અવશ્યમેવરે, નહીં વસિષ્ઠ ને વામદેવરે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્યરે, મેં તો ઋષિ જોયા છે સમસ્તરે;
નહીં વિશ્વામિત્ર કે અત્રિરે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રીરે.
દુ:ખી દરિદ્ર સરખો ભાસેરે, એક તુંબી પાત્ર છે પાસેરે;
પિંગળ જટા ભસ્મે ભરીઓરે, ક્ષુધારૂપી નારીને વરીઓરે.
શેરીએ, શેરીએ થોકાથોકરે, તેને જોવા મળ્યાં બહુ લોકરે;
તેણે કહાવ્યું કરી પ્રણામરે, મારૂં વિપ્ર સુદામો છે નામરે,
એમ દાસી કહે કરજોડરે, ખરો ખરો કહે રણછોડરે;
મારો બાળા સ્નેહી સુદામોરે, હું દુખીઆનો વિસામોરે.
ઊઠી ધાયા જાદવ રાયરે, નવ પહેર્યાં મોજાં પાયરે;
પીતાંબર ભૂમિ ભરાયરે, રાણી રૂક્મિણી ઉંચા સા'યરે
અતિ આનંદે ફૂલી કાયરે, હરિ દોડે ને સ્વાસે ભરાયરે.
પડે આખડે બેઠા થાયરે, એક પળ તે જુગ જેવી જાયરે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે, પૂજા થાળ કરો સાવધાનરે;
હું જે ભોગવું રાજ્યાસનરે, તેતો એ બ્રાહ્મણનું પુન્યરે.
જે કોઈ નમશે એનાં ચરણ ઝાલીરે, તે નારી સહુપેં મને વહાલીરે;
તવ સ્ત્રી સહુ પાછો ફરતીરે, સામગ્રી પૂજાની કરતીરે.
સહુ કહે માંહો માંહી બાઈરે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈરે;
જેને શ્યામળીઆશું સ્નેહરે, હશે કંદર્પ સરખો દેહરે.
લઈ પૂજાના ઉપહારરે, રહી ઉભી સોળ હજારરે;
બાઈ લોચનનું સુખ લીજેરે, આજ જોડનું દર્શન કીજેરે.

ઋષિ શુકજી કહે સુણ રાયરે, શ્યામળીઓજી મળવા જાયરે;
છબીલેજીએ છૂટી ચાલેરે, દીધી દોટ તે દીનદયાળેરે.
સુદામે દીઠા કૃષ્ણ દેવરે, છૂટયાં આંસુ શ્રાવણ નેવરે;
જૂએ કૌતક ચારે વર્ણરે, કયાં આ વિપ્ર કયાં અશરણશર્ણરે.
જૂએ દેવ વિમાને ચડીઆરે. પ્રભુ ઋષિજીને પાય પડીઆરે;
હરિ ઊઠાડયા ગ્રહી હાથરે, ઋષિજી લીધા હૈડા સાથરે.
મળ્યા જાદવ જોવા પુઠેરે, પ્રેમનાં આલિંગન નવ છૂટેરે;
મુખ અન્યોન્યે જોયાંરે, હરિનાં આંસુ સુદામે લોહ્યાંરે.
તુંબિપાત્ર ઉલાળિને લીધુંરે, દાસત્વ દયાળે કીધુંરે;
ઋષિ પાવન કર્યું મુજ ગામરે, તમે પવિત્ર કર્યો રંક ધામરે.
તેડી આવ્યા વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપારરે;
હસ્ત ઝાલી હરખે મુરારિરે, જોઈ હાસ્ય કરે સહુ નરીરે.
ઘણું વાંકાં બોલાં સત્યભામારે, આવા કુટડા મિત્ર સુદામારે;
હરિ તેને ઊઠીને શું ધાયારે. ભલી નહાનપણાંની માયારે.
ભલી જોવા સરખી જોડીરે, હરિને સોંધો એને રાખોડીરે;
જો કોઈ બાળક બાર નીકળશેરે, તે તો કાકાને દેખી છળશેરે.
તવ બોલ્યાં રુકિમણી રાણીરે, તમે બોલો છો શું જાણીરે.

**વલણ.**

શું બોલો વિસ્મય થઈ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહીં.

## ૧૩—કૃષ્ણ બાળચરિત્ર.

### રાગ પંચમ—સામગ્રી.

સોટી લીધી હાથ, ધાયાં જસોમતીરે;
ઘુંટણીએ ઘનશ્યામ, નાસે જદુપતિરે.
જોવા મળી વ્રજનાર, અંત્રિક્ષ સુરવધુરે;
આગળ પુત્ર ને પૂઠે માત, ખુંધું ગામ બધુંરે.

બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચડયાંરે;
થાકાં જસોદા માત, ધાતાં હળી પડયાંરે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરીરે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરીરે.
નાનાં બાળક માંય, શક્તિ કયાંથી આવડીરે;
તાળી દઈ, હસે ગોવાળ, દાઝે માવડીરે.
જુએ ઇંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણતણારે;
છે આંસુ ભર્યાં લોચન, દીસે સોહામણારે.
છે ક્રોધ ભર્યું કપાળ, રીસે તરડીયુંરે;
શોભે મોહનજીનું મુખ માખણ ખરડીયુંરે.
છે ખીટળીઆળા કેશ, માંહે રેણુ ભરીરે;
નાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરીરે.
છે ગોરસ ખરડયો દેહ, તક્રનાં બિંદુ ઝરેરે;
એવા દુઃખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરેરે.
ખોડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતોરે;
સોને મઢયો સિંહનો નખ, હૈડે હાલતોરે.
કમળપેં કોમળ પાય, કઠીણ ભોમ્ય ધરેરે;
ભાંગે કાંટા વાગે પાષાણ, શોણિત અંગે ઝરેરે.
છે અંતરજામી નાથ, માને કીધી મયારે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડ ગયારે.
હું નહીં કરૂં અન્યાય, એકવાર ચૂકોરે;
કહો તેવા ખાઉં સમ, આવારકો મૂકોરે.
જઈને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગેરે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગેરે.
મંદિરમાં આવ્યાં માત, પાંખાટે અહીરે;
બાંધવા માંડયા હાથ, દોર પોંચે નહીરે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદર શ્યામજી.
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજીરે.

દશમ સ્કંધ.

## ૧૪—ભોળી સુભદ્રા.

### રાગ દેશાખ.

માતાને ઘેર ગયા મોરારીરે, ત્યારે ટોળે મળી સર્વે નારી રે;
સોળ સહસ્ત્રે વાત વિચારીરે, શું લાવ્યા ગિરિવરધારી રે.
આવ્યા સુભદ્રાની પાસે રે, જ્યારે બહાર પધાર્યા અવિનાશરે;
ત્યારે નણુંદ થયા પ્રસન્ન રે, આપ્યા સોળ સહસ્ત્રને આસંન રે.
પછે સુભદ્રાજી હરખે પૂછે રે, ભાભી સર્વે આવ્યાં તે શું છે રે;
સુણી સુભદ્રાની વાણીરે, ત્યારે બોલ્યાં રૂકિમણી રાણીરે.
આવ્યાનું સ્થાનક અમારૂં રે, તે તો બાઈ ભોવન તમારૂં રે;
અમો ભાભી જે સોલ હજાર રે, તેને તમારો છે આધાર રે.
જ્યારે તમો જાશો સાસરડે રે, નહિ કદી અવાય વસુદેવ ઘર રે;
સાસરવાસો સર્વે ભોજાઈ રે, કરવા ઇચ્છેછે તમને બાઈ રે.
અમ સરખું કંઈ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે;
જ્યારે એમ બોલી વડી વામા રે, ત્યારે બોલ્યા સત્યભામા રે.
આપણને એથી અધિક કંઇ નહીરે, દૂધ છે તોય એ ને છે એ દહીંરે;
આપ્યાનો તે શો છે ઉધારો રે, બાઈજી લોની આ હાર અમારો રે.
આપણ ક્યાં ખરચીશું ગર્થ રે, સાસુ નણુંદ એ મોટું તીર્થ રે;
આપ્યો હાર તે સત્યભામા સતી રે, ત્યારે ઊઠીઆં જાંબુવંતી રે.
આ પહેરો સુભદ્રાજી ચીર રે, ચિત્રવિચિત્ર ભર્યું છે હીર રે;
રૂકિમણી મન કીધું બહોળું રે, આપ્યું પહેરવાને ત્યાં પટોળું રે.
એક કહે લ્યો સુભદ્રા બહેન રે, આ માળા લ્યો મોટી મોહનરે:
કોણે આપ્યાં કંકણ ને ચૂડીરે, નણુદી કહે ભાભીઓ રૂડી રે;
ધોળા સાળુ છાંટયાં કેસરરે, મોટાં મોતી નાકે વેશર રે;
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટિમેખલા કટની રે.
કલ્લાં કાંબી ને ઝાંઝરીઆ રે, નણુંદને અર્પણ કરીઆં રે;
એમ આભ્રણ આપ્યાં સર્વે રે, ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે.

આજ ભાભી પરોણાં રહીએ રે, વળી કામ અમ સરખું કહીએરે.
જેવાં કરશો તેવા થઈશું રે, વહાલી વાત તે તમને કહીશું રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં તે રૂક્મિણી રાણી રે.
કહુંછું કહો સુભદ્રા બાઈ રે, આજ આવ્યા હુતા તમારા ભાઈરે,
પેટી હતી તે બીયા કનેરે, આવીને તે આપી છે તમને રે.
તે પંજરમાં તે શું છે રે, ભાભીસાથ સૌકો પૂછે રે;
આપણે બોલવું ચાલવું શાનું રે, એને જોઈ જાવું છે છાનું રે.
મારે ઉઘાડો પંજરતાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;
નણંદે જીભ કરડી ત્યાં દંત રે, બાલી ક્રોધી તમારો કંથ રે.
જાણો છો ત્રીકમની ટેવ રે, અગ્નિકટકો છે કૃષ્ણદેવ રે;
એ તાળાંની કૂંચી રે મોહને મૂકી છે ઉંચી રે.
શું જાણીઓ ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે;
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઈ આવડું બીહોછો તે શું છે રે.
જો તમ ઉપર કોપે શ્યામરે, ત્યારે મારૂં તમો લેજો નામ રે;
જો હરિ દેખાડે મુને બળરે, કડી પેરે ઉતારૂં ઝાકળ રે.
ત્યારે બોલ્યાં તે જાંબુવંતી રે, એક મેં વિચારી છે માત રે;
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, કોઈ બહાર જઈ વાત ન કીજેરે.

**વલણ.**

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવંતી એમ ઉચ્ચરે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શ્યામા સમ કેવા કહેરે.

## ૧૫ ભોજાઇઓની ભાવના.

### રાગ મારૂ.

જાંબુવંતી કહે બહાર જઈને કરે પિંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પિતાની જાત.
પછે સુભદ્રના હાથમાં તે આપ્યાં સત્ય વચન;
વસ્ત્ર આભુષણ રહ્યાં જોઈને માન્યું માનુનીમન.

ચાલ્યાં સુભદ્રા પિંજર પાસે કુંચી કરમાં સહાઈ;
એકલીએ તાળું ઉઘાડયું, જુએ વેગળી સર્વે ભોજાઈ.
દ્વાર બને જુજવાં કીધાં, જુએ છે સર્વે સાર;
માંહે મૃત્યુક મોટું દીઠું, ત્યારે હસી રાજકુમાર.
અહિલોચનનો પ્રાણ રહ્યાતો, વળગી પેટીના પાસા માંહે;
હસતાં હાસ કરી હંસ પેઠો, હરિભગિનીના નાક માંહે.
અબળાને ગર્ભ છે અર્જુન કેરો, થયા છે પંચમ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સધ પૂર્યો વાસ.
તે જીવ વિચારે અહિલોચનનો, હું આવ્યો હરીને ઘેર;
ન થાઉં પ્રસવ મારૂં સુભદ્રાને, વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
કમાઈ જુઓ આપણા કંથની, મુવું મુડદું મસાણેથી આણ્યું.
તાળી દઈ હસ્યાં માંહો માંહે, સર્વમાં સત્યભામા ડાહ્યાં;
બાઈએ હેત કીધું ભગિનીને, અવિલોકે અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંક્યો, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદીરે ન આવ્યા, મેં ત્યારથકી કૌતક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકડા, કરવા લાગી ઠંઠોળી;
સુભદ્રાને વાંટી વળી ભાભી, સોલ સહસ્રની ટોળી.
રૂક્મિણી કહે બાઈ મારે મંદીર, ટબકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવંતી કહે બત્રીશ લક્ષણો, બાઈ તમારો વીર;
તે જાણે તો મુને હાર મારે, માટે આપો મારૂં ચીર.
સાંસતાં રહી સત્યભામાં બોલ્યાં, હાથ દઈને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઈએ તો આવજો કાલે.
એક કહે નહીં રાખે આપણું, નહિ અભૈયા ભીખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે, અંગુઠી પહેરી મારી.
એક કહે એ અભૈયાને આપતાં, આપણું હૈડું હીસે;
પાછુ લઈએ છીએ એટલા માટે, જે પીએરમાં વરણાગી દીસે.

માન દઈ અપમાન માંડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યાં, જે ધણી હું માનમોહોતી;
હવે સાલ્લા સોતી જવા ધો, ભાભીઓ ભાવના પહોતી.

### વલણ.

પહોતી ભાવના ભાભીઓ, એમ નણંદે ટચકો ચોડીઓ;
લટપટ કરીને વસ્ત્ર હર્યાં, પછે આપ આપને મંદીર દોડીઓ.

અભિમન્યુ આખ્યાન.

બૂ. કા.

## શામળ.

### ૧૬ સ્ત્રીના વખાણ.

### છપ્પા.

સ્ત્રીવશ સૂર્ય ને ચંદ્ર, ઈંદ્રિ તરૂણી વશજ્યારે;
સ્ત્રીવશ દેવ મહાદેવ, મોટી માયા તે ત્યારે;
સ્ત્રીવશ રૂડા ગામ, સ્ત્રી વશ મુનિવર મોટા;
સ્ત્રીવશ સઘળી સૃષ્ટિ, છેક મોટા ને છોટા;
વશ વર્ત્તે નર સહુ તે તણે જુવાની જ્યારે .ધણી;
કવિ શામળ કહે અજીત એ, તરતીબ ઘણી તરૂણી તણી.
નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, કંથને જાણે દેવા;
નારી તેનું નામ, દુઃખ જે આગળ કહીએ;
નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહીએ;

વળી નારી નમીને ચાલશે, નારી સપૂત કુળે ફળે;
જીવતાં જશ જીતી લીએ, અંતકાળે વાંસે બળે.
પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાનો પ્રૌઢી;
પ્રમદાથી શોભે પુરૂષ, કહેવાય નરનારી જોડી;
પ્રમદા વડે ઘર સૂત્ર, પુત્ર પ્રમદાથી પામે;
અર્ધાંગ પુન્ય વિભાગ, દુઃખ વનિતાથી વામે;
ઘર છિદ્ર ઢંકાય ઘરણી થકી, માન સન્માન મહિમા મળે;
શુભ ઇચ્છે તે સ્વામી તણું, અંતકાળે અગ્નિમાં બળે.
મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણુ તે નીચાં નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું ઝૂઝે;
જ્યાં મળે કંથ ને કામની, હાવ ભાવ મનમાં ભરે;
પકડે તે તરૂણી તોલ ત્યાં, શામળ કહે શોભા ધરે.
રામા રત્નની ખાણ, જાણુ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જળહળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરૂં સદન. વદન હસી રાખે રાજી;
ભડ ભોજ કરણ વિક્રમ અને, હરિશ્ચંદ્રની હારના;
પંડિત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ પણ નારના.
જે ઘરમાં ઘરનાર; દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘરનાર. પિંડ પિત્રી પણ લેશે;
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે;
જે ઘરમાં ઘરનાર, માન માણસમાં મળશે;
ઘરનાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જસો;
ઘરનાર વિના નર નિર્બળો, શાહ તોય તસ્કર તસો.
નાર વિના-નર રંક, સંગ રાખે નહિ કોઈ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઈ;

નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સંગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે;
ચતુરા વિણુ ચાલે નહીં, જગતમાંહિ રહે જ્યાહરે;
શામળ કહે છે શ્યામા કરી, તજે જગત તો ત્યાહરે.
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની;
વાલપણે કરી વાત, મટાડે પીડા મનની;
સુખ દુઃખમાં સમ ભાગ, રાગરૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત્તહરનાર, સાર ઉરમાં મદમાતી;
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે;
એ અંત કાળ અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે.
રાખે કંથની રીઝ, કામ કરવા દિલ દાસી;
પિયુ ઘર કામ પ્રધાન, હોય મધુરી મુખહાસી;
દુઃખની વેળા કામ, ખરૂં દિલ રિઝવે ખાંતે;
ત્રેહી સેવામાંહિ, ઘણી રૂપાળી ઘાટે;
પતિવ્રતપણું પાળે ઘણું, નર ઉપર દિલ નેહનું;
કવિ શામળ કહે શોધી મળે, તરૂણી નામજ તેહનું.
નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દિલથી જાણે દેવા;
નારી તેનું નામ, દુઃખ સુખ ઘટતાં લહીઆ;
નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહીઆ;
વળિ નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે;
જીવે ત્યારે જશ જીતી લે, અંતકાળ બાંહેબળે.
નારી દેખી નર લાખ, ભોળવાણા કંઈ ભટકયા;
જોગી મૂકયા જોગ, કંઈક સંન્યાસી સટકયા;
સિદ્ધ તજી સિદ્ધાઈ, બ્રહ્મચારી કંઈ ભમીઆ;
પંડિત તજી પુરાણ, રંગ રામાસું રમીઆ;
વળી વ્રત મૂકયાં કંઈ વરતીયે, વગોવ્યો વેષ વેરાગીએ;
સઉ સ્ત્રી સુખમાંહી શમી ગયા, તરૂણી ન તજી ત્યાગીએ.

પશુ ચરે છે તરણ, રહેછે રણમાં રમતાં;
નર નારીની જોડ, ભાળીએ સાથે ભમતાં;
ઉડે પંખી આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, ગધેડું કે કાં ઘોડું;
સુર અસુર નાગ કિન્નર વિષે, દેવી નાગણ દાનવી;
મન ગઈ કર્યાં છે મેરીએ, કોણ માત્રમાં માનવી.
નાર વિના નર રંક, દામણો દીસે દેહે;
નાર વિના નર રંક દિસે ગુણહીણો ગેહે;
નાર વિના નર રંક, નહીં ધન ધીરે કોય;
નાર વિના નર રંક, હરી પૂજન નવ હોય;
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે.
અવગુણ અદકા અયુતેગણા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સુખ દેયણ કર સેવા;
ભજે પુણ્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા.
સ્યામાથી સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કુળ ઇકોતેર તારે.
કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી.
હું એમ વિચારૂં આપથી, પુણ્યવંત તેનો પતી.
માનનિ મોટે મૂલ્ય, મહા માયા એ મોટી;
જીતવા ઇચ્છે જેહ, તેહની ખાંતજ ખોટી;
સ્વગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણીઆ;
ઉંચ નીચ ને અમીર, સર્વ જુવતિએ જણીઆ;
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરૂપથી પ્રીછજો.
સઉ શાસ્ત્ર સાક્ષી શામળ કહે, અંતરમાં સઉ ઇચ્છજો.
નિર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે;
જુવતી જોબનમાંહી, રીઝથી રંગ રમાડે;
ઢાંકે કુળ કલંક, સરસ ચલવે ઘરસુત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પુત્ર સુપુત્ર;

વળી હોય સતી શુભ સાધવી, પુણ્યવંતી તે પારખી
છે નીચ કોઇકિજ નારીઓ, સ્વભાવે સઉ નહિ સારખી.

---

# દયારામ.

## ૧૭—બાળ લીલા.

### ગરબો.

સજ્જન સાંભળોરે, હરિની બાળલીલા કાંઇ ગાશું,
કોટી કલ્પનારે, પતિતપણાથી પાવન થાશું—૧
ઇશ્વર અખિલતણારે, જેનું કરે શેષ શિવ વંદન,
ભકતવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન.—૨
ગોકુળ ગામમાંરે, નિત્ય યશોમતીઘેર આનંદ હેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી—૩
મોહન મૂરતીરે, સહેજે દીઠેથી મોહ લાગે,
તે હરિ હઠ કરીરે, મા મા કહીને માખણ માગે.—૪
પાયે લંગરીરે, છમછમ કરતો છબીલો ચાલે,
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે.—૫
કટિકંદોરડોરે, ચરણ ધરંતાં ખમખમ બોલે,
લટકે કુમતૂરે, શોભા નહીં કોઈ તેની તોલે.—૬
પહોચાં સાંકળાંરે, કરમાં કંચનકંકણ શોભે,
બાજુ બેરખાંરે, બાજુબંધે બહુ મન લોભે.—૭
ઉરપર સાંગલુરે, સિંહનખ શોભે સુવરણમઢીઓ,
મણી મુકતાતણીરે, માળાઓ જઈ નાભી અડીઓ.—૮
મોહન મુખડુંરે. શરદપુનમ શશીથકી બહુ સારૂં;
નિરમળ નાસિકારે, મોતીલળકે મોહ્યું મન મારૂં.—૯

આંજી આંખડીરે, માજી ગાલ નજરીઉં કીધું;
લૉલવટ લાલનુરે, શોભે કુંમકુંમ બિંદુ દીધું.–૧૦
કુંડળ કાનમાંરે, પડયાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુંમણુ વેળીઉંરે, મોતી ભરીઉં લટકે લળકે.–૧૧
મુખપર ઝૂમતારે, હરિને બિટળીઆળા કેશ;
છબી ઘનસ્યામ છેરે, મનમોહન પ્રભુ બાળક વેશ.–૧૨
મુખ દધિ લેપિયુરે, નિરખે ઉર ભરી આવે વાલ;
પરમ આનંદનોરે, સાગર નવનીતપ્રિય નંદલાલ–૧૩
એવો લાડીલોરે, ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું :વલોવતાંરે, ગોવિંદ ગોળી રવૈ ઝાલે.–૧૪
બોલે તોતલુંરે, ઠણુઠણુતો કાનડ કાળો;
માડી ધવડાવતીરે, હઠ કરી કેતાં લાગે વહાલો.–૧૫
પાહનો ઉભર્યોરે, કોકાં દૈને કંઠ લપટાવે;
શિરશુદ્ધિ કરીરે, ઉછંગે લઈને ધવરાવે.–૧૬
ગોવિંદ ઘુંટડેરે, દૂધ પીએ જસોદા, મુખ જુએ;
બુચકારી કરીરે, જનુની આંખનાં આંસુ લુએ.–૧૭
તૃપ્ત થયા પછેરે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણેરે, ગોપી જન લઈ હ્રદયે ચાંપે.–૧૮
લેતી ભામણાંરે, નિરખે શિશુ માટે મુખ ચૂમે;
ઘેર જવાય નહીંરે, લલચ્યું લાલ વિશે મન ધૂમે.–૧૯
રમતાં આંગણેરે, કરદમ વળગ્યો છે શ્રીઅંગે;
બહેકે બરાસથીરે, ઝાઝા કેલી છે હરી સંગે.–૨૦
એવા જે ભર્યારે, વછનું પૂંછ ગ્રહી ફરે પૂઠે;
પડી જવાયછેરે, ગોપી હસીપડે વળી ઊઠે.–૨૧
વૃજની સુંદરીરે, લાલચ માખણતણી બતાવે;
અંતર પ્રેમથીરે, પ્રભુને થૈથૈ થનક નચાવે.–૨૨
બાળચરિત્રનોરે, આનંદ એવો વૃજજન માણે;
વૃજવાસીતણાંરે, ભાગ્યનો પાર કોઈ નવ જાણે.–૨૩

નેતિ નિગમ કહેરે, અગમ અગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથીરે, આહીરડાંને આવી વળગ્યો.—૨૪
કીધા અવતાર ઘણોરે, શિરોમણિ વ્રજલીલા વ્રજરાણો;
દાસ દયા તણોરે, પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો.—૨૫

## ૧૮—હાલરડું.

## માતાનો પુત્રપ્રેમ.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.
ઝુલે લાડકડા પુરૂષોત્તમ આનંદભેર,
હરખી નીરખી ને ગોપીજન જાયે વારણે;
થાત આનંદ શ્રીનંદજીને ઘેર;
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.

હરિનાં મુખડાં ઉપર વારૂં કોટિક ચંદ્રમા,
પંકજલોચન સુંદર વિશાળ કપોળ;
દીપકજ્યોતિ સરખી દીપે સુંદર નાસિકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતાચોળ; માતા૦

મેઘસ્યામ કાન્તિ ભ્રકુટી છે વાંકડી.
ખીટળીઆળા બાળ ઉપર ઝુમે કેશ;
હસતાં દંતુડી દીસે બેઉ હીરાકણી,
જોતાં લાજે કોટી મદન મોહનવેશ; માતા૦

સિંહનખ જડેલું સુવર્ણ શોભે સાંગલું,
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર;
ચરણ અંગુઠો ધાવે હરજી બે હાથેગ્રહી,
કોઈ બોલાવે તો કરે કિલકિલાકાર; માતા૦

લાલ લલાટે કીધો કુંકુમ કેરો ચાંદલો,
શોભે જડિત્ર જાણે મરકતમણિની માળ;

જનની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડી,
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ. માતા૦
સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝુલાવે રૂમ ઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલડાં,
ખેંચે ફુમતીઆળી રેશમદોરી સાર; માતા૦
હંસ કારંડ ને કોકિલ પોપટ પારણે,
બપૈયા ચકોર ને કાંઈ સારસ મેનામોર;
રમકડા મૂકયાં રમવાને મોહનલાલને,
ઘમઘમ ઘુઘરા વજાડે નંદકિશોર; માતા૦
મારા કહાનાની સમાણી કન્યા લાવશું.
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલાલહેર; માતા૦
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરીને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઈને બેટાડીશ હૃદયા સાથ; માતા૦
જેનો શેષ શંકરસરખા પાર પામે નહીં,
નેતિ નેતિ કેહે છે નિગમ વારંવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં,
નથી નથી એનાં ભાગ્ય તણો કાંઈ પાર; માતા૦
વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદજસોદા કેરૂં ભાગ્ય વિશેષ;
તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતિઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવને શેષ; માતા૦

ધન્યધન્યવ્રજવાસી ગોપીજન નંદજસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન, હરિ કેરો જ્યાં છે વાસ;
સદા જુગલકિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ; માતા૦

## ૧૯—મીરાં ચરિત્ર.

મીરાં મન મોહનશું માન્યું;
વરીઆ વરીઆ શ્રીગિરધરલાલ જાણે જગ નથી કાંઈ છાનું—ટેક૦
જેમલ રાઠોડની દીકરીરે, સુણો મીંડતા એનું ધામ;
રૂપગુણ કોઈ સમોવડ નહીં, રૂડું ધર્યું મીરાંબાઈ નામ. મીરાં.
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથનેરે, કરશે નંદકુંવરજીશું નેહ મીરાં.
ઉદેપુરનો રાણો રાજીઆરે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે, કંઈ લૈકિક રીતે મીરાંબાઈ. મીરાં.
દેવીને દેવા વધામણાંરે, ચાલ્યાં વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીઆરે, મીરાંનું તો મોહનનાં મન. મીરાં.
સાસુ કહે સૈભાગ્ય વધેરે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે, વિના શ્રીગિરિધરરાય. મીરાં.
સાસુ કહેરે સામી બોલી આજથી મારે, નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં.
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે ભલું થયું ભાંગ્યો જંજાળ;
સાધુની સંગે દિન રેણ નિર્ગમશું. સુખે સેવીશું ગાઈશું ગોપાળ. મીરાં.
નંદનંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરિજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરિને લડાવે કરે લહેર. મીરાં.
નણંદ આવી મીરાંબાઈની પાસે, ભાભી આશો માંડયો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માતતાત. મીરાં.
અંબર આભ્રણ પહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજીતણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં.

છાપાંતિલક આ શી તુલસીની માળા, નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનોરે, રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં.
મીરાં કહે રે બાઈ ક્લેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં.
વળી સોનું રૂપું પહેરે શું સુધર્યુંરે, કહાડી નાખો ડાકડમાળ;
છાપાંતિલક ધરી સાધુઓમાં બેસો, આ લો પહેરો તુળસીની માળ. મીરાં.
તમો પણ જાઓ શીદ સાસરેરે બાઈ, વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ. મીરાં.
કહેજો તમારી માતનેરે, વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાયે;
હરિવિના કોટી દેવ સેવશો તોયે, જનમ મરણ નહીં જાયે. મીરાં.
સુણી એમ છણકતી બીજતીરે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઈ ભાભી કહેછે થાઓ વેરાગી સહુ, મુકી દો રાજ અવાસ. મીરાં.
એવું સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાંરે, કોણ કોણ બેઠું એની પાસ. મીરાં.
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરષ બીજો છે, ઘરમાં થઈ રહીછે થૈથૈકાર. મીરાં.
સુણતામાં રાણો થયો રાતડોરે, ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
પેઠો મીરાંને મહેલે એકલોરે, કોઈ આવે ના ધાઈ દીધાં દ્વાર. મીરાં.
આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ તેને ના દીધું દરશન;
પૂછ્યું મીરાંને પેલો પુરુષ કયાં છે, તારે લાગ્યું જેશું લગંન. મીરાં.
કયાં છે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટથકી દૂર. મીરાં.
કાઢી નાંખોજી આ ક્લેશ કપટ સર્વે, નિર્મળ કરો મન;
પ્રેમભક્તિએ પરબ્રહ્મ ભજો તો, તમને થાય તેનાં દર્શન. મીરાં.
એવું સુણીને આગ લાગી ઘણુંરે, પણ ભાવ ના આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં.
તોએ મુરખ સમજ્યો નહીં રે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયુંરે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર. મીરાં.

છોભો પડયો પાછો ફ્રર્યોરે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં.

લીધો મીરાંએ મન મગ્ન થઈનેરે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઈ ગયું રે, એને સમર્થ ધણી ભગવાન. મીરાં.

મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવા ગોંસાઈને શિક્ષાય. મીરાં.

હરિજન જાણી મીરાં મળવાનું કહાવ્યું, તેણે કા'વ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પરપુરૂષ જોએથી દુઃખ. મીરાં.

આજ લગી હું એમ જાણુતી જે, વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો, તેમાં ધન્ય તમારો વિવેક. મીરાં.

એવું શુણીને જ્ઞાન પામીઆરે, જીવા ગોંસાઈ મળ્યા છે સામા ધાઈ;
હળી મળીને હરિની વાત કરીને આવ્યાં, મેવાડદેશ મીરાંબાઈ. મીરાં.

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકાં રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ. મીરાં.

પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.

ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અન્ન ન ખાય. મીરાં.

જહાંરેલગી તમો રહેશો દ્વારિકાંરે, ત્યાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માંગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં.

હરિએ હકીકત શાંભળીનેરે, હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઈ ગયાંરે મીરાં, જે જે શ્રીદ્વારકાંનાથ. મીરાં.

ચરિત્ર એ મીરાંબાઈનુંરે જે કો, શીખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેને મળે ને ત્રૂઠે, દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં.

---

# કાળિદાસ.

## ૨૮—ધ્રુવાખ્યાન

શ્રીગુરૂ ગોવિંદને વરણવું, પ્રેમશું લાગું પાય;
આરાધું અવિનાશી એવા, આદિ નિરંજન રાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નિપાવા થઈ મનસાય, સુભટ થઈ પોઢ્યા જળમાંય. જેજેવૈકુંઠરાય.
હરિ જળમાં પોઢ્યા સહિ, શેષ નાગ ઉપર તે જાય;
નારાયણના નાભિકમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વાયંભૂ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રિયવ્રત ને ઉત્તાનપાદ. જેજે.
ઉત્તાનપાદ નર નીપનો, રાજા પરમનિધાન;
અનુપમ બે સુંદરી તેનાં, સુરતિ સુમતિ નામ;
સુરતિ ઉપર નહિરે માન, ધ્રુવજી તેના એક સંતાન;
સુમતિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક. જે જે.
ઉત્તમ ઉછંગે બેસાર્યો રાયે, સભામાંહિ એકવાર;
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગ બેસવા કીધાં મંન, અપરમા કહે કઠણ વચંન. જેજે.
**સુમતિ**—અપર મા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને ક્યાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી અહાંથી;
અહાંથી જઈ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. જેજે.
વચન વનિતાનાં સાંભળી, ઉતર્યો મોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ;
મનભંગ થઈ નાંખ્યો નિઃશ્વાસ, રોતા આવ્યા માતની પાસ;
માયે ચાંપ્યા હૃદયાસાથ, કહો કુંવર કોણે દુભવ્યા આજ. જેજે.

ધ્રુવ–આજ સભામાં માવડી બેઠો, ઉત્તમ રાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપર મા એમ બોલે;
અપર કહે અભાગણી કેરા, સુખ વાંછો તો વન જાઓ સવેરા;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. જેજે.
સુરુચિ–વળતી માતા ઉચરે કુંવર હૈડે ન ધરીએ દુઃખ;
પુરણ પુન્ય કીધાં હશે ત્યારે, તે ભોગવેછે સુખ;
સુખ આપણને ક્યાંથી વહાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા;
નથી સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વ્રત કીધાં નથી. જેજે.
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યાં આપણાં, ત્યાં ક્યાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના ક્યમ પામીએ વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જઈ માંડો તપ. જેજે.
તપ માંડયો બ્રહ્માજીયે ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કીધી મનભાવતી ત્યારે, પ્રગટ્યા નારદ મન;
મુનિએ માંડયો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ;
જો કરીએ શ્રીહરિ પ્રસન્ન, તો અભાગીઆં ટળીએ તંન. જેજે.
ધ્રુવ–તને અભાગણિ હું ટાળું મા, છુરે તમારો તંન;
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂં નહિ અન્ય;
સુખ સંભારે સાસે જેહ, વિશ્વંભરે પરહીઓ દેહ;
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું વનમાંય. જેજે.
સુરુચિ–માતાને આંસુ આવીઆં ને, અંતર ઉપની દાઝ;
રાજાએ મને પરહરી કુંવર, તુંએ કરે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ;
જળ વિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી. જેજે.
ધ્રુવ–ટળવળ મા રે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું તેને, ફળ લાગશે અનંત;
અનંત કરુણા કરશે હરિ, આપણી આશા પૂરશે ખરી;
એછે સાચે અનાથનો નાથ, તેને ભજવા જાઉં રે માત.

સુરતિ–વળી માતા એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તંન;
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મંન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખની આગળ રહોરે બાળ, ઘેર બેઠા ભજીએ ગોપાળ. જેજે.
ધ્રુવ–ઘેર ગોપાળ ન પામીએ, મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જાઈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ. જેજે.
સુરતિ–આશિષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતની–કંઠે, કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટી કેશવ પુરુષોત્તમ પાય, એવી આશિષ દે છે માય. જેજે.
માને આંસુ આવ્યા ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી. જેજે.
કવિ–ફેરા ફરીઓ માતનેરે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માંગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસિણી બેડું ભરી જાય;
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્રજ મળ્યા. જેજે.
મળ્યાં શુકન સહુ હર્ખનાં, ધ્રુવજી નીકળ્યા નગર બહાર;
આગળ જાતાં ધ્રુવજીનેરે, મળીઆ બ્રહ્મકુમાર;
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા, હરિગુણ ગાતા વેણુ સુવાતા:
કર જોડી કહેછે ભૂપતન, ક્ષમા કરો તમે નારદ મુન્ય. જેજે.
નારદ–નારદ કહે શીદ જાઓછો, શું છે તમારે કામ;
કોણ તમારાં માતપિતા, શું છે તમારો નામ;
ધ્રુવ–મારું નામ છે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર;
રાવ રાણા બેઠા સહુ રંગ, ઉત્તમને તેડયો ઉછંગ. જેજે.

ઉંછગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાંની ખોલી;
દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપર મા એમ બોલી;
અપર કહે અભાગણીકેરા, જો સુખ વાંછો વન જાઓ વેલા;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. જોજો.
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચંન;
કઠણ વચન તે કેમ વિસરે, લોઢા સમ હોય તો નીસરે;
ખડગતણો તો સહીએ ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય. જોજો.
**નારદ**—જારે ઘેલા અત્યારથી, તે તું એવડો શો ધરે કાળ;
માન કુમાન શું તારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને મા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલ્લોલ;
અપર માનાં એવાં હેત, વિસારીને વાળો ચેત. જોજો.
**ધ્રુવ**—ચિત્ત તે કેઈ પેરે વાળીએ મને, બોલાવ્યો નહીં બાપ,
કશાયમાં લેખ્યો નહિ હુને, ઉકળ્યું તે તાપ;
**નારદ**—તાપ કુંવર નહીં આણીએ રતી, સુખદુ:ખનું કોઈસિરીગત નથી;
હરિએ નિર્મ્યું તેમજ હોય, કર્યાં કરમ છોડવે નહિ કોય. જોજો.
કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરો હર્ખ ને શોક;
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધરવો સંતોષ;
સંતોષી કુંવર ઘેર પધારો, અપર માના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ. જોજો.
**ધ્રુવ**—સભામાં શું દેખાડીએ, સૌકોમાં વળી નાક;
સભામાં ત્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણા કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ બહુ બળે. જોજો.
**નારદ**—બળ કીધે હરિ નહિ મળે, માનો મારૂં વચંન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન;
દર્શન તમને કેમ આપશે, વન જઈને વીમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રુજશે. જોજો.

જાશે ચિત્ત સંસારમાં, ત્યારે સાંભરશે રંગભોગ;
ભૂખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
**ધ્રુવ**—જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરુ ચળે પણ હું ચળું નહીં, ઋષિજી તમ પરતાપે સહી. જેને.
**નારદ**—ઋષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવનમાંય;
જમુનાંજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઈ કરજે અલ્પાશન, જળ પત્ર ને ફળ પ્રાસન;
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનસ્યામ. જેને.
સ્યામને શીશ મુગટ છે—કાને, કુંડળ મકરાકાર;
કોટે કૌસ્તુભ કટિમેખલા, પાયે નેપુર ઝણકાર;
પાશ પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ. જેને.
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠનાથ;
**કવિ**—આશિર્વાદ દેઈ દાસને મસ્તક મૂક્યો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માંગી વિચર્યો અરણ;
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા સયને ગામ. જેને.
મુનિ આવ્યા મહારાજને જોવા, સયતણું સુખ મન;
માન દીધાં બ્રહ્મપુત્રને, વળી આપ્યાં આસંન;
આપ્યાં આસન બેઠા ઋષિ, આશા ઉત્તમતાતને વસી;
**રાજા**—આ શાંરે ઋષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ. જેને.
આજ સભામાં ઋષિજી મારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં નવ બોલાવ્યો;
સ્રીને વરાંસે વિસર્યું બાળ, અપર માયે દીધી ગાળ. જેને.
ઋષિ એ વચને નિસરીઓરે, વીશે ગયો છે વંન;
વનમાં વાઘ વરુ હશે તેને, દેખી ધ્રુજસે તંન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં મહાલતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર. જેને.

કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળીઉ, કેમ જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં કેમ સૂશે બાળ, એની શય્યા અહીં છે સાર. જેજે.
સારા અન્ન આરોગતો તે, ફળપત્રો કેમ ખાશે;
પાણી પીતો પળે પળે તે, જળવિણ કેમ રહેવાશે?
તેની વતી રહેવાશે કેમ? તેહ વિના હું દાઝું એમ;
સુધ વિનાનો થયો શરીર, વિસરતો નથી તેહ જ વીર. જેજે.
વળી વીરો અહીંઆં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલું કાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ. જેજે.
શું કરીએ વડી સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઈ ઠામ;
શું કરીએ આ રાજ અને શું, કરીએ ધન ને ધામ;
ધન ગયું અમારે આજ, પુત્ર વિના સૌ સુનો સાજ;
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મારા પ્રાણ જશેરે ઋખી. જેજે.

**નારદ**—ઋષિ કહે તમે મા રૂઓ, મને મળ્યો હતો તે બાળ;
આશિર્વાદ દેઈ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહીને વળીઆ ઋખ. જેજે.

**કવિ**—ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વનમોઝાર;
મધુવન પોંચ્યો પ્રેમથી કીધો, ત્યાં જઈ મન વિચાર;
ત્યાં જઈ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પ્રાશ;
ત્રીજે માસ છટ્ઠે દિન એમ, ચોથે માસે જળના નેમ. જેજે.
નેમ ધરીને નેહથકી ભજે, ઈશ્વર અશરણશરણ;
પાંચમે પ્રાણ જ રૂંધીઆ ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વીત્યા ખટ માસ, હ્રદયમાં ઓળખ્યા અવિનાશ. જેજે.

અવિનાશીને ઓળખીઆરે, એમ ઉભો રાજન;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠે ગયા;
જઈ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઈ કષ્ટે કાય. જેજે.
**દેવતા**–કાયા કષ્ટી વશ રાખવી એ, ઇંદ્રી મન અચેત;
અચરત એ તો અતિ ઘણું એમ, બોલ્યા અમર ધરી હેત;
અમર કહે અમને બીક લાગી, રખે લીએ ઇંદ્રાસન માગી;
**વિષ્ણુ**–વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી. જેજે.
નથી ઇચ્છતો સંપત્તીને કે, નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યાં ચિત્તે મારાં ગણું, અળગો ન મુજથી એહ;
મુજથકી અળગો નહિ એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે એ મારૂં, કહોની એને કેમ વિસારૂં. જેજે.
વિસાર્યો વિસરે નહિ એને, આપીશ અવિચળ અર્થ;
નામ નહીં લે તમતણું, કાંય બિહો છો વ્યર્થ;
**કવિ**–ઇંદ્રતણી આસવાસના કરી, સુરથાનક મોકલીઆ ફરી;
ગરૂડે ચડી ચાલ્યા શ્રી હરી, વનમાં આવ્યા વેગે કરી. જેજે,
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નિહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમે કરી પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિમલ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કરજોડી દાસ. જેજે.
**ધ્રુવ**–દાસ દયાળને વિનવું તમો, સવ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારૂં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે પ્રણામ. જેજે.
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણી હોય;
અદ્દભુત શક્તિ આપની તારો, પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર;
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇએક માગ તું વર. જેજે.

વર કેમ માગું વિઠ્ઠલા હું તો, કરીશ તમારી સેવા;
વિષયભોગ સંસાર છે એ તો, સુપનાનાં સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો. જેજે.
**વિષ્ણુ**–વેગળો વીરા ક્ષણું ન કરું વળી, તું વહેલો આવીશ;
જે ફળ દુલભ દેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારી ન રહે લાજ;
લોક કહે રઝળીને મુઓ, સ્વજનોમાંથી પડયો જુજવો. જેજે.
પડયો સ્વજનથી જુજવો ત્યારે, સુરતિને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુવેછે માય;
માને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથિ જૈને સૌને સુખ આપો;
મારી આજ્ઞા પાળજ આજ, છત્રિશ હજાર વર્ષ ભોગવરાજ. જેજે.
રાજ ભોગવી તું આવજે તને મોકલીશ એક વિમાન;
તેમાં બેસી તું આવજે તારૂં, થશે જગતમાં જ્વાણ;
જાણ જગતમાં થાશે રાય. તેણે વધશે તુજ મહિમાય;
**કવિ**–આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાખ્યું બાળ. જેજે.
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મંન વિચાર;
જે ફળ દુલભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો હરિ તજીને માયા લાવ્યો:
આગળ ઋષિજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ. જેજે.
મુજને ત્રીકમજી મળ્યા મેં તો, જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં મને, હસશે દુરીજન લોક;
લોક કહેશે એને બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો. જેજે.
**લોકો**–હરિ દર્શન કરીને આવ્યોરે, રાય તમારો તંન;
**રાજા**–હું દુઃખીઆને શું હસોછોરે, તમે તે સર્વે જંન;
દુઃખિઆને હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયાને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ. જેજે.

**કવિ**–ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન્ન;
**નારદ**–હરિ દરશન કરીને આવ્યોરે, રાય તમારો તંન;
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટયો છે દીવો;
**કવિ**–વચન સુણી રીઝયા નરપતિ, વળતી વધામણી આપી અતિ. જેજે.
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;
રથે બેસિને સાંચરીઆ, ને સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી;
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે. જેજે.
**ધ્રુવ**–પ્રથમ પ્રણામ અપર માને, તેં ભેટાડયા શ્રીપત્ય;
**સુમતિ**–વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય કહી, આપણી આશા પૂરણ થઈ;
**સુરતિ**–વીરા હું જોતી'તી વાટ, તેં મારો ટાળ્યો ઉચ્ચાટ. જેજે.
**કવિ**–ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડયો આનંદ ભેર;
હેતનાં આંસું આવ્યાં ત્યારે, દૂધની ચાલી સેર;
સેર ચાલી તે કુંવરે પીધી, માતાએ ઘણી આશિષ દીધી;
**સુરતિ**–ઘણાં વર્ષ જીવોરે તંન, તમે કર્યાં છે કુળ પાવંન. જેજે.
પાવન કર્યાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ;
**કવિ**–રામ ભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઈની પોતી રળી, હેતનાં આંસું આવ્યા વળી. જેજે.
વળી રોપાવ્યા બારણા આંબળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમ ને જળ, ભરી ચડાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખીઆજ, ધ્રુવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામા ભેરી નાદ, ધ્રુવ પધાર્યા નિજ પ્રાસાદ. જેજે.
પ્રાસાદમાંહિ પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વિવાહની વાત;
વિવાહ કિધો અહલ્યા સાથે, પ્રેમે કરી પરણાવ્યા નાથે;
ઇંદ્રની કુંવરીને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર. જેજે.

નારી સાથે રંગ રમે, સુખમાં કાઢે દન;
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન;
આસને બેઠા ધ્રુવજી જાણુ, વરતાવા પોતાની આણુ;
શાસ્ત્ર પ્રમાણુ કરી નિર્ધાર, વરતાવે વર્ણાશ્રમ ચાર. જેજે.
વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણુ;
ધ્રુવ–આપ આપના ધર્મ પાળીએ, જે લખ્યું હોય ગીર્વાણુ;
ગીર્વાણુ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુધ બાંધવા ક્ષત્રી ધર્મ;
વૈશ્યને કરવા ખેતી વેપાર, શુદ્રને સેવાનો અધિકાર. જેજે.
સેવા તે સઘળી વરણને, હરિ ભજોને નિત્ય;
વરણ ધર્મ સૌ પાળીએ સાચું, બોલીએ તે શુભ રીત;
સાચું બોલી સંતોષ વાળીએ, મોહ માયા મત્સર ટાળીએ;
ન કરો કુડ કપટ અન્યાય, એટલી શિખામણુ દેછે રાય. જેજે.
કવિ–છત્રીસ હજાર વર્ષ વહી ગયાં ત્યારે, આવ્યું વિમાન પાસ;
વૈમાને બેસીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઈ, અવિચળ પદ તો પામ્યા તહીં;
જે ગાય ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન. જેજે.

---

# રાજે.

## ૨૧—રાધિકા સ્વપ્નામાં પરણ્યાં તે વિષે.

### રાગ પરજ.

ઉગતે વ્હાણે રાધાની માડી જાગી, એના ચિત્તમાં ચટકી લાગીરે,
આ શું રે કીધું.–ટેક.
કુંવરી મારે દુખના દરિયા આજ રેલ્યા, તેં કુળના મારગ મેલ્યારે; આ શું રે.
કુંવરી મારા કયા વેરીએ વેર સાંધ્યાં, તેં મીંઢલ કોનાં બાંધ્યારે; આ શું રે.
કુંવરી તારો કોઈ નગરીમાં દાંત વહેર્યો, તેં ચૂડો કોનો પહેર્યોરે; આ શું રે.

કુંવરી તેં તો જીવડો લીધો મારો ઝાલી, વરમાળા કેની ઘાલીરે; આ શું રે.
કુંવરી તેંતો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડીરે; આ શું રે.
કુંવરી તારો માંડવડો કયાં રોપ્યો, તારા વરને કોણે પોખ્યોરે; આ શું રે
કુંવરી ત્યાં તો કયા ગુરૂદેવ આવ્યા, ત્યાં કોણે વેદ ભણાવ્યારે; આ શું રે.
કુંવરી તમને કેણે રંગ રમાડયાં, ત્યાં કંસાર કેણે જમાડયાંરે; આ શું રે.
કુંવરી તેં તો કુળમાં લગાડી ખામી, તને મળ્યો રાજેનો સ્વામીરે; આ શું રે.

---

એટલે ત્યાં તો બોલ્યાં છે રાધા વાત, તું સાંભળ મારી માતરે;
મેં બહુ સારૂં કીધું.–ટેક.
માતારે મારી દુખના દરિયા નથી રેલ્યા, નથી કુળના મારગ મેલ્યારે; મેં બહુ.
માતા મારી શીશ તમારાં નથી વહેર્યાં, પાનેતર પ્રભુનાં પેર્યાં રે; મેં બહુ.
માતા મારી નથી વેરીએ વેર સાંધ્યાં, મીંઢળ મોહનનાં બાંધ્યાંરે; મેં બહુ
માતા મારી મથુરાં નગરીમાં દાંત વહેર્યો, મેં ચૂડો અવિચળ પેર્યોરે; મેં બહુ.
માતા તારો જીવડો લીધો નથી ઝાલી, વરમાળ વિઠ્ઠલની ઘાલીરે; મેં બહુ.
માતા મેં તો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડીરે; મેં બહુ.
માતા મારો માંડવડો વનમાં રોપ્યો, ઉમાએ વરને પોંખ્યોરે; મેં બહુ.
માતા ત્યાં તો તેત્રીસ ક્રોડ દેવ આવ્યા, બ્રહ્માએ વેદ ભણાવ્યારે; મેં બહુ.
માતા મારી કૃષ્ણ-ચરણામૃત મેં પીધાં, ત્યાં શિવે કન્યાદાન દીધાંરે; મેં બહુ.
માતા મારી બ્રહ્માએ રંગ રમાડયાં, કંસાર ઉમાએ જમાડયારે; મેં બહુ.
માતા મેંતો શિવને ચઢાવ્યા ફૂલગજરા, વાસુદેવ સરખા સસરારે; મેં બહુ.
માતા મેં તો શિવને ચડાવ્યા ફૂલ જાસું, દેવકીજી સરખાં સાસુરે; મેં બહુ
માતા મેં તો શિવને ચડાવી છે હલદી, સુભદ્રા સરખી નણદીરે; મેં બહુ
માતા મેં તો શિવને ધરાવેલા હાર, મને મળ્યા કૃષ્ણ ભરથારરે; મેં બહુ.
માતા મારી કુળમાં લગાડીનથીખામી, મને મળ્યો રાજેનો સ્વામીરે; મેં બહુ.

---

એટલે વળતી માતા બોલ્યાંછે વાણી, તું તો સાંભળ પુત્રી શાણીરે; આ શું રે કીધું.
કુંવરી એ તો કૃષ્ણ કહેવાયો કાળો, તે કયાં શોધ્યો ગોવાળોરે; આ શું રે કીધું.

કુંવરી એ તો કાનુડો કામણગારો, એ ધીંગડમલ્લ ધુતારોરે; આ શું રે કીધું.
કુંવરી એમાં ચાંદા સૂરજની સાખ્યો, એને જશોદાજીએ રાખ્યોરે; આ શું રે કીધું.
કુંવરી એ તો ગાયો ચારીને પેટ ભરતો, પરનારી પાછળ ફરતોરે; આ શું રે કીધું.
કુંવરી તારો તાત આ વાત જો જાણે, તો કંઠે પ્રાણજ આણેરે; આ શું રે કીધું.
કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં, અમને દુખડાં બહુ દીધાંરે; આ શું રે કીધું.

---

માતા મારી કૃષ્ણને એમ નવ કહીએ, એને ચરણે જઈને રહીએરે;
તું સાંભળ મારી માડી.
માતા એ તો ચૌદભુવનનો છે વાસી, એને ચરણે કોટિક કાશીરે;
તું સાંભળ મારી માડી.
માતા હવે પરણ્યાં તે ફોક કેમ થાશે, જો સૂરજ પશ્ચિમ જાશેરે;
તું સાંભળ મારી માંડી,
માતા તારે કરવું હોય તે કરજે, તારે મરવું હોય તો મરજેરે;
તું સાંભળ મારી માડી.
માતા હું તો પૂરણપદવીને પામી, મને મળ્યો રાજેનો સ્વામીરે;
તું સાંભળ મારી માડી.

---

# નિમાનંદ

## ૨૨—કૃષ્ણ મહાત્મ્ય.

નંદ નંદન જગત વંદન, ચરણ રજ કુબજા તરી;
ચાર જુગ પરસિદ્ધ કહીએ, કૃષ્ણ રાજત મધુપુરી.
બંસીવટ તટ નિકટ યમુના, શામળે મોરલી ધરી;
મોરલિ ધુની સુણી ત્રિલોક મોહે, કૃષ્ણ રાજત મધુપુરી.
વૃંદાવનમાં મદન મોહન, અષ્ટ સિધિ નવનિધિ ખરી;
કાળિ અહિ ઘનસ્યામ નાથ્યો, કૃષ્ણ રાજત મધુપુરી.

મુગટ લટપટ પેચ રસપટ, તિલક ચંદનનું કરી;
વનમાળી લાલ ગોપાળ કહીએ, કૃષ્ણ રાજત મધુપુરી.
ગોપ ગોપી સંગ લઈને, કુંજ કુંજ રમ્યા હરી;
રાસ રચ્યો યદુનાથ નંદન, કૃષ્ણ રાજત મધુપુરી.
ઇંદ્રિ ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત પ્રભુ ફરી ફરી;
અનંત મુનિજન કરત જય જય, કૃષ્ણ રાજત મધુપુરી.
કંશ વંશ નિકંદ કીધો, દનુજ સર્વ ગયા ડરી;
સંત કારણ દેહ ધારણ, કૃષ્ણ રાજત મધુપુરી.
કૃષ્ણાષ્ટક જે પઠત નિશદિન, સ્વર્ગ જાય તે સંચરી;
નિમાનંદ અવતાર અદ્ભુત, કૃષ્ણ રાજત મધુપુરી.

---

# રણછોડ ભક્ત.

## ૨૩—અશોકવાડીમાં સીતા અને હનુમાનનો મેળાપ.

### રાગ વેરાવળ.

વનચર વીરા વધામણી, કહેને કયાં થકી આવ્યો;
આરે મુદ્રિકા શ્રીરામની, કહેને કયાં થકી લાવ્યો. વનચર વીરા.
આરે મુદ્રિકા શ્રીરામની, કોઈને જોવા ન જડતી;
તે તારે હાથ આવી ચઢી, મુને કળ નથી પડતી. વનચર વીરા.
બોલજ બોલને બંધવા, સાચી સંભળાવે વાત;
ઝાળ ઓલવજો જાનકી, કુશળ છે રઘુનાથ. વનચર વીરા.
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી;
કપુર લઈ આલ્યું કાગને, મારે વહાલે વિસારી. વનચર વીરા.
નાથ નમેરા કયમ થયા, હૈડાં કઠણજ કીધાં;
સતિને મેલીને સાધુ થયા, મુખ મુનિવ્રત લીધાં. વનચર વીરા.

જોગ લીધો બે બંધવે, બેઠા આસનવાળી;
શ્રીપાત થયા સર્વ દેખતાં, પીધાં ઊપવીત બાળી. વનચર વીરા.
આજકાલ રામજી આવશે, તો તો અબળા ઉગરશે;
નાથ વિજોગે ટળવળી, નારી નિશ્ચય મરશે. વનચર વીરા.
પંથ ન્યાળતા નેત્ર ગળ્યાં, કર્મનો પાર નાવ્યો;
રણછોડના સ્વામિને જૈ કહેજો, સતીએ સંદેશો કહાવ્યો. વનચર વીરા.

## ૨૪—મંદોદરીએ રાવણને આપેલી સલાહ.

કહ્યુંરે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પત્થર તારી પાણીમાં, પ્રભુ પાગ બંધાવે કહ્યુંરે.
નારી આપો જઈ નરપતિ, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દયાળજી, સરશે આપણું કામ. કહ્યું રે.
માનોજી કહેરે મંદોદરી, સુણીએ મારા સ્વામી;
એને લેજો તમે ઓળખી, એ છે અંતર જામી. કહ્યું રે.
આ જુઓ ગરદ ઉડે ઘણી, મહેલ થઈ ગયા મેલા;
સીતાને લેઈને જઈ મળો, સ્વામી કાં થયા ઘેલા. કહ્યું રે.
આજ સ્વપ્નામાં આવીઉં, લંકામાં આગ લાગી;
રામબાણે દશ શીશ હણ્યાં, એટલે હું જાગી. કહ્યું રે.
પેટ ચોળીને પીડા કરી, માન મણિધરનું લીધું.
આભ સાથે જઈ આથડયા, વેર મોટા શું કીધું. કહ્યું રે.
દુરમતિએ દુમત કરી, વેર હાથે શું વાસ્યું;
પાપીતણા પ્રાણ લેઈને, આપણે ઘેર જાશું. કહ્યું રે.
તમારે માથે મરણ આવીઉં, ઉગરવાની શી આશ;
જઈને મળો તો જીવશો, કહેછે રણછોડદાસ. કહ્યું રે.

# આત્મારામ.

## ૨૫—પંદર તિથિઓ.

સખિ પડવે તે પંથે ચાલ્યા રે, મહા વનના તે મારગ ઝાલ્યા રે;
સાથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ બીજે મઢિમાં બીરાજે રે, જેવાં નદીઓ તણાં નીર ગાજે રે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ ત્રીજે તે વનની ઝાડી રે, દશ ફળ મંગાવે દહાડી રે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે;
સખિ ચોથે કેવડીઓ, બ્હેકે રે, ફાલ્યો ફૂલ્યો ને મોગરો મહેકે રે;
એવી લીલી લતાઓ લહેકે, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ પાંચમે પોપટ પાળ્યો રે, પાંખ લીલીને કાંઠલો કાળો રે;
રામનામ ભણતો ભાળ્યો રે, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ છઠ્ઠે છેતરવાને આવ્યો રે, કૂડો કપટી રાવણ સાથે લાવ્યો રે;
એ મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ સાતમે શ્રીહરિ સમર્યા રે, વાડી ભેળી ઉડાડયા ભમરા રે;
રૂખ સાહીને ઉપાડયા ડમરા, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ આઠમે એને નિહાળ્યો રે, ધનુષ ધરીને મરગલો માર્યો રે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ નોમે તે નાંખ્યો તીર રે, જઈ વાગ્યો છે મરગ ને શિર રે;
ધાજો ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ દશમે કહે લક્ષ્મણને રે, બેલી વીરો બોલાવેછે તમને રે;
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ એકાદશી અપવાસી રે, લંપટ લેવાનો લાગ તપાસી રે;
રાવણ સીતાને લઈ ગયો નાસી, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ બારસે હનુમાન બળીઓ રે, ઠેકી સમુદ્રને પાર નિકળીઓ રે;
જઈ જોગમાયાને મળીઓ, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.

સખિ તેરસે ત્રંબાળુ ભાગે રે, કાંક હનુમાન કેરી વાગે રે;
લાય લંકા ગઢમાં લાગે, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ ચૌદશે ચિત્ત વિચારી રે, ફોજ વાંદરાની રચી સારી રે;
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ પુનમે પ્રભુજી આવ્યા રે, થાળ ભરી મોતીડે વધાવ્યા રે;
માતા કૈશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.
સખિ પંદર તિથિ થઈ પૂરી રે, એમાં એકે નથી અધુરી રે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે.

---

# હરિદાસ.

## ૨૬—પદ પાંડવનું.

ગરુડ ચઢી આવજો ગિરધારી, લજ્યા મારી રાખજો મોરારી. ટેક૦
ભાવે યદુપતિને ગાઈએ, ગુરૂને ચરણે જઈને નમીએ;
પદ પૂજીને પાવન થઈએ. ગરુડ ચઢી૦
કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી તે દ્રુપદી;
મારી વહારે ચઢો જદુપતિ. ગરુડ ચઢી૦
ધર્મ રાજા તે ધર્મનું ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ;
ભીમ સહિત મહા બળવાન. ગરુડ ચઢી૦
જોશી સહદેવને લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે;
તેજવંતા, તે નકુળ આવે. ગરુડ ચઢી૦
હસ્તિનાપુરમાં હોડજ ધારી, માંડયાં ઘૃત ને બાજી હારી;
પહેલે પાસે હસ્તિનાપુર હારી. ગરુડ ચઢી૦
બીજે હાર્યા તે ગર્થ ભંડાર, ધર્મ રાજા કરે વિચાર;
એમ હાર્યા તે વારમવાર. ગરુડ ચઢી૦

ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી, ગયા દ્યુત વિદ્યા થકી હારી;
ચોથે હાર્યા દ્રૌપદી નારી. ગરુડ ચઢી૦
પાંડવ હાર્યાને હિંમત મેલી, એમની વાત તે વિશ્વમાં થએલી;
બહુનામી થજો મારા બેલી. ગરુડ ચઢી૦
એવે બોલ્યો દુર્યોધન હંકારી, તેડી લાવો પાંડવની નારી;
એમ સભામાં બોલ્યો પોકારી. ગરુડ ચઢી૦
એવે દુશાસનદોડતોરે આવ્યો, પાંડવનો સમાચાર સંભળાવ્યો;
કેડ સાહી ને ચોટલો ગ્રહી લાવ્યો. ગરુડ ચઢી૦
એવું બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી
એમ સભામાં બોલ્યો હોકારી. ગરુડ ચઢી૦
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યું પૂર્વનુંરે પાપ;
ખોળે બેસશે શોક સંતાપ. ગરુડ ચઢી૦
ખોળે બેસે ગદા ભીમ કેરી, વળી કાળે લીધો છે રે ઘેરી;
બધું યાદવ કુળ કર્યું વેરી. ગરુડ ચઢી૦
દૂર પંથ છે દ્વારિકા ગામ, સેજે સુતા છે સુંદર શ્યામ;
મારી વા'રે ચઢો ઘનશ્યામ. ગરુડ ચઢી૦
હરિ ગરુડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યાં રુકિમણિ નાર;
તમે ક્યાંરે પધારો ભર્તાર ગરુડ ચઢી૦
સતીને ભરીરે સભામાંરે આણી, એનાં ચીર લે છે દુષ્ટ તાણી;
તેની વા'રે ચડું છું હું રાણી. ગરુડ ચઢી૦
પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા, પંચાળીનાં પટકુળ લાવ્યા;
કર સાહીને ચીર પહેરાવ્યાં. ગરુડ ચઢી૦
હરિએ નવસેં નવાણું ચીર પૂર્યાં, તેમાં એકે નથીરે અધુરાં;
ભક્ત કામમાં છે પ્રભુ શૂરા. ગરુડ ચઢી૦
જે કોઈ પાંડવનું પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ થાશે;
હરિદાસનું કારજ સરાશે. ગરુડ ચઢી૦

# નર્મદાશંકર.

## ૨૭—સાચી શિખામણ.

માનની માનની માનની રે,
સખી સાચી શીખામણ માનની. ટેક
વરના ઉપર બહુ વ્હાલ વધારી;
થાજે વિવેકી માનુની રે. સખી સાચી૦
કદી ન ખીજવીશ ઘરનાં જનોને;
માનીશ ન જૂઠી સુણી કાનની રે. સખી સાચી૦
વરનું કહેલું તર્ત કરીદે;
સાથે તું આ બીડી પાનની રે સખી સાચી૦
કજીયા ટંટાનું મ્હોડું બાળીને;
લહેરો તું લે સંપપાનની રે. સખી સાચી૦
જતન છૈયાનાં નિતે તું રાખે;
વાતો તું કહે સહુ સાનની રે. સખી સાચી૦
કુછંદ આંધળી બની રહીને;
ખરાબી કર ના જાનની રે. સખી સાચી૦
નઠારી સંગત કદી ન સેવે;
થજે ઉદાર ધાનદાનના રે. સખી સાચી
ધીરજ ધરીને થજે સંતોષી;
ભૂલી જજે વાત તાનની રે. સખી સાચી૦
નીતિ ધર્મોને ભાવે ભજીને;
મજા તું લે બ્રહ્મજ્ઞાનની રે. સખી સાચી૦

## ૨૮—ભણવા ઉપર પ્રીત રાખવાની જરૂર.

### ગરબી

બેહેની ભણવા ઉપર પ્રીત, નિત્ય નવી રાખો રે;
તજી દઈ નરસી રીત, નીતિરસ ચાખો રે.

રૂડું ભણુવાથી થાય, તે ન ગણાએ રે;
તન મન દુખડાં જાય, સુખ જાણુએ રે.
પુત્રી વધૂ ને માત, એના ધરમો રે;
સહિયરતણો સહુ સાર, જાણો મરમો રે.
ઘરનો ઉપાડો બાર, જુગતિ ચલાવી રે;
વણુસાડો ન લગાર, ઘરદાઝ લાવી રે.
મળી બેઠાં જો ચાર, મરમ ન કહાડો રે;
સંગત પિયુની સાર, તેથી લાડો રે.
ભૂત ભમાડા વહેમ, કહાડી નાખો રે;
નરસાં ઉપર રહેમ, કદી ના રાખો રે.
પીયરસાસર વાસ, સંપે કરજો રે;
પસરે કીર્તિસુવાસ, સરસે ગરજો રે.
જો ભુલવે દુરીજંન, કાન ન દેજો રે;
પ્રભુભય ધારી મંન, ઘરમે રહેજો રે.
સ્વારથ કરવા કાજ, નવ ગભરાશો રે;
રસ્તો રાખી લાજ, લેજો ખાસો રે.
રસિક બની ચતુરાઈ. ઘરમાં રમજો રે;
વિદ્યાથી ન ધરાઈ, રસ ખૂબ જમજો રે.
પામો જો વિરામ, ઘરકામોથી રે;
ગાઓ શ્રી પ્રભુરામ, ડાહે મોથી રે.
ચમત્કાર સહુ સાર, આ સંસારે રે;
જાણો વિશ્વાધાર, જ્ઞાન વિચારે રે.
ફરી ફરી કહુંછું બહેન, વિદ્યા ભણજો રે
લાજ વધારી એન, લાભો ગણજો રે.
વિદ્યાથી સંતોષ, છે વળી ન્યારો રે;
બહુ સમશે સહુ રોષ, સાચું ધારો રે.
વિદ્યાથી લઈ જ્ઞાન, ભવના પાશો રે;
ઝટ તોડી સહમાન, સ્વર્ગે જાશો રે.

## ૨૯—સોળ શણગાર.

### મનહર

સુઘડતા આવડત ડહાપણ ચતુરાઈ,
અપળતા પતિવ્રત ઉદારતા સાત છે;
ક્ષમા સત્ય સંતોષ ને ઉદ્યોગ દયા સુવિદ્યા,
સર્વજનપ્રીતિ પ્રભુભક્તિ દિન રાત છે.
ધૈર્યસહ સોળ ગુણ સજી એવી નારી તે તો,
ઘર નાત જાત દેશ વિદેશ વિખ્યાત છે;
સોળ સલખણી નારી સોળ શણગારવાળી,
મળે જેને હાસ વહાલી તેની તો શી વાત છે!

---

## દલપતરામ.

## ૩૦—ધણીનાં માનની મહત્વત્તા.

### છપ્પા.

મળે ધણીનાં માન, મનુષ સૌ તેને માને;
મળે ધણીનાં માન, પડે સૌ તેને પાને;
મળે ધણીનાં માન, વડી તે ડહાપણવાળી;
મળે ધણીનાં માન, એજ રૂડી રૂપાળી;
જો મળે ધણીનાં માન તો, નિશ્ચે કહે ગુણવાન છે;
કામની જનને દલપત કહે, ધણીને માને માન છે.
મળે ન ધણીનાં માન, ભાગ્યહીણી તે ભુંડી;
મળે ન ધણીનાં માન, લોક સૌની તે લુંડી;
મળે ન ધણીનાં માન, નારી નિરભાગીણી;

મળે ન ધણીનાં માન, હોય ગુણ પણ ગુણહીણી;
જો મળે ન ધણીનાં માન, તો કુટુંબી સૌ ધિક્કારશે;
કામની જનને દલપત કહે, ધણી ગણશે ત્યમ ધારશે.

## ૩૧ પુત્રીઓને નિશાળે મૂકવાની જરૂર.

### (મોહનજીએ મોકલ્યું રે મોસાળું–એ રાગ.)

નાનકડીને મોકલોને નિશાળે,
વિદ્યાથી થશે બુદ્ધિ વિશાળે. નાનકડીને. ૨૬.
બાળપણથી નિશાળે જો બેસે,
પૂરા પંડમાં સદ્‌ગુણ પેસે. નાનકડીને.
ભોળી મા મેલે છોકરાં ભમતાં,
લડે ને રડે રસ્તામાં રમતાં. નાનકડીને.
કાંતો કઇકની જઈ કરે આળો,
કાંતો ગાવા શીખે ભુંડી ગાળો. નાનકડીને.
જાય ફેલથી લુગડાં ફાટી,
મેલાં ઘેલાં ફરે ચુંથે માટી. નાનકડીને.
કઈક ઘરમાં રમે તો કદાપિ,
તાત માતને મેલે સંતાપી. નાનકડીને.
મળે નહિ તે ચીજો મોઢે માગે,
લઈને રઢ પછી રડવાને લાગે. નાનકડીને.
ખોટા હઠ નથી ખમાતા,
તેથી માર મારે તેની માતા. નાનકડીને.
ભણશે ભણતર જો ભલી ભાતે,
શાણી સારી સાહેલી સંઘાતે. નાનકડીને.
શીખે શુદ્ધ શિખામણ સારી,
ચાંપે ચિતમાં જુઓને વિચારી. નાનકડીને.
દીસે ભણી ગણી ડહાપણ વાળી,
સદાચરણથી ચાલે સંભાળી. નાનકડીને.

ચિતે ચેતી લેશે ચતુરાઈ,
ઠગી નહિ શકે ઠગની ઠગાઈ. નાનકડીને.
ગણી લક્ષ લેશે સારી ગમના,
ભુત પ્રેતની ભાગશે ભ્રમના. નાનકડીને.
ધર્મ કર્મ કરે મન ધારી,
સારાં શાસ્ત્ર શીખે સુખકારી, નાનકડીને.
સાચું સ્વર્ગનું સાધન શોધે,
બીજી બહેનપણીને પ્રબોધે. નાનકડીને.
જેથી જગતમાં શુભ જશ જામે,
પૂરા પ્રેમથી પ્રભુ પદ પામે. નાનકડીને.
માત તાતને મન થાય ગમતી,
ભુંડી ભાતે ભમે નહિ ભમતી. નાનકડીને.
આચરણ એવાં ઉત્તમ આવે,
શાણી થઈને સાસરિયું શોભાવે. નાનકડીને.
હેતે હળી મળીને રહે હરખી.
શોભે સતી સીતા સુંદરી સરખી. નાનકડીને.
તાત માતની કીરતીને તાણે,
સારા સંસારમાં રાખે સાજી. નાનકડીને.
એ તો આદરો વચન અમારૂં,
તે તો અંતે છે હેતુ તમારૂં. નાનકડીને.
સારા શિક્ષક સઉને સુધારે,
વારે વારે વિવેક વધારે. નાનકડીને.
એને આજથી આગના આપો,
સ્થિરતાથી નિશાળમાં સ્થાપો. નાનકડીને.
પુત્રી હોય પોતાને જો પ્યારી,
સારૂં શીખવીને કરો સારી. નાનકડીને.
કથ્યાં કથન સ્વદેશીને કામે,
રૂડી રીતથી દલપતરામે. નાનકડીને.

## ૩૨—કન્યાશાળાનું વર્ણન.

(શીખ સાસુજી દેછેરે—એ રાગ)

અમે આજ ગયાંતાં રે, નીરખવા નિશાળે;
તે જુગતી જોતાં રે, તરત ચિંતા ટાળે.
બાળકીઓ બેઠી રે, ભલી વિધ ભણતી છે;
કોઈ બીજ ગણિતનાં રે, ગણિત તો ગણતી છે.
કોઈ નિર્મળ નીતિ રે, વિવેકે વાંચે છે;
પ્રકરણ તો જેમાં રે, પુરાં પાંચે છે.
કોઈ લેખણ લઈને રે, લખવા બેઠી છે;
કોઈ ઉંડે વિચારે રે, પુરી પેઠી છે.
કોઈ ગરબી ગીતો રે, હરીગુણ ગાતી છે;
કોઈ શિક્ષક પાસે રે, સમજવા જાતી છે.
કોઈ ચતુરપણાથી રે, ચિત્ર ચીતરતી છે;
કોઈ તો ભલી ભાતે રે, ભરત શુભ ભરતી છે.
કોઈ પ્રશ્નો પૂછે રે, પરસ્પર પ્રીતેથી;
કોઈ કવિતા કરતીરે, રૂડી રસ રીતેથી.
કોઈ ખગોળ ગોળોરે, નજરે નરખે છે;
સઘળી વિધ સમજીરે, હઈડે હરખે છે.
કોઈ ભગોળ શીખે રે, ખરેખરી ખાંતેથી;
કોઈ નકશો નીરખે રે, નચિંત નિરાંતેથી.
કોઈ વાતો વાંચે રે, જુગતિ બહુ જેમાં છે;
કોઈ પાઠ પઢેછે રે, તવારીખ તેમાં છે.
કોઈ કળા કુશળતા રે, શીખેછે સજ થઇને;
કોઇ પ્રયોગ બનતા રે, જુએછે ત્યાં જઇને.
કોઈ તો ગ્રામાંતર રે, કે મનથી માપેછે;
કોઈ પુરૂં ભણીને રે, પરીક્ષા આપેછે.

કોઈ ભણી ગણીને રે, બીજીને ભણાવેછે;
કોઈ વાદ કરીને રે, વિચાર જણાવેછે.
કોઈ ચંચળ ચતુરા રે, કે નાજુક નાનીછે;
કોઈતો વિદ્યાની રે, અધિક અભિમાની છે,
કોઈ સદ્‌ગુણવાળી રે, કે સમજુ સારી છે;
કોઈ પુત્ર બરાબર રે, પિતાને પ્યારી છે.
કોઈ લાયક ગુણની રે, કે લક્ષણવંતી છે;
કોઈના તન ઉપર રે, કે વસ્ત્ર વસંતી છે.
કોઈ સારા ઘરની રે, કે રંગે રૂડી છે;
કોઈના કરમાંહી રે, ચળકતી ચૂડી છે.
કોઈ દિલની ડાહી રે, ભલીજ ભણેલી છે;
કોઈ લાડકવાઈ રે, કે કોઈ અલબેલી છે.
કોઈ મીઠા બોલી રે, ઉમરમાં મોટી છે;
કોઈને વળી કાને રે, અમુલ્ય અકોટી છે.
કોઈ કેળ સરખી રે, કે કોમળ વચની છે;
કોઈ તો મૃગ સરખી રે, નિર્મળ નયની છે.
કોઈ કેશ સમારી રે, કે વેણો ગુંથી છે;
કોઈ તો સમજેછે રે, કે શોભા હુંથી છે.
દીકરીઓ જાણે રે, કે છે સક્તિ દેવતણી;
ઉપમા શી આપું રે, ઘટિત એથીજ ઘણી.
જગદેવ દયાથી રે, કે એવી દીકરીઓ;
ધન્ય છે જનનીને રે, કે ઉદરે અવતરીઓ.
જેના જશ જગતમાં રે, વિવિધ વખાણાયા છે;
ગુણ દલપતરામે રે, ગણી ગણી ગાયા છે.

## ૩૩—નિશાળે જવાની ઉત્કંઠા.

(તમે હરી હૈયાના હાર છો—એ રાગ.)

આવજો આવજો આવજો રે,
આજ વહેલાં નિશાળે આવજો;

બહેની મને બોલાવજો રે.
આજ વહેલાં નિશાળે આવજો, ટેક.
જો તમને અવકાશ ન આવે રે,
તો કોઈ સાથે કહાવજો રે; આજ.
પાટી ને ખડીઓ લેખણ સાથેરે,
લખવાના સામાન લાવજો રે; આજ.
કક્કો ભણાવી મને આંક ગણાવી રે,
બારાખડી શિખાવજો રે; આજ.
ભુલો પડે કદી ભણતાં ગણતાં રે,
તો મને તરત બતાવજો રે; આજ.
સારી શિખામણ શીખવીને સજનીરે,
બહુ હુશિઆર બનાવજો રે; આજ.
સમજાવતાં કદી જો નવ સમજું રે,
શીળે સ્વભાવે સમજાવજો રે; આજ.
હતી ભણેલી સત જુગની સતીઓરે,
એવી મને આબરૂ અપાવજો રે; આજ.
સારી સુધારી મારા મનની મનસારે.
દિલના દોષ દળાવજો રે, આજ,

## ૩૪—વહેમનો ત્યાગ.

( જે કોઈ અંબીકાજી માતને આરાધશે રે લોલ—એ રાગ )

સુણો શિખવા વિવેક, એક વાતડીરે, લોલ;
છૂટે મૂર્ખપણું છેક, ખુલે છાતડીરે, લોલ.
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ, ભણો ભાવથીરે, લોલ;
પામો સ્ત્રી સતીના પંથ, તે પ્રભાવથીરે, લોલ.
તજો વહેમભરી વાચ, વહેમીએ કહીરે, લોલ;
ભૂત પ્રેત ને પિશાચ સાચ, છે નહિરે, લોલ.

દોરા ચિઠ્ઠી મંત્ર જંત્ર, જૂઠ જાણજોરે, લોલ;
આશા ટુચકાના તંત્રમાં, ન આણજોરે, લોલ.
દેતાં દામ કરે કામ, દેવ દેવીઓરે, લોલ;
ઠેલે લોક ઠામ ઠામ, વાત એવીઓરે, લોલ.
કરી મેખ વખ કુંભ, ઠગે જોશીઓરે, લોલ.
ઝાડા ઉંજણી ને દંભ, ઠગે ડોશીઓરે, લોલ.
કઇક પુત્ર પુત્રી કાજ ખત્તા ખાયછેરે; લોલ;
તજી લાજ જોગીરાજ, પાસ જાયછેરે, લોલ.
વશીકરણ તણી વાતથી, લુંટાયછેરે, લોલ.
ભોળી ભામનીની જાત, તે ઠગાયછેરે, લોલ.
ખરૂં માનીને ખચિત, ચિતે ચેતજોરે, લોલ.
ધરો ગાવા આવાં ગીત, હૈયે હેત જોરે, લોલ.
જશે ભૂલ ભર્યા ભર્મ, મર્મ જાણશોરે, લોલ.
પાળવા પવિત્ર ધર્મ, ઇચ્છા આણશોરે; લોલ.
તજો તુચ્છ જેવી ટેવ, અહમેવતારે, લોલ;
રીઝે દલપતનો દેવ, દેવ દેવતારે, લોલ.

## ૩૫—પતિ વશીકરણ.

( અલબેલીરે અંબે માત, જોવાને જઈએ—એ રાગ )

લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કરી;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક
પ્રાણ થકી પીયુજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે;
સર્વ થકી લાગોછો સારા, હું વેચાઉં તમ હાથ. કામણ.
તનમનમાં રહું સાજીતાજી, રાજી દેખું રાજરે;
જો કદી જાણું કાંઈ કુરાજી, ડૂબ્યાં દરીએ જહાજ. કામણ.
માત પિતાએ મોટી કરીને, હેતે સોંપી હાથરે;
સુખ આપો કે દુ:ખ આપો તમે, છો મસ્તકના નાથ. કામણ.

ગુણસાગર ગંભીર છો સ્વામી, હું અવગુણ ભરી આજરે;
પોતાની ગણી પ્રેમ નિભાવો, બાંહ્ય ગ્રહ્યાની લાજ. કામણ.
સ્નેહ તમારો જોઈને સ્વામી, જામી મિલકત જેમરે;
ખૂબ ખુશી થઈ ન રહી ખામી, પામી પૂરણ પ્રેમ. કામણ.
ભલું કર્યું ભગવંતે મારો, સુફળ કર્યો અવતારરે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર. કામણ.
સગાં સરવ તમ સારૂ તજીઆં, તજીઓ સૈયર સંગરે;
દોસ્તી સરવની દૂર કરી હું, રાચી તમારે રંગ. કામણ.
આભ ઉંચો ને નીચે અવની, અવર નથી આધારરે;
આશા રાખું એક તમારી, છો સુખના દાતાર. કામણ.
જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગારરે;
નહિ તો તે શણગાર સરવ છે, આગતણા અંગાર. કામણ.
દુનીઆમાં નર તમને દેખું, બીજા લાલ ફકીરરે;
તુચ્છ ગણું છું તે સઘળાને, હોય અમીર વજીરે. કામણ.
જળજંતુને જળ સંગાથે, જેવી પૂરણ પ્રીતરે;
પલક પડે જો દૂર તરફડે, એજ અમારી રીત. કામણ.
પાર ન લે પ્રીતિ વરણવતાં, સ્થિર બેસી એક ઠામરે;
રાત દિવસ કવિતા રચના જો, રચશે દલપતરામ કામણ,

## ૩૬—વનવાસ જતાં રામનું સીતા પ્રતિ વચન.

### ( મામેરૂં મોંઘા મૂલનું—એ રાગ )

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ; પધારો પીયર ભણી.
નહીં તો અહીં રહો સસરાના રાજ્યમાં, હેતે હળીમળી સાસુ સંગાથ;
નહીં તો જોડા હાથ; પધારો૦
અમે વસ્તીમાં નહીં વસીએ વિનતા, અમે કરશું જઈ વનવાસ;
તમે પામો ત્રાસ; પધારો૦

સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ;
કોઈ અમ પાસ; પધારો૦
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક; પધારો૦
અમે વનફળ ખાઈ ખુશીમાં રહેશું, કોઈ દિવસે તો કેવળ શાક;
વિના લૂણ પાક; પધારો૦
વનમાં નથી મંદિર નથી માળીઆં, નથી પોઢવા કાજ પલંગ;
રંગિત નવરંગ; પધારો૦
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ; પધારો૦
વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહીં મળે ફરતા ફૂલેલ;
કે તેલ ધૂપેલ; પધારો૦
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ; પધારો૦
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ; પધારો૦
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ;
નહીં છત્ર પાસ; પધારો૦
વનનાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણાં, ચારે તરફ ફરે બહુ ચોર;
જેનું ઘણું જોર; પધારો૦
વનમાં વાઘ વરને વાંદર જેવાં, ઘણા વિચરે જનાવર ઘોર;
બચે નહીં ઢોર; પધારો૦
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ધાય; પધારો૦
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય; પધારો૦
ઘરમાં અંધારૂ દેખી ડરો ઘણાં, નથી નીસર્યાં કદી ઘરબાર;
છો નાજુક નાર; પધારો૦

તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઈ વાર; પધારો૦
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છેછે માય;
ચોંપે ચિત ચાય; પધારો૦
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેશા આવે સદાય;
તેડાં પાછાં જાય; પધારો૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પુરાવીને થાળ; પધારો૦
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તતકાળ; પધારો૦
રૂડી મિથિલાપુરી મનમાનતી, તેમાં પામશો પરમ વિરામ,
છે બાપનું ગામ; પધારો૦
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ;
કહે રાજા રામ; પધારો૦

## ૩૭—વનવાસમાં સાથે લેવા માટે સીતાની પ્રાર્થના.

### રાગ ઉપર મુજબ.

એવું સાંભળી સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વાલા કહો, તે તો બોલ લાગે તીખા બાણ;
રઘુકુળભાણ; સાથે૦
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ; સાથે૦
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ;
જટા કરૂં કેશ; સાથે૦
સ્વામી તમેરે સુખીં તો સુખ માહરે, તમે દુખમાં તો દુઃખ મારે દેહ;
એમાં શો સંદેહ; સાથે૦

જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધિક એહ;
મુઆ જેવી તેહ; સાથે૦
સ્વામી તમ વિના મંદિર ને માળીઆં, ભાસે પર્વત મોટા સમાન;
વસ્તી તો વેરાન; સાથે૦
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન દાન;
કૃપાના નિધાન; સાથે૦
સાસુ સસરો ને માત પિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ; સાથે૦
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ; સાથે૦
સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટુંબપરિવાર; સાથે૦
મારાં લાડ પાળણ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર;
કે એકે આધાર; સાથે૦
કાયા પ્રાણ થકી જો જુદા રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક; સાથે૦
જો કોઈ જળથી જુદી પાડી માછલી, રાખે દૂધમાં કરીને વિવેક;
જીવે પળ એક; સાથે૦
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ;
હવેલીના ઠાઠ; સાથે૦
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
માટાડો ઉચાટ; સાથે૦
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત; સાથે૦
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત;
ચોરાયું છે ચિત્ત; સાથે૦
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધવિધના પકવાન;
તે વિખનાં નિશાન. સાથે૦

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન; સાથે૦
પડશે તડકા ને તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ; સાથે૦
મુજને મેલી જો પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ; સાથે૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નીરાશ;
કહે લેતી શ્વાસ; સાથે૦
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ; સાથે રાખ્યાં સ્નેહથી.

## ૩૮—સંસારમાં સુખની માગણી.

(મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળીકે—એ રાગ)

સંસાર વિષે બહુ સુખ, ઇશ્વિર આપોને;
દિલડાનાં ટાળો દુઃખ, કુમતિ કાપોને.
સઉ સંબંધીમાં સંપ, ઇશ્વિર આપોને;
વળી જીવમાં આપી જંપ, કુમતિ કાપોને.
ભણવા ગણવાનું ભાન, ઇશ્વિર આપોને;
ગુણવંતુ આપી જ્ઞાન, કુમતિ કાપોને.
કોડીલો રૂડો કંથ, ઇશ્વિર આપોને;
વળી પવિત્ર આપી પંથ, કુમતિ કાપોને.
ઘરડો સસરો ઘરમાંહીં, ઇશ્વિર આપોને;
કંકાસ ન ઉપજે કાંહીં, કુમતિ કાપોને.
સાસુ ગંગાજળ શુદ્ધ, ઇશ્વિર આપોને;
વિચરૂં નહીં વચન વિરૂદ્ધ, કુમતિ કાપોને;
જશવંતો રૂડો જેઠ, ઇશ્વિર આપોને;
ઠરવા મઝીઆરો ઠેઠ, કુમતિ કાપોને.

જેઠાણી કેરી જોડ, ઇશ્વર આપોને;
કરવાને પુરા કોડ, કુમતિ કાપોને.
દીયર દીલનો દરિઆવ, ઇશ્વર આપોને;
દેરાણી રાણી રાવ, કુમતિ કાપોને.
નાની નણુંદી નણુંદોઇ, ઇશ્વર આપોને;
જેમાં હું હરખું જોઇ, કુમતિ કાપોને;
પ્યારી પુત્રીને પુત્ર, ઇશ્વર આપોને;
સારૂં ચાલે ઘરસૂત્ર, કુમતિ કાપોને.
વળી વેવાઇ ને વેવાણુ, ઇશ્વર આપોને.
સદ્‌ગુણવાળાં સુજાણુ, કુમતિ કાપોને.
સર્જન ને શુદ્ધ જમાઇ, ઇશ્વર આપોને;
દઇ કંથને ઘણી કમાઇ, કુમતિ કાપોને.
ઘાટડીઆળી ઘેર વહુ, ઇશ્વર આપોને;
દઇ બાળક બીજાં બહુ, કુમતિ કાપોને.
અધિકો નિત્યે ઉદ્યોગ, ઇશ્વર આપોને.
રુદીઆના ટાળી રોગ, કુમતિ કાપોને;
સારી સાહેલી સંગ, ઇશ્વર આપોને;
આપી અધિકો ઉમંગ, કુમતિ કાપોને.
વળી નિર્ભય નગર નિવાસ, ઇશ્વર આપોને;
આંગણીએ દઇ ઉજાસ, કુમતિ કાપોને.
દિવાળી, જેવા દિન, ઇશ્વર આપોને;
દઇ ઉચ્છવ નિત્ય નવીન, કુમતિ કાપોને,
હૈડામાં હર્ષ હંમેશ, ઇશ્વર આપોને;
વધતો તે થાય વિશેષ, કુમતિ કાપોને.
પ્રભુ ભકિતમાં પણ ભાવ, ઇશ્વર આપોને;
કદી બને ન જૂઠ બનાવ, કુમતિ કાપોને.
પરીપુરણ તમારો પ્યાર, ઇશ્વર આપોને;
આપી અમને આધાર, કુમતિ કાપોને.

લોકોમાં રૂડી લાજ, ઈશ્વિર આપોને;
વળી આપી અખૂટ અનાજ, કુમતિ કાપોને.
વળી સુધર્મમાં વિશ્વાસ, ઈશ્વર આપોને;
કાપી સઘળો કંકાસ, કુમતિ કાપોને;
અંતરથી માગે આમ, ઈશ્વિર આપોને;
દીનતાથી દલપતરામ, કુમતિ કાપોને.

---

# નવલરામ.

## ૩૯—સ્ત્રી મહિમા.

(મહોલે પધારો મારા રાજ માણીગર મહોલે પધારોઃ—એ રાગ)

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે;
સ્ત્રી સુધરે સકળ સુખસાર, સજન૦ ટેક.
ધૂળધાણી બધું નિર્ધાર,
એ વણ ધૂળધાણી બધું છે,
(સાખી) સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સ્ત્રીનું મન! સજન૦
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ,
સુંદરતા સંસારમાં ભરનારી નારીજ હેય! સજન૦
આપે જન્મજ જગતને, પાળે પૂરણ પ્રીત!
એનાજ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચિત! સજન૦
મીઠું બોલી મન હરે, ટાળે તનપરિતાપ,
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ. સજન૦
ઘરણી ઘરનો સ્થંભ છે, ઘરનું ઘરણીજ માન;
ઘરણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરણી વિનાનું સ્મશાન. સજન૦

બડપણુમાં ઘરણી સખી, સેવા કોથી ન હોય,
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારીજ ! નર નહિ કોય ! સજન૦
ધન ધન નારી નામને ! પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એ તો આદ્ય શક્તિ અવતાર; સજન૦
નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર !
દુર્ગુણને દરીએ ડુબી, તોએ દિલડે દયાનુંજ જોર. સજન૦
ગોરી ફૂલ ગુલાબનું, સૂકે કે કરમાય.
કે કોહે વણકાળજી, તોએ જાતિ–સુંગધિ ન જાય. સજન૦
શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ !
સાચેસાચું હું કહું, તમે માનો મૂકી મન ગર્વ. સજન૦
દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઈ નાજ;
પણ એ દુર્ગુણી મુર્ખ કે, જે છે તે તમરાંજ કાજ. સજન૦
આદે દમયંતી, સીતા, દ્રૌપદી આદિ અપાર;
થઈ ગઈ બહુ ગુણવંતીઓ, તે હતી નારીજ નિર્ધાર. સજન૦
ધર્મે કર્મે ન કેળવો, નાપો કંઇ પણ જ્ઞાન,
રાખો જો હેવાન તો, કયમ હેય ન એ હેવાન ! સજન
હા ! અબળાઓ હાવરે ! હાલ છેજ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન. સજન૦
જયાં હેવાનજ હારનો, સઘળો સુંદરીસાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું ખરે, મરણ નવલના ઓ નાથ! સજન૦

---

## મણિલાલ.

### ૪૦ વશીકરણ.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ)

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબલા, સેજે સબલ થશો સંસાર જો.

મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો—જાણો૦

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મળી,
માગો વર પરસુખમાં ભેદ ન થાય જો—જાણો૦

પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામ શું,
એ રસ પીધો ગોપી શ્યામશરીર જો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો—જાણો૦

દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો—જાણો૦

પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભકિત ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાન જો—જાણો૦

વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભારજો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો—જાણો૦

# કેશવલાલ

## ૪૨—સ્ત્રી અવતારની સાફલ્યતા.

### હરિગીત.

આળસ અને નહિ ઉંઘ જેને નિત્ય વ્હેલું જાગતી,
નિર્મળ થઈ ગુરૂજન અને પતિને પગે પણ લાગતી;
સન્માનથી સહુને જમાડી જે પછી જમનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
મન વચન કર્મવડે કરે સેવા સદા નિજનાથની.
વિદ્યા વિવેક વિચારથી સંભાળ લેતાં સાથની;
જેને સદા સંતોષકારક એક નિજ ઘરબાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
આજ્ઞા ન લોપે નાથની કોપે નહીં જે કોઈને,
ચાલે સદાચરણે સુખે જે સૂક્ષ્મ નજરે જોઈને;
વાંધા વગોણાં વાદને જે જન્મથી તજનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઢંકાય સાવ શરીરને સચવાય મંગલ અંગનું,
સમજે પ્રયોજન એટલું શણગારના શુભ સંગનું;
પતિપદવિના જેને સદા સંસાર સાવ અસાર છે.
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્ગુણવડે સુખ પામતી જે પ્રૌઢતા પ્યારી કરે,
આદરવડે ગુરૂજનવિષે સેવા વળી સારી કરે;
અપરાધ અન્યજનોતણા જે ગુણવિષે ગણનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
અપરાધ થાતાં કાંઈ કર જોડી નમી ઉભી રહે,
સુખ દુઃખ પડતાં પિંડપર સામે પગે સઘળાં સહે;

શુભવચનરચના વિનયથી વાણીવડે વદનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
છેદે ન મર્મસ્થાન કડવાં વેણુ કાઢી કોકનાં,
કારણ બધાં - કોરે કરે સંતાપના ને શોકનાં;
ઇશ્વરવિષે જેને સદા અંતરથકી આધાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સંતોષ પામે સર્વ જેને જોઈને સત્સંગમાં,
રાચે નહિ રતિમાત્ર પણ સંસારના જે રંગમાં;
બહુ દુઃખમાં પણ દીન ઉપર જે દયા કરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પીડાય તન તો ત્યાં સદા નિજ નાથનું મુખ નામ છે,
જેને સદા નિજ નાથને સુખ આપવાનું કામ છે;
જેનો સદા અનુકૂલ અલ્પ વિહાર ને આહાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઉચી ન આંખ કરે કદી બોલે ન બરકીને બહુ,
હસતું રહે નિજ હોઠમાં સૌભાગ્યવંતી જે વહુ;
સંબંધમાં સર્વે પ્રકારે સંપ સાચવનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
નહિ જાય કોઈ સમાજ કે ઉત્સવવિષે પણ એકલી,
સર્વે પ્રકારે દીનતા જેને ભવે ભાસી ભલી;
દેખી અરે અવગુણ અવરના ખેદ જે કરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પતિનો વધારે પ્રેમ પુત્ર પવિત્ર જે પામેલ છે,
ઘર ધાન્ય ધન જન યૌવને જે જગતમાં જામેલ છે;
દુર્જનતણાં દર્શનવડે જે હૃદયથી ડરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
કુલ–જાતિના વર્ણાશ્રમોનાં ધર્મ–કર્મ કર્યા કરે,
ગુરૂજન અને પતિની અનુજ્ઞા પાળતાં પગલું ભરે;

સંસારની શુભ રીતભાત સમગ્ર જે ભણનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સંપત્તિમાં કોમલ રહી સુખરૂપ સંપ વધારતી,
મદ મોહ કામ ક્રોધને મનમાંહીથી જે મારતી;
જૂઠી ચપલતા ચતુરતા જે જન્મથી તજનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્બોધ આપી બાલકોને પ્રેમ પૂરે પાળતી,
પ્રારબ્ધથી જે સાંપડયું તેમાંજ મનને વાળતી;
સુખ–દુઃખના દિવસોવિષે જે ધૈર્ય બહુ ધરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ટાણે કટાણે ક્યાંહી સાથવિના કદી જાતી નથી,
નાચી નદીના તીરપર વસ્ત્રોવિના નહાતી નથી;
ન જણાય અંગ જરાય એવો વેશ જે ધરનાર છે.
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
વિદ્યા વિનોદ વિચાર શુભ ગુણ રૂપ યૌવન અંગના,
નિજ નાથસાર સર્વ અંતરમાં ગણે જે અંગના;
સાધન સજે સુખનાં અને શુભ સંપ જે કરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સખીઓતણા જે સાથમાં નવરી થઈ નાચે નહીં,
સંપત્તિના સુખભોગમાં મનમાં જરા રાચે નહીં;
વ્રત–નિયમ પાળી નાથને જે સર્વ સુખ દેનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સત્તાપ્રમાણે ખરચ રાખે જે છકી ન જતાં બહુ,
ભૂલે નહીં જે ભાન નિજ કુલ જાતિ સદ્ગુણનું સહુ;
નિજ દોષને જાણી જઈને તરત જે તજનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
દેખી અવરનાં દુઃખને જે હૃદયમાં દુખાય છે,
સુખમાં નિહાળી સર્વને જે અધિક રાજી થાય છે;

સંબંધીઓના દોષને ગુણરૂપ જે ગાનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
બહુ બાલકોને બોધ સદ્‌ગુણ આવવા આપ્યા કરે,
અજ્ઞાનની જડ ગાંઠને જે જન્મથી કાપ્યા કરે;
પીડાવિના પતિપુત્રપહેલાં પ્રાણ પરહરનાર છે,
તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

## ૪૨—પતિના હિત માટે ઈશ્વર પ્રાર્થના.

(વા'લા રે મારા પ્રાણથકી પ્યારા—એ રાગ.)

કુશલ મારા કંથતણું કરજો, અંતરયામી અરજ ઉરે ધરજો,
દીનાનાથ દુઃખ બધાં હરજો; કુશલ૦
નથી જપ તપ મેં કશું કીધું, નથી દાન દીનને કંઈ દીધું,
નથી હરિનામ મુખે લીધું; કુશલ૦
નથી ભાવ ભક્તિ હરિચરણે, ચાલી નથી ચોંપે સદાચરણે,
હવે હું છું આપતણે શરણે; કુશલ૦
કરી નથી પૂજનમાં પ્રીતિ, જાણું નહિ નીતિ તણી રીતિ,
ગયું વય એમજ આ વીતી; કુશલ૦
પ્રભુ આપનાજ પ્રતાપથકી, સદા સુખ પામે સહુ એ નકી,
વિશ્વંભર એવી મને છે વકી; કુશલ૦
નહિ કોઈ જાણે તમારી ગતિ, મારી કોણમાત્ર કહોને મતિ.
તમે ત્રિગુણાત્મક વિશ્વપતિ; કુશલ૦
ભૂધર ભવસાગર આ ભારે, આશા એક આપની છે મારે,
રહી આપને એક આધારે; કુશલ૦
કઠણ કાલકેરી ગતિ કે'છે, ધીરજ સર્વ જનની હરી લેછે,
શંકા કરવા અવસર એ દેછે; કુશલ૦

# બી. એમ મલબારી.

## ૪૩—સુઘડ-ફુવડનો ઘરસંસાર.

### (લાવણી)

જેને ચતુર સુઘડ મળી નાર, સફળ જીંદગાની.
મળી અપટ ફુવડ, અવતાર કરે ધૂળધાણી. ( ટેક )
ચતુર ચેતે પલકારે, સમયસૂચક તે,
ઉપાડે અબોલ્યા બોલ, વખત બેવખતે;
પતિ મન ધારેલું સહજ પારખે હસતી,
ગમે એવી દૂર પણ હૃદય પાસ રહે વસતી;
ઘર કાજ કરે નિજ હાથ તથાપિ નવરી,
મીઠી વાત કરે સહુ સાથ, ન લેશે લવરી;
ચપળા સમ ચતુરી ગતિ, વિમળ કહું કેવી ?
ધનભાગ્ય પુરુષ તને ચતુર મળી એ દેવી !

### (ઝુલ)

સુખી ઘર ને સુખી સંસાર, જેને ચતુર સુઘડ મળી નાર;
સુખ શોભાનો નહિ પાર, દેખી ઇંદ્ર બળે આ વાર.
એ જીંદગી રોજની રોજ એને ઉજાણી,—મળીઅપટ॰

ઊઠે સહુથી પહેલી રમા, અપ્સરા જેવી,
ગાતી ગાતી ઘર સ્વચ્છ, કરે જો કેવી !
કરી સ્વચ્છ શરીર સદાય, સાજ શુભ સજતી,
ગીત ગાતી, વાતો કરતી બાળને રમતી.
ઘણું કરી થોડું દેખાડે, એવી એ શાણી,
સમજી સંભાળે ખર્ચે પતિની કમાણી.

(ઝુલણ)

સાદી કેવી સુંદરી ? મુખ કર નિર્મળ કરી,
ફરે સદા સહન સુખ ભરી, સુખવૃષ્ટિ જાણે ઝરમરી.
હવે બાકી શી તને મઝા, પતિ, દુનીઆની ?–મળીઅપટ૦

જો અપટ ફુવડના ઢંગ—કેવું એ બુધું ?
બોલ્યું સમજે નહિ, સમજે ત્યારે ઉંધું;
જે કરે બગાડે, બબડે ભાગ્યને ઠોંણતી,
ગણી ગણી ભૂલેરે, ભૂલે ગણુતી ગણુતી;
ધુંધવતો ઝેરી સ્વભાવ, જરીમાં સળગે,
ઉછળી વાઘણ સમ વરને ટોટે વળગે;
કરીને આપજ અપરાધ નડે બીજાને,
પકડાય છતે નિજ વાંક ન મુખથી માને.

(ઝુલણ)

ઘર દારુણ છે ઘોરથી, સંસાર વિષે શી સ્થિતિ ?
દુખ દુસ્તર એથી નહિં, જ્યાં અપટ ઘર કરી રહી,
જ્યાં અપટ ફુવડનું રાજ્ય, લાજ ત્યાં શાની ?–મળીઅપટ.

શુભ દિવસે સુંદર વસ્ત્ર શરીરપર નાંખે,
કાળાં ઘોળા વળી લાલ, મણા નહિ રાખે;
કરે સ્નાન કળશીએ એક, જુઓ આ ફુટડી,
દાતણુ માટે તેમાંથી રાખી જળ ઘુંટડી;
મંદિર શેરીએ ફરે, તજી ઘર સ્વામી,
કોમળ બાળક સંભાળ નકામી માની.
ઘર રાખુ એવી એ ખરી, સુકીનું રાંધે,
પૈસામાંથી પણ પાઈ ગિરેએ બાંધે.

(શુભ)

તું લાખે લેખાં લખે, તે પૈ પૈ દેખી ભખે;
તું કાવ્ય કથારસ શીખે, તે ઉભી લટીઆં પીંખે!
એ ઇશ, ન કોને દઇશ એવી દિવાની,—મળીઅપટ•

(સંસારિકા)

---

# મધુવચ્છીરામ.

## ૪૪—હાલરડું.

પોઢો પોઢોરે મમ લાડીલા અહીં પારણે,
રૂડો રાજેછે તું મુજ હૈડાનો હાર;
મારા કાળજડાની કોર અતિશય કારમી,
કીકી લોચનની છે, નથી મૂલનો પાર. પોઢો.

વા'લા વહેલો વહેલો ચંદ્રકળા સમ ખીલજે,
કાલા કાલા ને સારા ઉચ્ચરજે બોલ;
રમજે સારી સારી રમત ગમત નિર્દોષ તું,
બાળક મંડળમાં તું શોભે શ્રેષ્ઠ અતોલ. પોઢો.

ભણજે ભણતર તું ભલી ભાતે ઉંચી પંક્તિનું,
ખીલજે કમળ સુગંધી કોમળ મન સંપૂર્ણ;
બુદ્ધિ સુરજ ઉદયથી વહેમ ને અજ્ઞાનનું,
ગાઢું અંધારૂં તે સત્વર થાજો ચૂર્ણ. પોઢો.

થઈને મોટો નિત્ય વિદ્યાને તું દિપાવજે,
દીપો આચારો વિચારો સરવે શ્રેષ્ઠ;

વાધો વિખ્યાતિ તુજ વિશ્વ વિષે વિશેષરે,
તજજે માઠી સંગતનો પડછાયો નેષ. પોઢો.
થાજે ક્ષમાવંતમાં પરમ પવિત્ર વસિષ્ઠ તું,
વિદ્યા જ્ઞાન વિષે તું હોજે બીજો વ્યાસ;
પરદુખભંજનમાંહી મોટા વિક્રમ રાયરે,
હોજે નિશ્ચળતામાં નિશ્ચય ધ્રુવ પ્રકાશ. પોઢો.
પાછી પાની નહિ કંઈ કાર્ય વિષે કરશો કદી,
રૂડાં પરાક્રમે તું અર્જુન સમ સુહાય;
કીર્તિ વચનપાલને હરિશ્ચંદ્રની પામજે,
દાને વખણાજે તું કર્ણ અને બળિરાય. પોઢો.
હોજે ભીષ્મ પિતામહ, નિજહિતનો દઈ ભોગરે,
કરવા અવર જનોનાં પુરણ મંન પ્રસન્ન;
સ્વામી સેવામાં હનુમંત અવર થઈ શોભજે,
સાચા સત્યવાદીમાં યુધિષ્ઠિર રાજંન. પોઢો.
સહુ સંસાર તણા વ્યવહારે જનક થઈ રહો,
સાધુ સેવામાંહી રાજો રાય શિયાળ;
હોજે અંબરીષ પ્રહ્લાદ પ્રભુ ભક્તિ વિષે,
શોભો નિજ કર્તવ્યે શ્રીમદ દશરથલાલ. પોઢો.
શોધો સંધાંઓ તારા સંગત ને બોધને,
થાઓ સદ્ કીર્તિનો દિન દિન અધિક પ્રકાશ;
જનમ ધર્યો મુજ કુખે તેને તું શોભાવજે,
મોટી મોટી મનમાં મુજને છે તુજ આશ. પોઢો.
પામો રિદ્ધિ સિદ્ધિ સુખ સંપત્ત આરોગ્યતા,
દેજો દીર્ઘ આયુ માર્કંડ રૂષીનું ઈશ;
પામી અચળ પરમપદ નિજ કુળને તું તારજે,
છે હું જનુનીની આ અંતરની આશીષ. પોઢો.

હૃદયવિનોદ.

# નરસિંહરાવ.

## ૪૫—ફૂલની સાથે રમત.

(શીખ સાસુજી દેછેરે કે વહુજી રહો ઢંગેઃ—એ રાગ.)

આવો ફૂલડાં મધુરાં રે આપણ રંગે રમીએ,
દિન એક આનંદે રે ભેળાં રહી નિર્ગમીએ.
મને મુખડું તમારૂં રે સલુણું લાગે વાલું,
એમાં નિર્મળ પ્રીતિ રે વસી હસતી કાલું.
તમમાનું હું પણ રે કુસુમ એક કોમળીઉં,
રહી મનુજસમૂહે રે વદન કરમાઈ ગયું.
નહીં તનમાં કુટિલતા રે, નહિ વળી ક્રુરપણું,
નહીં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું.
કદી હાસ કરંતાં રે, તો નિશ્ચે આનંદભર્યાં,
કરમાઈ કદી સૂતાં રે, તો સત્યે દુઃખેજ ગળ્યાં.
જેવું અંતર થાયે રે, તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાયે રે, તેવું તમ હૃદય વિષે.
ત્યારે આવો મધુરાં રે, આપણ રંગે રમીએ,
દિન એક તો સુખમાં રે, સાથે વસી નિર્ગમીએ.

## ૪૬—કોયલ.

(કામણુ દીસે છે અલબેલા તારી આંખમાં રેઃ—એ રાગ.)

બે'ની, સાંભળ પેલી કોયલડી તરૂવૃંદમાંરે,
ગાતી છંદમાં રે, બે'ની૦
શાંત રજનીમાં ચમકી ચાંદની, જો આછી પથરાઈ વાદળી,
આવે ટહુકા અનિલલહેર, કંઈ મંદમાંરે, ગાતી૦ બે'ની૦

બેની ! એ તુજને બોલાવે, મીઠી મીઠીને મન ભાવે,
દેની ટહુકો પાછો કોમળ કંઠમાં રે, ગાતી૰ બેની૰
ટુહૂ ટુહૂ કરી જો ફરી આવ્યો, મીઠો રવ અમીરસ જો લાવ્યો,
કોયલડી રહિ છુપી ઝાડના ઝુંડમાં રે, ગાતી૰ બેની૰
ચાલો પ્રિય ! સુણીએ એ મીઠી, મેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે, ગાતી૰ બેની૰

---

## ૪૭—મંગલ—ઈશ સ્તુતિ.

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વિરા.
વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા.—સુંદર, (ટેક)
મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા.
કૌમુદીમુદપ્રદા ઉષામનોહરા;
મૃદુલકંઠકોકિલરવ શ્રવણસુખકરા.
સહુમાં, હસતી, વસતી, પ્રતિફલિતા, શી લલિતા,
સુંદરતા, તુજ જગદ્ધરા—સુંદર. ૧
વિપ્રલંભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા;
વિપથ દોરવા મથે અહો દયાકરા,
ક્ષણ તે હૃદયે, બલ દે, કર ધરીઆ, પરિહરવા,
મધુરરવા; મોહનીસુરા—સુંદર. ૨
વિમલસાધુહૃદયવિષે વિપદજલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા.
કરુણા, ધરીને, ફરીને, હરી તમને, સદય મને,
મન ગગને, શાંતિ દે સ્થિરા—સુંદર. ૩

---

# દોલતરામ.

## ૪૮—માતા વિષે.

કોનું હેત વધારે, માત વિણ, કોનું હેત વધારે રે,
અવર પ્રીત ક્ષણિક સ્વારથથી, ભલે જણાએ ભારે રે. કોનું હેત૦ ટેક.
નવ મહિના નિજ ઉદર ધરતાં, સતત હૃદયે રાખે રે,
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ વિષે પણ, દેખે કશું ન સુત પાખે રે. કોનું હેત૦
'ભાઈ,' 'અલ્યા,' 'બેટા' કે 'છૈયા' કહેતાં મુખડું ભરાએ રે,
પુત્રવતી ઘર–સૂત્રવતી બની, સ્વર્ગનું સુખ નહિ ચાહે રે. કોનું હેત૦
રૂદન સુણતાં હૃદય વિંધાતું, હર્ષિત કરવા વહાય રે;
શયન સમયે મધુર સ્વરથી, હાલેરાં હદ ગાય રે. કોનું હેત૦
તૈલાભ્યંગથી સ્નાન કરાવી, ચંદન ચર્ચે કાય રે,
ઓળી કેશ શિશુ બેશ બનાવી, જોતાં જરા ન ધરાય રે. કોનું હેત૦

---

કોણ અવર હિતકારી, માત વિણ, કોણ અવર હિતકારી રે,
ગજું નહિ પણ પરગજુ થઈને, નિરંતર સુખકારી રે.
કોણ અવર. ટેક.
દેહ પરાધીન તેને શીખવ્યું, ખાવું બેસવું ખસવું રે.
ફરવું, દોડવું, કૂદવું, ચડવું, સ્ફુટ ને શુદ્ધ ઉચ્ચરવું રે. કોણ૦
કાકા મામા પુત્ર પિતાદિ, ભેદો સકળ બતલાવ્યા રે;
રવિ શશિ ગિરિનદ ત્રણ ભુવનના, સાર ટુંકા સમજાવ્યા રે. કોણ૦
કક્કે ખખ્ખે એકડે બગડે, જ્ઞાનના પાયા ચણાવ્યા રે,
મહેતાજી શું શીખવશે જ્યાં, માતાએ પાઠ ભણાવ્યા રે. કોણ૦
ઈશ્વરનું અસ્તિત્વ ઠસાવ્યું, ધર્મશ્રદ્ધા મન ધારી રે,
શાસ્ત્ર યુક્તિથી શું કરશે ગુરૂ, માતાની બલિહારી રે. કોણ૦

સુમન ગુચ્છ.

## ૪૯—પતિમાં અધીનતા.

("મોહનજીએ મોકલ્યું રે મોસાળું"—એ રાગ.)

પાતળીઆ મોહ થયો બહુ તમને, ઘટે તેથી માન ધોછો વધુ
અમને. પાતળીઆ૦
મળ્યા મને સૂર્ય બીજા આ જગતના, જણાઉં છું તેથી શશીશી સુવદના;
સહ્યા મેં તો પાદઅંગુઠ સુખદના. પાતળીઆ૦
નારી સહુ ઘરની શોભા અનવદ્ય, કલ્યાગરી મિષ્ટ વચનથી છે હૃદ્ય;
એનું રાજ્ય સ્નેહનગરમાં છે સદ્ય. પાતળીઆ.
જુઓ પેલી પુષ્પવતી ને રૂપાળી, વલી વાંકી શીળી અને લટકાળી;
આમ્ર વિણુ પણ અફલા એ નમાલી. પાતળીઆ૦
ગુણો હોય પદ્મિનીમાં ભલે સારા, ભ્રમર વિણ થાય નિરર્થક ભારા;
નાદાર ઉદાર પતિ વિણુ દારા. પાતળીઆ૦
હૃદયમાં રાગના રંગ ભરાયા, નયનમાં પ્રેમના કાચ જડાયા;
તેથી મુજ સરખીમાં આપ ભમાયા. પાતળીઆ૦
તમે મારા જીવન, હું તમ દેહ; તમે ભલા ભવ્ય ગૃહસ્થ, હું ગેહ;
તમારી હું તડિત, તમે મારા મેહ. પાતળીઆ૦
આપણુ એની ધર્મ ને ભક્તિની જોડ, સદા નિજ કાર્ય કરીએ સજોડ;
તેથી પ્રભુ અવતરી પુરશે કોડ. પાતળીઆ૦

## ૫૦—સુલોચના-ઈંદ્રજીત-સંવાદ.

(તોટક છંદ.)

રતિ પ્રેમ સ્વરૂપ ધરી યુવતી, સ્વર કોકિલ ને વદતી, હસતી,
કર જોડી કરે મહિલા વિનતિ, જ્યમ શંકર આગળ પારવતી.
"શિરછત્ર સનાથ થઈ તમથી, ખમજો કદી બોલ કહું અમથી;
પ્રમદા જન ભાષણ જે કરશે, ઉપહાસનું કારણ કાન્ત, થશે!

અબળા પર રોષ ન હોય કશો, કશું પ્રીતિ ખરી મનમાં ધરશો;
કરજો પ્રભુ કિમ્મત સાર ગ્રહી, હિત–વાક્ય મનોહર હોય નહિ.
જય ને યશ આજ લગી કરતા, અબળા જનના ભય સંહરતા,
અતિ પ્રીતિ ધરો જવ હોય સતી, ક્યમ છેક ગઈ બદલાઈ મતિ!
જયમ આપની તેમ બીજાની પ્રિયા, ક્યમ તે પ્રતિ થાય અયોગ્ય ક્રિયા?
કુળ ધર્મ થકી પતિ! તાત ખસ્યા! ધિક કેમ થઈ વિપરીત દશા!
કદી સારસ–જોડ જુદી કરતાં, ટવળી મરશે વપુને ધસતા;
કકળી ઊઠતાં મસ આંતરડી, કરશે વિભુ આંખ ઘણી કરડી.
રવિવંશજ સાથ પ્રપંચ કરી, અબળા-જન સાથ વિહીન હરી;
શઠ ભિક્ષુક શ્રી અધિરાજ થયા, ઉપકાર છતાં ન અણાઈ દયા.
ન ઘટે, ન ઘટે, મુજ પ્રાણપતિ, હરવી વિષયાર્થ પવિત્ર સતી;
કુળ–દીપક કાજળ કેમ ઝરે?, સ્વપ્ને ન સુધા વિષ દોષ ધરે.
અદકું રઘુવીરનું કામ દીસે, તરાવ્યા પથરા જવ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ તણું, નિજ સત્વ વિના નવ સિદ્ધિ અણું.
કર સર્પતણા દરમાં ધરતાં, છુટકો કદી થાય ન જીવ જતાં;
ગજ સિંહ અકારણ ખીજવતાં, જનઘાટ ઘડે મરતાં મરતાં.
નિજ બાહુ પ્રરાક્રમ દાખવીને, પરણ્યા રઘુનંદન જાનકીને;
બળ તાતનુ કામ ન આવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી.
ઘન ઘોર અરણ્યવિષે ફરતા, નહિ લક્ષ્મણ રામ જરા ડરતા;
બહુ દુઃખિતના ભય સંહરતા, નહિ આપ દશાનન સાથ થતા.
બળવાન વિરૂદ્ધ ન યુદ્ધ ઘટે, યશધર્મ તજો નહિ સીત સટે;
સુખ રાજ્ય અને પરિવાર જતાં, નહિ શાંતિ પરાઈ ત્રિયા હરતાં.
ક્યમ સિંહણનું દૂધ ચિત્ત ચહો! મણિ શેષતણો કરથી ન ગ્રહો;
જળમિષ્ટતણો નિધિ છેક તજી, ઘટના જળમાં ક્યમ બુદ્ધિ સજી?
મુજ નાથ વિચક્ષણ આપ ઘણા, મઘવા હરવી પ્રિય સર્વ તણા;
ચઈ "એક" હવે પદ સાચવજો, તમ જોર બીજે કદી દાખવજો.
શશિહીણ ભયંકર છે રજની, પતિ વિણ જણાય સુકી સજની;
જયમ પુત્ર વિના ઘર માણસનું, ત્યમ નીતિ વિના અતિ શૂરપણું.

ધન વીર જનો કદી મેળવશે, પણ ધર્મ વિના ન ટકી શકશે;
નય ન્યાય વિવેક સુધર્મ ધરો, સુખશાંતિસુધારસ પાન કરો.
ગજ શૂકર સિંહ બલિષ્ઠ ઘણા, પણ સર્વ અધીન મનુષ્ય તણા;
પળ નીતિ સમીપ ન શૌર્ય ટકે, જગચક્ર સુનીતિ વિના અટકે.
જયની ધ્વજ દુર્ગપરે ફરકે, વિધિ પાઠ કરે, શશિ છત્ર ધરે;
યમ સેવક ઇંદ્ર ગ્રહેશ થયા, લઇ અગ્નિ મશાલ સદૈવ રહ્યા.
મુજ સાસુ, સુકીર્તિ અને અવની, ત્રણ સ્નિગ્ધ પ્રિયા દશકંધરની;
દિનરાત મથે પતિને ભજવા, પણ રાવણને પરની પરવા.
દશ મસ્તક વીસ વિશાળ કરો, તમ તુલ્ય ગુણી વિજયી દીકરો;
વશ રૈયત સિંહલદ્વીપ તણી, શિર ઉપર શંકર તુલ્ય ધણી.
નિજ પુત્ર તણે ઘર પુત્ર થયા, સ્વપરાક્રમથી રણનાર મયા;
સુખમાં લગારે નહિ ખોટ રહી, પ્રભુતા મુખથી ક્યમ જાય કહી.
જ્યમ પંકજ સૂર્ય પ્રફુલ્લ કરે, ભરયૌવન નારનું નાથ કરે;
ભરછક્ક કરે સરિતા વરષા, સસરાપર શંભુપ્રતાપ વર્ષ્યા.
ઘણું કામ શું વૈર મહેશ્વરને, ગમ્યું તેતણું સખ્ય દશાનનને:
અપલક્ષણ છેક ન ગુપ્ત રહે, વિભુ પુત્રનું તોય જરા ન સહે.
પણ પૂર્ણ પ્રતાપ પ્રશાન્ત થવા, થઇ બુદ્ધિ શકે સતીને હરવા;
નહિ તો વિસરી સુખ સ્થાયી અતિ, ક્ષણભંગુરમાં કયમ થાય રતિ !
અપકીર્ત્તિ કરે વિપરીત કૃતિ, દઇ શાપ ડસે જ્યમ સાપ સતી;
ભય સંશયમાં પડશેજ પ્રજા, ફટકી મરશે ફુટડી કુળજા.
રઘુનંદન તોપણ ક્રોધ કરી, હઠવી તમને બળબુદ્ધિ હરી;
લઇ સીત મહાલયમાં ફરશે, ઋતુ પાનખરે જ્યમ બાગ વિષે.
પ્રિય પાય પડી કહું છું વિનવી, પરનાર લગાર ન સંઘરવી;
દઇ થાપણ માલીકને નકરી, ઋણ હીન રહો સુખમાં વિહરી.
કહ્યુ આપનુ માન્ય હમેશ કર્યું, પતિ કાજ સમર્પણ સર્વ કર્યું;
કશું માંગ્યું નથી કદી પ્રાણપતિ, ઉરમાં ધરજો મુજ આ વિનતિ.
મુજ જાતતણું અભિમાન મને, મુખ લેઇ જવાય ન સીત કને;
જવ રક્ષિત થાય ન શીયળને, સહુ વ્યર્થ ગયું પરણી તમને.

"અભિમાનિનિ" એમ કહી મુજને, ઠગતા; નવ સત્ય વર્યું તમને;
નહિ તો મુજ માન ઘણાં પડતાં, અટકો ન અધર્મ કળી કરતાં.
સમ ઉમ્મરની કદા ચાર મળી, મુજવાત સખી–ગણમાં નીકળી;
હલકું પડશે તમ નાર તણું, કથશે સુખ છે નહિ નાથ તણું.
વદશે "હત ! એક અનાથ ત્રિયા, કુમળી સુશીળી અવળી ન ક્રિયા;
'સચવાઈ ન તેય દશાનનથી ! પતિ સન્મતિની થઈશું વિરતિ ?"
આત એમ કહી અકળાઈ ગઈ, સ્વર ગદ્ગદ કુણ્ઠિત વાચ થઈ;
કુવિચાર હરે ડુસકે ડુસકે, શુચિજ્ઞાન ભરે પુલકે પુલકે.
મુખ દીન કરી નખ ખોતરતી, પતિ નિશ્ચય ડોલવતી યુવતી;
ક્ષણ સ્તબ્ધ ઉભો થઈ મંદમતિ, જ્યમ શંકર ભીલણ દર્શનથી.
પણ ગર્વ કુસંગનું ધ્યાન ધરી, શઠ વાણ વદ્યો પિતુ-શબ્દ સ્મરી;
નિજ ન્યાય પરાક્રમ દાખવવા, સુખ તુષ્ટિ વધૂજનને ધરવા.
"મનથી પિતુ સીત વરેલ હતા, જવ રાઘવ યુદ્ધકલા ભણતા;
તનથી મનનો અધિકાર વધુ, ક્ષણ સીત ગણાય ન રામવધૂ.
કહીં રામ ધનુષ્ય ઉપાડી શક્યા, દુહિતા અરથે જનકે પરખ્યા;
બળથી રઘુનાયક સીત વર્યા, છળથી પિતુના સહુ અર્થ સર્યા.
થયું તે ન થયું નવ થાય હવે, ભૂલ થાય કબુલ સતી તજવે;
અયિ ! વક્રર સીત સમેત જશે, ત્રણ લોક વિષે ઉપહાસ થશે.
મુજ તત્પર સેન અજેય થઈ, રમવા રણમધ્ય અધીર થઈ;
બહુ વાટ જુએ તુજ નાથ તણી, ધુંધવે જ્યમ નાગ તણી રમણી.
જ્યમ તારકમંડળ ચંદ્રવિના, વપુની જ્યમ નાક વિના ગણના;
વિણભૂપતિ જેમ સભા અતિશે, ત્યમ અગ્રસરીવિણ સેન દિસે.
ગ્રહમંડળને જ્યમ સૂર્યગતિ, ત્યમ સેન વિષે સખિ ! સેનપતિ;
ભલું સૈન્ય કલેવર જોર ઘણું, પણ પ્રાણ વિના વિચરે ન અણું.
ચતુરંગ વિરાચિત સેન મળી, ભટ સામદની પણ ભવ્ય ભળી;
અતિ વેગ ત્વરા કરતા સુભટો, યશકાળ સમીપ હવે વરત્યો.
નીળ સુગ્રીવ અંગદ ને નળને, હનુમાન વિભીષણ લક્ષ્મણને;
શિવસાહ્યથકી રઘુનંદનને, છડી નાખીશ હું જ્યમ ડાંગરને.

રિપુ દાનવ કિન્નર નાગ ઘણા, બહુ દેવ મળ્યા સુરલોક તણા;
નહિ સૈન્ય ઘણું તુજ નાથ કને, પણ લોટ કર્યા દળો દુશ્મનને.
નહિ રામ વિષે અલિ ! રામ જરી, કપિ સાથ રહે વનમાં વિચરી;
અમથી શીંદ નામ થકી ભડકે, વનવાસ કર્યે નહિ શૌર્ય ટકે.
ગજકુંભ વિના નહિ અન્ય ગ્રહે, નહિ મેઘ નિનાદ લગાર સહે;
વણસાધ્ય માહાપશુ માંત કરે, કયમ સિંહ શૃગાલથી તેહ ડરે.
ગુણરૂપવતી મુજ પ્રાણપ્રિયે ! તુજ નાથ લગાર રણે ન બીએ;
રણમાં નહિ મેં અરિતેજ હર્યું, ધિક ! શેષ-સુતા સહ લગ્ન કર્યું !
મોંહીં, મર્કટ-યૂથ કશું કરશે, કદી દાંત થકી બળ દાખવશે;
યમ-દંડ સમા શર નીકળશે, અતિ કોમળ રામ ન જીરવશે.
રઘુનંદન બાણપ્રહાર લઈ, વટ સાચવશે નિજ જીવ દઈ;
ધરૂં લક્ષ્મણ-કાજ દયા મનમાં, ન ધરે શર એ શિશુના તનમાં.
તુજ પ્રીત તણી મૃદુ પાશ વિષે, થઈ બદ્ધ સુખી બનુંછું આતશે;
પણ શૌર્ય રગે રગમાં વિચરે, નહિ પ્રીતિ વિના ક્ષણ શૌર્ય સરે.
કદી કોમળ પંકજના દળમાં, અલિ સ્નિગ્ધ પુરાઈ રહે જળમાં.
પણ વાંસ વિષે ઝટ શાર કરે, બળીનું બળ પ્રીતિ સદૈવ હરે.
રથ વાહન ને હય હસ્તિ ઘણા, નવ અસ્ત્ર સહસ્ર પ્રકાર તણાં;
અસિ ઘાતક, બખ્તર લોહ તણાં, જરૂરી કરતાં બમણાં ત્રમણાં.
લઈ સૈન્ય તણો થઈ અગ્રસરી, ધરૂં દુશ્મન સન્મુખ આંખ નરી;
નિરખી જન કોણ ટકે જગમાં, જવ ઈંદ્રિ છુપાઈ ગયો નભમાં.
રણક્ષેત્ર વિષે અરિ-કર્પણને, નિરખી પરિપક્વ થયું નયને;
કૃષિકાર બની ધન ચાળવતાં, નહિ વાર કરૂં જરીએ લણતાં.
રણ-સાગરનો થઈ નક્ર કહે, સ્થળ અન્ય વિષે કયમ જીવ રહે!
બહુ દાહ વધ્યો સહુ રોમ વિષે, અરિરક્ત પ્રશાંત હવે કરશે.
ક્યમ તર્ક વિતર્ક કરી નબળા, અકળામણ આમ કરે અબળા ?
મુજ સાથ રહી દિનરાત સખી, નહિ રાવણપુત્ર શકી પરખી ?
મનની સુણ વાત કહું તુજને, જય કે ક્ષય છે યશકારી મને;
દિન એક જરૂર યદા મરવું, અતિ ઉત્તમ છે રણમાં પડવું.

જય વિષ્ણુ બની રઘુનાથ ફરે, જય મેળવતાં શુભ કીર્તિ વરે;
કદી હાર થશે પણ ઈશ્વરથી, રઘુનંદ વિના મુજ જોડ નથી.
પ્રમદા મનડું કેમ ખિન્ન થયું ?! કયમ કોમલ હૈયું ભરાઈ ગયું ?!
નયણે કયમ શ્રાવણ ભાદરવો, ન ધરે કરૂણા રસ આદરવો.
ધર ધીરજ ભીરૂ ! દશેક ઘડી, નહિતો સહુ કામ જશે બગડી;
જયની ધ્વજ તાત સમક્ષ ધરી, ધરતી પણ શત્રુ વિહીન કરી.
વળતાં નહિ દૂર જઈશ ફરી, તુજ અંક વિષે મુજ શીષ ધરી;
મનની કર દૂર બધીય કજા, રણ મધ્ય જવા અલિ ! આપ રજા.

---

# મણિલાલ છબારામ.

## ૫૧—સતી ને દક્ષનો યજ્ઞ

દક્ષ પ્રજાપતિએ પોતાની પુત્રી સતીને શંકરની સાથે પરણાવ્યા પછી સસરા જમાઈને અંટસ પડયો હતો. શંકરે અને સતીએ તેમની સાથેનો બધો વ્યવહાર બંધ કર્યો હતો. એકવાર દક્ષ પ્રજાપતિએ યજ્ઞનો મોટો સમારંભ માંડી ત્રણે લોકમાં પ્રતિષ્ઠિત કુટુંબોને પોતાને ત્યાં નોતર્યાં હતા. નારદે આ વખતે સતીને મળી કહ્યું કે, તમને આમંત્રણ ન હોય એમ બનેજ નહિ. એ તો શંકરનું છળ હશે, તેમ છતાં પિતાને ત્યાં જવાને પુત્રીને વળી આમંત્રણની શી જરૂર ? સમારંભ બહુ સારો છે અને તમારે શંકરને લઈ જવુંજ જોઈએ. નારદના ચઢાવવાથી સતીએ શંકરની પાસે જઈ યજ્ઞ સમારંભની વાત કહી અને ત્યાં જવાનો આગ્રહ કરવા માંડયો, ત્યાંથી આ પ્રસંગ ચાલુ થાય છે.

### ત્રિતાળની ચોપાઈ.

**સતી**—આર્યપુત્ર ! તમે આ શું બોલો, ખરા ખોટાનો કંઈ તોલ તોળો;
આવે અવસરે જાય ભુંસાઈ, આડે દાડે જે હોય લડાઈ.

વિસરાય શું દીકરી ક્યાંહી, જેની માતા કરે રાજ જ્યાંહી;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઈ, ભૂલે સસરો શું તેહ જમાઈ,

### અનુષ્ટુપ.

શંકર–તમારા સમ છે સુભ્રૂ! તમને અથવા મને;
સંદેશ સરખોએ જો, કહાવ્યો હોય એમણે.

### ચોપાઈ.

સતી.–જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર, જુઠા! જાવ શું ભૂલે જમાત્ર;
રાખ્યું હોશે તેડું તમે છાનું, સમ સગરા તમારા ન માનું.
આમ નિઃસંગ રો' તે શું સારૂં, જુઓ સંસારની આંખે વારૂ;
જોશું ઉછરંગ જાગ જગનનો, સુખ વૈભવ તાત ભવનનો.
તમે હોંસ કરો ન કરાવો, મને ઉલટી ઉદાસી બનાવો;
મારી હોંસીલી માતા રિઝાવા, તમે કયારે સાસરીએ આવ્યા?
તમે ક્યારે પ્રભુત્વ બતાવી, મને મૈએરીઆમાં ફુલાવી?
મારા પીયરની શેરીને પંથ, જતા આવતા થઈ મુજ કંથ;
મીઠી આંખ તણે અણુસારે, મારી સખીઓથી જોવાયા ક્યારે?
જોવા દીકરી જમાઇનાં જોડાં, હશે આતુર એ સૌ ન થોડાં?
મારી બાળ સૈયરોનો ભાવ, ચાલો જોજો લૈએ રૂડો લહાવ.
મારી માતાને હેતને હાથે, જમજો સમવય સ્નેહીઓ સાથે;
મારૂં મોટેરાંમાં સનમાન, જોઈ તમને થશે અભિમાન.
ઠાઠમાઠે બની ઠકરાયા, આવ્યા પરણવા ત્યાં શું જોવાયા;
કાળા ગોરા કે વરવા રૂપાળા, મારી સખીઓ તો 'છે' કે' છે કેવા?
દાસ દાસીને ગજ રથ ઘોડે, ચાલો આપણુ જઈએ સજોડે;
મારી બેનો ને સખીઓના વાદે, મારે જાવું મૈયર બડા ઠાઠે.
ઊઠો વાઘાંબરી ના સતાવો, ફરી અવસર આવે ન આવો;
પાથરીને પાલવ વારંવાર, યાચું આટલું હું ત્રિપુરાર.

કરૂં દક્ષવતી કાલાવાલા, ચાલો ઊઠો સતાવો ન વહાલા !
શિવ—શાણાં સમજુ થઈ ભૂલો કેમ, વણ તેડયાં જવાય ત્યાં કેમ ?
દે ન સન્માન જો દક્ષરાય, હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન બને કદી આવું, માટે સર્વથા હું નહિ આવું.
સતી—હાંહાં આજ હું સમજી આ સઘળું, તમે આડા થઈ વદો અવળું;
મારા પીયરનું બોલો ઘસાતું, નથી મુજથી હવે તે ખમાતું;
તમે ઉજળાં સગાંના ન સંગી, આડા અતડા ન લેશ ઉમંગી.

## અનુષ્ટુપ્.

શંકર—ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઈ નંદીને;
પ્રણામ માહરા કે'જો, દક્ષને પાદ વંદીને.
(પીયરમાં અપમાન થવાથી દેહ ત્યાગ કરતાં તેમણે પછી નંદીને
આ પ્રમાણે કહ્યું.)

## ઉપજાતિ.

સતી—નિવેદજો આ સઉ વૃત નંદી, મારાવતી ત્યાં જઈ પાદ વંદી;
એકાંતમાં શંકરને કહેજો, મારા વળી વાયક આ પ્રમાણે.
સત્વે તમ દ્રોહીતણે બનેલો, દુર્ભાગ્ય આ દોષિત દેહ મારો;
ઉત્સંગને યોગ્ય નથી રહેલો, હુતાશને આ પળ હોમવાનો.
પ્રભો તમારાં પદ પૂજવાનાં, પુરાં થયાં પ્રાકતન પુણ્ય મારાં;
પીએરીઆંનો ધરી પક્ષ મારાં, સુણ્યાં નહીં મેં વચનો તમારાં.
અયોગ્ય મારાં વચને દુભાયા, હશો તમે તો પણ નાથ મારા;
શરીર કષ્ટી તપ આદરીશ, પરંતુ પાછી તમને વરીશ.
મૈએરનું માન ધરી ઘણેરૂં, કહ્યું ન માન્યું શિરછત્ર કેરૂં;
તેનું મળ્યું આ ફળ ભાગ્ય મારૂં, હુતાશને પાતકને ઉતારૂં.

(કાવ્ય પીયૂષ.)

## ૫૨—વડસાસુની શીખ.

### મોસાળાનો રાગ.

ભલે જાઓ શુકન જોઈ સંચરો, કુળવૃદ્ધિનાં કરવાને કાજ;
વહુવર વહેલાં આવજો.
મારા આંખોના તેજનો તારલો, તારા પ્રાણનો પરમ આધાર,
વહુવર સોંપું તુજને.
હવે તું તારે એને સંભાળજે, કરજે જીવથી જ્યાદે જતંન,
વહુવર ખંત રાખીને.
સુખે શેઠાણી દુઃખે દાસી થઈ, રહેજે ઘરની બની પરધાન,
વહુવર શીખ એટલી.
જઈ પરદેશ આપણા દેશનો, વેશ બદલશો નવ લવલેશ,
વહુવર શીખ સરસ છે.
ઇશે આપ્યાં તોસુખે સુખ માણજો,બેટા! રહીને મલાજાની માંય.
એમાં મોટું માન છે.
જેનું ઘરમાંય ઢાંકયું કપાળ રહે, ઢાંકયાં ઢાંકયાં તેણે કુળ બેઉ,
ભૂષણ સ્ત્રીનું લાજ છે.
તું તો દીકરા ! ભણેલીને ડાહી છે, નથી કહેવું પડે એવું કાંઈ,
જાઓ સુખે સંચરો.

**કાવ્ય પીયૂષ.**

## ૫૩—રાધાનો પત્ર.

આવ્યા દાડલા દિવાળી કેરા, પંથી ઘેર પધારે ઘણેરા;
નાથ ! થાવ શું આમ નમેરા, મોહન વહેલા આવજો મથુરાંથી.
મારી સખીઓ સાસરીએ સિધાવી, મારી ભાભીઓ પણ આણે આવી;
વાટ જોઇજોઇ હું વાજ આવી, મોહન વહેલા આવજો મથુરાંથી.

પૂછી જોજો ઉદ્ધવને તમારા, હાલ શા થયાછે અહીં મારા;
જાવ જાવ જીવણુ શું પડો ન્યારા, મોહન વહેલા આવજો મથુરાંથી.
મારાં સાસુએ જે જે કહાવ્યું, મારી માડીએ તે તે કરાવ્યું;
જાણે રખેને રસિક પાડે વાંકું, મોહન વહેલા આવજો મથુરાંથી.
આછાં હીરનાં ચીર મંગાવી, કાચા કીરમજી રંગે રંગાવી;
કોરે મોતી ને મણિએ ટંકાવી, મોહન વહેલા આવજો મથુરાંથી.
સાળુ સાડી ને કમખા કરાવ્યા, જાતે જુદા ને રંગે રૂપાળા;
એ તો રસિયાજી તમને રીઝાવા, મોહન વહેલા આવજો મથુરાંથી.
મોહી મોરલીની થઈ હરિણી, છાની વનમાં મોહન વર પરણી;
આતે કીયા કરમ કેરી કરણી, મોહન વહેલા આવજો મથુરાંથી.
પ્રીતમ પરણી પરાંણે તમોને, જોયો વિચાર્યો નહિ તે સમોને;
શીદ પાતળાઆ પજવો અમોને, મોહન વ્હેલા આવજો મથુરાંથી.
મારી માતાએ બહુ બહુ વારી, લોક કે'તા એ કપટી મોરારી;
તોય પરણી તેની શું આ વારી, મોહન વહેલા આવજો મથુરાંથી.
લોક લૈ પુઠે વાત કરેછે, સગાં સાગવાં મોંડે કહેછે;
સુખી સખીઓ તો મેણાં મારેછે, મોહન વહેલા આવજો મથુરાંથી.
ઉંચી ઉંચી રાવટીઓ મૂકાવી, નાના વિધના રંગે રંગાવી;
ખાસ સાસુએ મેડી બંધાવી, મોહન વહેલા આવજો મથુરાંથી.
જ્યારે વહુ હું મળીધું ગોરે ધાટે, ત્યારે દીકરાનાં સુખ જોવા સાટે,
તલસે ઘરડેરાં મુખજોયા માટે, મોહન વહેલા આવજો મથુરાંથી.
ગુણ રૂપનાં વખાણ કરાવી, મને મોહના ફંદે ફસાવી,
કેમ પરણીને પ્રીત પલટાવી, મોહન વહેલા આવજો મથુરાંથી.
ઓળી ચોળી અંબોડલા વાળી, પત્રરચનાઓ રચતા રૂપાળી,
લેતી સખીઓ હસી હસી તાળી, મોહન વહેલા આવજો મથુરાંથી.
પગ ખોળામાં લઈ બુટ્ટાવાળી, અળતે વેલો ચીતરતા રૂપાળી,
જોતા અમને જાદવ ન્યાળી ન્યાળી, મોહન વહેલા આવજો મથુરાંથી.
આંખ રજ ફૂંકી નાંખવા માટે, કિંવા ખીંદરી કરવા લલાટે,
ભૂધર બેટતા યમુનાને ધાટે, મોહન વહેલા આવજો મથુરાંથી.

નચવ્યા નાચતા રમતો ભલેરી, પળશી કરતા પાતળીઆ ધણેરી,
ફાટયું ગુમડું વઈદ થયો વેરી, મોહન વહેલા આવજો મથુરાંથી.
એકવાર વૃંદાવન આવી, મને વિષ પાઈ શયન સુવાડી,
ભલે જાજો પછી ગિરધારી, મોહન વહેલા આવજો મથુરાંથી.

---

# કલાપી.

## ૫૮—વિધવા બેન બાબાંને.

વા'લી બાબાં ! સહન કરવું એય છે એક લા'ણું !
માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લા'ણું !
મૃત્યુ થાનાં તર્પણ કરવું ઇષ્ટનું એય લા'ણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લા'ણું !
સંબંધીના મરણ પછી ના સર્વ સંબંધ તૂટે,
બે'ની ! આંહીં વિરહજ ખરો ચિર સંબંધ ભાસે;
તે પ્રેમી જે પ્રણયમયતા જોઈ મા'ણે વિયોગે,
મીઠું કિંતુ ક્ષણિકજ નકી સ્વપ્ન સંયોગ તો છે.
છે વૈધવ્યે વધુ વિમલતા બે'ન ! સૌભાગ્યથી કૈં !
છે ભક્તિમાં વધુ વિમલતા, બે'ન ! શૃંગારથી કૈં !
બાબાં ! તારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઉંચે ઉંચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી.
ના બોલું આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,
શાને લૂછું હૃદયશુચિતા આંસુડાં દાખવે જે ?
વા'લી બાબાં ! કુદરતકૃત સર્વદા હેતુવાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વા'લી.
બાપુ આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કૈં,
આ તો બોજો કુદરત તણો માત્ર કલ્યાણકારી;

આ પહાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળા શ્રમિત ન બને કિંતુ સૌન્દર્ય જોતાં.
આ કુંડાળું કુદરત તણું કોઈ જોઈ શકે, તો,
ના ના જોશે કંઈ વિષમતા કિંતુ સિધાઈ લીસી;
ટુંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખડોજ જોતી,
ને તેથી આ સુઘટ સરણી દીસતી ડાઘવાળી.
બાબાં ! જોને નયન ભરીને આંસુથી એક વાર!
બાબાં જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર !
વા'લા સાથે નિરખતી હતી આજ જો એકલી તું,
બાબાં ! ખુલ્લું હૃદય કરી જો, એજ ઇચ્છયું હરિનું.
જોને, બાપુ ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો મ્હેરો ગત હૃદય એ ત્યાંય ઉભું વિમાસે;
એ રેલાયું ઉદધિ સઘળે કિંતુ તું બિંદુ તેનું,
આડું આવ્યું પડ નયનને તોય એ વારિ ત્હારૂં.
બે'ની ! આવાં પડ પછી પડો આવતાં જાય આડાં,
અન્તે ગાઢાં પડ ચીરી દઈ પાર જાતાં સહુ ત્યાં;
તું ને મારી પ્રિય સખી ત્યજી હુંય જાઉં કદાપિ,
એવું એ કૈં શુભજ કરવા, ઈશ ઇચ્છે કદાપિ.
રે ! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બન્ને,
જે બાકી તે ભણી લઈ તમે આવજો સાથ બન્ને;
બાબાં ! તું એ શીખાંશ ફરી આ પાઠ ઔદાર્યનો, ને
મારી ભોળી પ્રિય અબુધને દોરજે આજ માર્ગે.

# ખબરદાર.

## ૫૫—પતિપત્નીનો દિવ્ય રથ.

(માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે:—એ રાગ)

વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
ચંદા તારલિયાના તેજ સમો ચમકાર!
અમીશાં અજવાળાં ઠારે અંતરની આંખડી,
ચૌદે રત્નતણો શો ઔડભંજન ભંડાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
આવો પ્રિયતમ! એ રથમાં અંતર પધરાવીએ;
મનહર, મહિમાવાન મહા એ જગમોઝાર;
ઋષિ મુનિ સંતજનોના નિર્મળ ઉરજ્યોતિ દીપે.
તેમાં આવો, ફરીએ કરતાં આત્મવિહાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
પુષ્પ પ્રકાશિત પ્રભુનો મણિમંડપ રળીઆમણો,
તેનાં સૂર્યપ્રભાશાં દિવ્ય ઝળકતાં દ્વાર;
વિશ્વવિરાજીત એ શોભાની છાંયે મહાલવા
ચાલો, વા'લા! એ રથમાં કરીએ સંચાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
ઘૂ ઘૂ ઘોર ગરજતા ગંભીર જગસિંધુતટે
અમૃતસ્મિત ઝરતાં ખીલે કુસુમો સુકુમાર;
તેનો નિત્ય વસંત સુગંધ રસે ભરવા ઉરે,
હૃદયો ગુંથી ચાલો જઈએ પ્રાણાધાર!
વહાલમ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો!
જીવનદેવ! પ્રયાણ નથી સુલભ ને સોહલું;
જંગલ, ઝાડી, કોતર, ડુંગર ખાડ અપાર!

મોંઘો કોમળ પુણ્ય પ્રભાકર રથ ત્યાં આપણો !
નિર્વિઘ્ને અણિશુદ્ધ ચલાવવો પ્રભુ આધાર !
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
કંટકમાર્ગ કઠોર વિકટ છે એહ પ્રયાણનો;
અનિલો ઘૂમે, ને આકાશ વહે અંધાર;
તેમાં સાચવજો પ્રાણેશ્વર ! પાર ઉતારજો,
દિવ્ય, સુરમ્ય, અમૂલખ રથ એ સર્વ પ્રકાર !
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ચાલો, વ્હાલા ! ધીરા, વીરા, મુખ મલકાવતા !
ઉંડા ઉંડા છે હૃદયોના અર્મી ઉચ્ચાર !
હૈયાંહેત ઝરંતી આંખલડી આ આપણી
મધુરાં અજવાળાં કરશે કંઈ ઠારોઠારઃ–
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
પ્રભુના પુણ્યવિલાસગૃહેથી કદીં કદીં આવતા
મધુમધુ મંગલ સ્વર્ગ ગીતોના કંઈ ભણકાર;
રસભીનાં તે ગીતોનો રસ પૂરણ ઝીલવા
હસતાં જઈએ એ રથમાં, હૈડાના હાર !
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
આવો, પ્રિયતમ ! મંગલ ઘડી છે સુખસૌભાગ્યની;
આકાશે છે શા નવરંગ સજ્યા શણગાર !
એવા રંગ વિષે શો વિલસે છે રથ આપણો !
પ્રભુની મંગલ આશિષ વરસે છે શતધાર !
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
હસતો રમતો રૂડલો રથ એ પ્રાણ ! ચલાવશું,
ઝગઝગ જગમાં એનો ઝલકાવી ઝલકાર;
ધીરી ધીરી, તમ વાંસલડી, પ્રાણ ! વગાડજો !
હુંય પણ પૂરીશ સાથે ગાનતણા લલકાર !
વહાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !

## ૫૬.—ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમશિશ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !—
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !—
અમારી ગુણવંતી ગુજરાત !

સરસરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ મુસલમીન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાતસમી અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !—
અમારી ગુણવંતી ગુજરાત !

નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !

પ્રકાશિકા.

## ૫૭–આશાદેવીનું ગાન.

( માતા જશોદા ઝુલાવે પુત્ર પારણેરે–એ રાગ )

મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
સ્વર્ગ તણી દેવી વા'લી હું તો અલબેલડી,
મારૂં ભુવન બધું બ્રહ્માંડ વડું વખણાય;
મારે મન આવે ત્યાં ઉડતી ઉડતી જાઉં હું,
મારી સુંદરતા દેખી જગ સહુ અંજાય. !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
તારલીઆ મારે ત્યાં રોજ દિવાળી દીપવે,
મારે આંગણુ ચંદા ચોક પૂરીને જાય !
મારે માંડવ જાય સુવર્ણજ સૂરજ વેરતો,
તેને ઉંચકી લેતું હસતું જગત સુહાય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
ઉગતા પ્રભાતના જેવી છું આશા દેવી હું,
મારા સાળુડામાં વિધવિધ રંગ પુરાય;
એવા રંગ જગતના હૃદયે પૂરી દઈ ને,
તેની આગળ નવી ઉઘાડું હું દિન–કાય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
જન અંતરને કાળાં વાદળ આવી ઘેરતાં,
તેનાં ભુવન ભુવનમાં અંધારૂં ઢોળાય;
ત્યારે તારલડા જેવી હું તેમાં ફૂટીને,
કાંઈ નવાં નવાં તેજે ચમકાવું ત્યાંય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
માનવઉર ગુંચવાય નિરાશાની ગીચ ઝાડીમાં,
સહુ ઉલ્લાસ ઉડે ને અંતર શુન્ય જણાય;
ચંદ્રકિરણશું ઝાડીમાંથી ત્યાં ડોકાવી હું,

તેને ફરી જગાવી દોડાવું જગમાંય
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
જોઉં પ્રેમ ભ્રમરને જગમાં ભમી ભમી ગુંજતો.
કોને ચટકો દઈને છુપો નાસી જાય;
તેને પાસે પાસે લાવીને હું ઉડાવતી,
કદી પકડાવું કે કદી નસાડી મૂકું ત્યાંય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
દુનિયાની સખા થઈ આશ્વાસન તેને આપું છું,
મારા માંડવનો બતલાવું બહુ મહિમાય;
કંઈ કંઈ સ્વપ્ન મીઠાં દેખાડું દૂર આકાશમાં,
એવું સખીપણું છે મારૂં અતિ સુખદાય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
મોટાં મોટાં કામ કરાવું જનની પાસ હું,
એક ફલંગે પા'ડ કુદાવું ફરીને સા'ય !
રાજારાણા રંક બધાનાં ઉરમાં હું વસું,
મુજ વિણ જગમાં જનનું જીવ્યું વ્યર્થ ગણાય.
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
મારૂં ગાન સદા જન–ઉરને પોષે પ્રેમથી,
મારૂં નાચ નચાવ્યું તે તો નાચ્યુ જાય !
મારી વીણામાંથી ટપટપ અમી બિંદુ ઝરે,
જેને મુખ પડે તે હસી હસી હરખાય.
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
મારે આંગણ પૃથ્વીથી મહેમાનો આવતાં,
તેનાં અંતર મારાં મધુરાં ગીતો ગાય;
મારી વાડીમાંથી મીઠા ફૂલ લાવી આપું ત્યાં,
સુંઘતા સુંઘતા કદી નહીં તેતો લેશ ધરાય !
મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !

કોના આપી આલિંગન દઈ પુરૂં કોડને
   કોથી દૂર નાસી જઈને ઉચરાવું "હાય" !
મારો મર્મ કદી નહીં આપું કોને, ને કરૂં
   કોને હસતે, કોને રડતે મુખ વિદાય !
      મારી અંતરની ખરી વાત સુણો રે માનવી !
એવા કંઈ કંઈ ખેલ મચાવું જગમાં હું ઘણા;
   માનવ જીવન મીઠું કંઈ મારાથીજ થાય,
એ બાળકડાંને શિર અમર કળીઓ ખોસું હું;
   તેની સાથે એ તો ખીલતું રહે સદાય!–
      મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
પ્રભુના રંગ મહેલ તણી હું તો અધિદેવી છું,
   તેનાં દર્શન કરવા જીવ સહુ ચિત્તમાં ચાય;
પણ જે સત્ય પથે શુદ્ધ આવે ઉર ધારી મને,–
   પ્રેમે દ્વાર ઉઘાડી લઉં તેનેજ હું માય;–
      મારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
તારલિયા મારે ત્યાં રોજ દિવાળી દીપવે,
   મારે આંગણ ચંદા ચોક પૂરીને જાય;
મારે માંડવ જાય સુવર્ણજ સૂરજ વેરતો,
   આવો આવો ભલે પધારો માનવ ! ત્યાંય,
      આવો, મીઠી મીઠી વાત કહીશ રે માનવી !

## ૫૮–રૂડી સ્ત્રી.

### ઇંદ્રવિજય છંદ.

ભૂષણ આ ભવનું ગણ નિશ્ચય, સુંદર ને સતીનાર ઠરેછે;
પાળી પતિવ્રત તેહ નિરંતર, અંતરમાં શુભ નેમ ધરેછે.
સદ્‌ગુણનો સણગાર સુસોહન, મોહન મોહન વાત કરેછે;
કંથતણીજ ખરી સદભાગણ, આંગણમાં નિત્ય રાગ ખરેછે.

## મનહર છંદ.

લક્ષ દઈ સાંભળે જે ડાંપણની વાત સદા, સત્યતણા નિયમને ઉર રાખે કોતરી;
શણગાર સજી સદ્‌ગુણતણો તે સદાય, અવગુણ સ્નેહ સાથે રાખે અળગા કરી;
દીસે હસતું વદન સદન સદા શોભાવે, કોઈ દિન દિલ ન દુખાવે કંથનું જરી;
અદલ વિચારે એજ નારે પતિવ્રત પાળ્યું, ધન્ય ખરે જગ એને એજ પાર ઉતરી.
પતિવ્રત પાળ્યું જે પ્રેમઃએ પ્રીતે કરીને, એજ તેજ સુંદર વદનને દીપાવશે;
ગુલાબતણું ફૂલ કદાપિ કરમાઈ જાય, તથાપિ તેની મધુર સુગંધ સુહાવશે.
પતિનું ચહાય હિત, પતિમાંજ ધારે પ્રીત, અંતરમાં આડો કદી વિચાર ન લાવશે;
અદલ કહુંછું ખરે ધન્ય એજ સુંદરીને, એજ વામા વિશ્વવિષે કિંમત અંકાવશે.
નિત્ય નમ્રતાઈ નિજ અંગવિષે રાખી ચાલે, મીઠાં મીઠાં મધુર વચન વળી બોલશે;
અંગમાં ઉમંગ ધરી આળસને દૂર કરે, સારી માઠી વાત તે તો ઝટ દઈ તોલશે.
આજ્ઞા સર્વે કંથતણી ધર્મ ગણી શિર ધરે, કંથતણી વાત કોઈ પાસ નહિ ખોલશે;
સંસારે એ નારી નિજ પતિને રીઝાવે ભારી, એજ હૈયું પતિતણું પ્રેમથી હિંચોળશે.
કપટ ધરે ન લેશ, લપટ ભરે હમેશ, બેશ ઉપદેશ સુણે, ભલીજ ભણાયછે;
સુખમાં લગાર ન ફૂલાઈ કે ભૂલાઈ જાય, દુઃખમાં સંતોષી ને ધીરજવંત ગણાયછે;
કોમળ વચને પતિતણી ચિંતા તે ઘટાડે, વસુધા વિષે વનિતા એજ વખણાયછે.
અદલ સંસારે દુઃખ વેડે પતિસંગ પણ, ધન્ય નાર જે બહાર રોતી ન જણાયછે;
મળી જેને નારી સારી, બહુ ભાગ્ય ઉદયાં ભારી, સત્ય લ્યો તમે વિચારી પ્યારી પ્યારી લાગશે;
જેહ પતિને ખરી સુંદરી એવી મળી હોય, ખરો ભવ સુખી એના સુતા જોગ જાગશે;
એવી માને પેટ અવતાર લીધો જેહ પુત્રે, ખરો ભાગ્યશાળી એનાં દુઃખ સર્વ ત્યાગશે;
અદલ કહુંછું સહુ સાંભળો સાહેબ તમે, સૃષ્ટિવિષે એવી રંભા સર્વ કોઈ માંગશે.

(કાવ્ય રસિકા.)

---

# ન્હાનાલાલ.

## ૫૯ આમંત્રણ.

આવો આવોને સખીઓ આજ ! રસતાળી પાડી,
કાંઈ ગજવો આપણી બેન ! આ ગુર્જરી વાડી.
હરિણી શી ચંચળવાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સુરતની રમણી !
છબીલી છટા ભરી, સોહાગ તપે મુખ, મુગ્ધકરા,
શુભ વડોદરાની વેલ સરિખા એ ચતુરા !
રૂડી ઠરેલ બુદ્ધિ વિશાળ સમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ એ ગૃહિણી !
નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઈની મોહનરૂપ સખિઓ અલબેલી !
અમૃત શા મિઠ્ઠા બોલ, પણ જ્ઞાને અધુરી,
એ કોકિલકંઠી નાર હાલારની મધુરી !
છો સુંદર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ, કુંવરીઓ કહાવો.
જ્યાં સિંહણ નિજ સંતાન ધવરાવે જાળે,
જ્યાં સાગર ફીણે નીર મોતીની પાળે.
જ્યાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા.
એ અદ્દ્ભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર ! પધારો ભાવવતી.
તેજસ્વી મદ ડોલંત, જલની લક્ષ્મી જશી,
આવોને કચ્છની કોડ ભરેલી યુવતિ ! હસી.

આવો આવોને સહીયર ! આજ રસ ટહુકે ગુંજો,
કાંઈ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજો.
આ તમ કાજે ભરી છાબ, ગીતનાં ફુલડાંની,
લો સત્કારો રસબાળ ! એટલી મહેમાની.
છે મુજ કુલની એ રીત, તાતે શીખવી ભલી,
લ્યો, ચરણુ ધરૂંછું બ્હેન ! વીરની વીરપસલી.

## ૬૦ વીરાંના વારણાં.

( વહાલા ! વિરાજો મારા પ્રાણુમાંરે લોલ—એ રાગ. )

ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ, મોંઘામુલો છે મારો વીર જો ! ખમ્મા.
એક તો સુહાગી ગગન ચાંદલો રે લોલ, બીજો સુહાગી મારો વીર જો ! ખમ્મા.
રાજ તો વિરાજે રાજમંદિરે રે લોલ, પારણે વિરાજે મારો વીર જો ! ખમ્મા.
ચંપો ખીલેછે ફૂલવાડીમાં રે લોલ, ફૂલમાં ખીલેછે મારો વીર જો ! ખમ્મા.
આંગણે ઉજાસ મારે સૂર્યનો રે લોલ, ઘરમાં ઉજાસ મારો વીર જો ! ખમ્મા.
એક તો આનંદ મારા ઉરનો રે લોલ, બીજો આનંદ મારો વીર જો ! ખમ્મા.
દેવે દીધીછે મને માવડી રે લોલ, માડીએ દીધોછે મારો વીર જો ! ખમ્મા.

## ૬૧ સ્નેહનું સંભારણું.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાગ,)

ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વરહાસ જો;
ચાંદલીઓ ઉર ભરી ભરી રસ કંઈ ઢોળતો,
આપણ પણ રમતાતાં વિરલ વિલાસજો;
એવા એ દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા.
ફુલ ફુલની પાંદડીઓ મીંચાઈ ઢળી જતી,

નમી નમી પ્રિયને લેતા સુરભિ ઉછંગ જો.
નયનોમાં નયનો ઢાળીને હેતશું,
ઉજવ્યો ઉત્સવ સ્હમજી પરમ પ્રસંગ જો.
એવાએ દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા.

પ્રિયતમ ! એ શર્શોરાજ ચડંત અટારીએ,
પદે રમે નાનકડો અનિલ કુમાર જો;
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સૌનાં અમૃતની ધાર જો;
એવા દિનનાં શમણાં પ્રિયતમ ! વહી ગયાં.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી,
પંખી પોઢયાં ભીડીને પાંખ શું પાંખ જો;
વિલસે આજ જગત સઉ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો;
એવા રસદિવસો એ પ્રિયતમ ! વહી ગયા.

## ૬૨—ઝીણા ઝીણા મેહ.

**(સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી—એ રાગ.)**

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદલડી,
એવો નીતરે કૌમારનો નેહ, ભીંજે મારી ચુંદલડી;
આજે ઝમેને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા, ભીંજે રસિક કોઈ બાલા રે;
ભીંજે સખી ભીંજે શરદ અલબેલડી, ભીંજે મારા હૈયાની માલા;
હો ભીંજે મારી૦
વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે, ટહુકે મયૂર કેરી વેણાં રે;
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે, ટમકે મારા નાથનાં નેણાં; હો ભીંજે મારી૦
આનંદકંદ ડોલે સુંદરીના વૃંદને, મીઠાં મૃદંગ પડછંદા રે;
મંદ મંદ હેરે મીટડી મયંકની, હેરે મારા મધુર રસચંદા; હો ભીંજે મારી૦

---

# મણિશંકર રત્નજી ભટ્ટ.

## ૬૩—મહેમાનોને પ્રાર્થના.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.)

મહેમાનો ! ઓ વહાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય, જો !
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !—મહે૦
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે,
ઉતર્યા રંક ધરે શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરેનો લા'વજો !—મહે૦

## ૬૪—સુરતાની વાડીના મીઠા મોરલા.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને,—એ રાહ).

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો;
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા,
નયણે ઝળકે નમણું નિર્મલ હાસ જો ! સુરતાની૦ ૧
આંજે ને અજવાળે આંખડલી સખી,
અન્તર ઉપર ઊઘડે આલમનૂર જો !
" હેત હૈયાનાં વહતી વાજે વાંસળી "
ઊડે સ્વર આકાશે અન્દર દૂર જો. સુરતાની૦ ૨.
નન્દનવનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાયજો !
સુરભિઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાયજો ! સુરતાની૦ ૩

" તત્ સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ "
ગાયત્રીનો જુનો ભેદક મંત્ર જો;
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો ! સુરતાની૦ ૪.

## ૬૫–વહાલાઓને ઉપદેશ.

### (ઓધવજી સંદેશો કેહેજો શ્યામને–એ રાગ)

સાંભળજો વહાલાંઓ ! વચનો દીનનાં, દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી, અધિકારી છો જેનાં માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો, નિકટ સગાંઓ સમજો ભાઈ બહેન જો !
નીકો નહાની મોટી જે જીવો તણી, વહતું તેમાં એક અખંડિત વહેણ જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે, રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાનાં આંસુડાંઓ લુછતાં, ઉંચાં ચડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો !
**ભૂતદયા** છે ધર્મ બધાના મૂળમાં, સઘળાએ સંતોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયાસાગર ! યાચંતાં આપજો, દીનજનોને અમને એનો લેશ જો !

---

# લલિત.

## ૬૬—એક વાતલડી.

### (અલબેલીરે અંબે માત જોવાને જઈએ–એ ગીતનો ઢાળ)

આવો, બાળા ! આવો બહેનાં સંગ, કહું એક વાતલડી;
ઉજમાળા ! ધરીને ઉમંગ, ઉજાળો જાતલડી !
સંસારની સુંદર વાડીમાં, ડોલી રહ્યાં નરવૃંદ રે !
લીલાભરી સજારો વેલી, ઝૂલી રહી લીલી છંમ્મ.
કહું એક વાતલડી.

લીળી છાયા સુરંગી, રૂડાં ફળફૂલ સુગંધિ;
લઈયે એવી મજાની રસલા'ણુ, અંતરની વા'લપની !
આવો, બાળા ! આવો બહેનાં, સંગ, કહું એક વાતલડી.
હાલો હાલોને જઈએ એવી જન-કુંજે, પ્રીતિગીત જ્યાં ગુંજાયરે;
હૈયાંને હિંડોળે એને, હાલોને હિંચીએ, જ્યાંથી એ સૂર ઝીલાય.
કહું એક વાતલડી.

ચડીએ ચેતન હેલે, લાંબા લલકાર રેલે;
લઈએ એવી રૂડી રસલા'ણુ, અંતર વા'લપની !
આવો, બાળા ! આવો બહેનાં સંગ, કહું એક વાતલડી.

## ૬૭- -વર પ્રાણેશ્વર.

### (સવયાની ચાલ)

વર પ્રાણેશ્વર વર પ્રાણેશ્વર, વરમાં મારે સચરાચર !
વરનાં ગાયાં ગાનારી હું, સાચે ભાવે સેવું વર.
આત્માને નેહે નવરાવે, નચાવતો મારો નટવર !
શ્વાસે શ્વાસે રમી રહ્યો વર, દૂર અદૂરે એ વીરવર!

## ૬૮—ગુણસુંદરી.

### (હરિગીત)

આત્મ સુંદર, હૃદય સુંદર, સુમન સુંદર, સુંદરી !
સંસારમાં સૌંદર્યની, શૃંગાર સોહન, સુંદરી!
સત્કર્મ સુંદર, સ્નેહ સુંદર, કુળમણિ, ગૃહસુંદરી !
સુંદર બની સુંદર બનાવે, એક એ ગુણસુંદરી !

## ૬૯--ઈશ્વરી.

(પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી–વલ્લભ ભટ્ટના
એ કળિકાળના ગરબાનો ઢાળ)

બ્રહ્મનો પ્રકાશ વિશ્વ, તે તું વિશ્વેશ્વરી! તારાં અભિનવ રૂપ;
પ્રાણનો સુવાસ પ્રેમ, તે તું પ્રાણેશ્વરી! તું તો તું સ્વજન રૂપ!
પ્રેરણા સરસ્વતીની, તે તું હૃદયેશ્વરી! ઝૂલે જગ તારી લહાવ!
ચેતના ઉલ્લાસ કેરી, તે તું ચંડીશ્વરી! જાગે જગ તારે ભાવ!
સંસારને જોગવે તું ગૃહેશ્વરી! એક તું જુજવે વેશ!
યોગ ને ક્ષેમ તું વધારતી યોગેશ્વરી! કુળને કુટુંબમાં હમેશ!
માત બહેન પત્ની પુત્રી, પૂજ્ય પરમેશ્વરી! વહાલસોયાં તુજ લલિત અંગ!
દેશ કેરાં રાજ્યને સમાજને, રાજેશ્વરી! વિલસાવો પ્રગટી પંથ!
રાસરમણ ચડે તારે દૂધડે, રાસેશ્વરી! વિજય દશાના રંગ!
એક તાન પુણ્યની પ્રવૃત્તમાં, વિજયેશ્વરી! ખેલાવો અમને નિશ્ચિંત!

## ૭૦--સતી સીતા.

(ચાલો સાહેલી ભુવનેશ્વરીના સહુમળીને દર્શન કરિયે—
એ ગીતનો ઢાળ)

સહિયર શાણી, ઉમંગ આણી, ચાલો, સતીને સહુ નમીએ!
સ્વામી શરણમાં, નિજ જીવતરના કોડ કરે તેને નમીએ.–સહી૦
રાજભવન ને વનવગડાના સુખદુ:ખમાં સ્વામી સેવ્યા;
તેમ વસ્યો વહાલાં જનનો નહિ વાંક, સતી વનવાસ વસ્યાં.
એવાં પતિમય જીવનવાળાં સીતા સતીને વંદન કરીએ!–સહી૦

## ૭૧–સ્ત્રીદર્શન.

### મરાઠી સાખી.

સૃષ્ટિને નંદનવન રમતી બાલ નંદિની અનેક,
આનંદન શૃંગારરૂપ એ જમતી સરજી સુરેખ !
અહો ! સ્ત્રીદર્શન પુણ્ય અશેષ !
વસંત યુવતી વધાવતી એ ફૂલડે ચેતન માત્ર,
કોકિલ કંઠે કિલકારે એ સુંદરતા સાક્ષાત !
અહો ! સ્ત્રીદર્શનની શી વાત !
સુગંધવતીનું સુમન સુકોમળ પ્રસરે પ્રાણ સુવાસ !
હૃદયતરણ સુંદરી વિલસે ત્યાં પ્રભુતા અને પ્રકાશ.
અહો ! સ્ત્રીદર્શનના એ લહાવ !

---

# દા. ખુ. બોટાદકર.

## ૭૨–હરિણી.

### વસંતતિલકા.

માતા તણા શરણથી વિખુટી પડેલી, આત્મીયના વિરહથી દુઃખમાં ડુબેલી;
કંપે અહો! ભયથી આ હરિણી બિચારી, વા'લા કુરંગ કરી સાંત્વન લે સ્વીકારી.
જો! ખેદથી દીસતી આંખડી એની રાતી, રોકી ન અશ્રુનદી એક પળે શકાતી;
આશા ભર્યાં નયનથી તુજને નિહાળે, દૃષ્ટિ ઘડી સ્થિર કરી ઘડી પાછી વાળે.
કે'વા ચહે પણ શકે નહિ કાંઈ બોલી, ભીરૂ અનેક કરતી ઉર તર્ક ભોળી;
તારી બધી કૃતિ ગતિ રહી એ તપાસી, શું તું વદીશ ઉર એજ રહી વિમાસી.

એને મનોજ્ઞ હસતું વન માત સંગે, ને ખેલતી, વિચરતી, ચરતી ઉમંગે;
ભીતિ હતી હ્રદયથી ન કદાપિ ભાળી, વિશ્વાબ્ધિના તટ પરે રમતી રૂપાળી.
આનંદમાં હ્રદય મગ્ન સદૈવ રે'તું, સંતોષ પીયૂષ તણો કંઈ સ્વાદ લેતું;
આજે જણાય વન આ ભયપૂર્ણ એને, ભૂખી છતાં તૃણ મુખે ન ધરી શકે એ.
એને કશાં અભયવાક્ય હવે સુણાવી, ભીતિ વધી હ્રદયમાં બધી દે હઠાવી;
તેથી તને પ્રણયરત્ન રૂડું જણાશે, તારા અહો ! હ્રદયનું પણ તત્ત્વ તે છે.
એ સર્વ છે સરળ માર્ગ બતાવનારો, આધાર એ ઉભયનો ભય ટાળનારો;
ને એ અભીષ્ટ તુજને સહુ આપનારી, દુઃખે સુખે સહચરી ખરી છે થનારી.
દૃષ્ટિ ભલે શર તણી કરતા શિકારી, ને જાળથી પણ ગ્રહે પકડીને પછાડી;
આ સંગથી પ્રિય ! અભેદ તું પામશે જો, સંકષ્ટ તુચ્છ તુજને સહુ લાગશે તો.

## ૭૩–મીરાંને.

### ( શાર્દૂલવિક્રીડિત )

એ હાલાહલપૂર્ણ પાત્ર વદને તેં કેવી રીતે ધર્યું ?
શી રીતે ભયથી વિમુક્ત રહીને કે' પાન એનું કર્યું ?
મીરાં! મંત્ર અપૂર્વ કોઈ તુજને સ્વર્ગીય શું સાંપડ્યો ?
કે તારા કર સ્પર્શથી વિષ ભર્યો પીયૂષપ્યાલો થયો ?
તેં કીધું વિષપાન એ નયનથી આ વિશ્વ દેખી શક્યું;
ને મૃત્યુ અડકી શક્યું ન તુજને એ ના અજાણ્યું રહ્યું.
એનો ભેદ અગમ્ય કાંઈ અમને શું ના બતાવી શકે ?
શું મોંઘો કંઈ મંત્રએ અમરનો શાણી ! નહીં શીખવે?
તારૂં નિર્મળ ચિત્ત હા ! જગતથી ઉંચું રહેલું હશે !
ને કો શકિત વડે નિરંતર ચડયું ઉંચે જતું એ હશે.
એ ઉંચા ઉર માંહી મૃત્યુરસ ના પોં'ચી લગારે શક્યો;
પામીને જડ દેહ વ્યર્થ સરખો સુકાઈ સે'જે ગયો.
કાં તો ભેદ પીયૂષ ને વિષ તણો દૃષ્ટિ વડે દેખવા;
ના કાંઈ અવકાશ અંતર હશે કે બુદ્ધિથી જાણવા.

એથી ના વિષનું વિષત્વ પ્રકટી એ ઉર માંહે શકયું;
વ્યાપારાંતરરૂદ્ધ ચિત્ત પણ ના એને સ્વીકારી શકયું.
એ સીમા વિષની વટાવી ઉરને ઉંચે લઈ તું ગઈ;
કૂદી વિશ્વ તણા કહે નિયમને શી પેર જુદી થઈ?
હા ! એ પ્રેમ અવર્ણ્ય અંતર વિષે આલી ! રહ્યો ઉછળી !
આકર્ષી તુજને ઉંચે લઈ ગયો કો દિવ્ય સૃષ્ટિ મહીં.
ને પ્રેમામૃતના અજીત બળને ના ઝેર જીતી શકયું;
ભાનુની ઘુતિમાં તમિસ્ર સમ એ ક્યાં લીન એમાં થયું.
દેવી! દિવ્ય સુમંત્ર એ, પ્રણય એ, એ ભવ્ય આત્મોન્નતિ;
આપી આ ઉરને કૃતાર્થ કરી દે, એ એક ઇચ્છા રહી.
પ્યાલા વિશ્વ વિષે વસી વિષ તણા પીવા પરાણે પડે;
ને સંસર્ગથી દેહ દૂષિત સદા ત્યાં ઝેર કાં ના ચડે?
સેંજે શોણિતમાં, શિરા સકળમાં વ્યાપી વિશેષે રહે;
મૂર્ચ્છા આપી, ભુલાવી ભાન મનને એ મોહથી મુંઝવે.
એકે સિદ્ધ ઉપાય એ વિષતણો કે વૈદ્ય કો ના મળે;
ને સંસાર સ્વભાવસિદ્ધ વિષ તો આપ્યા વિના ના રહે.
જાણું કે નવ જાણું તોય હૃદયે એ કાર્ય એનું કરે;
ઇચ્છું અંતરથી સુધા સમજવા તો સિદ્ધ ના થાય તે.
ક્યાંથી થાય?વિભેદને પળપળે જ્યાં ! ભ્રાત હૈયું ભજે;
ક્યાંથી થાય? અહંત્વપૂર્ણ ઉરને ભીતિ ન ક્યારે તજે.
મીઠું મૃત્યુ અરે ! અભાગી ઉરની પાસે નથી આવતું!
ના પોંચે વિષ એટલું હૃદય હા! ઉંચે ચડી ના જતું.
ત્યારે આમ ત્રિશંકુ તુલ્ય લટકી રે'વું કહે કયાં લગી?
શું તારી સ્મૃતિ મુગ્ધ માનસ તણી ના કૈં સુધારે સ્થિતિ?
તું જીતી જગને ગઈ, પ્રણય એ પદ્યે બતાવી ગઈ;
દૈવી મંત્ર અનેક એ કવનમાં શાણી ! છુપાવી ગઈ.
મીઠી ભોગવી તેં મજા કહી ભલે તે કાવ્ય માંહે હશે,
ઉંચા કૈંક કહ્યા ઉપાય વિષના વિધ્વંસ માટે હશે;

એનો અર્થ પરંતુ આ હૃદયને સાચો ન સૂઝી શકે,
ઝેરી પાત્ર વિષે પદાર્થ પડીને તદ્રૂપ શું ના બને ?
જો તું આત્મબળે અભેદરસિકે! આ અંતરે આવશે,
ને એ દૃષ્ટિ. ઉદાર એ હૃદયની ઝાંખી ઘડી આપશે;
તો એ મંત્ર પવિત્ર પ્રેમપથના સેંજે અમે શીખશું,
જેગી ઝેર સુધા વિષે ઈતરથા પંચત્વને પામશું.

## ૭૪—શંકિત શકુંતલા.

### વસંતતિલકા.

આ શો વ્યતિક્રમ થયો મમ ભાગ્યભૂમાં!
આશાબ્ધિશોષ દુરિતોદય શો ઘડીમાં!
આ સત્ય કે સકળ સ્વપ્ન મને દીસેછે!
મારૂં પરીક્ષણ વિધિ અથવા કરેછે!
શું સાંભળું પતિતણી વિપરીત ઉક્તિ!
અંગીકૃતા ન મમ આ નિકટસ્થ વ્યક્તિ;
શું સૂર્યવંશજ ધરાધિપ આ વદે છે?
અંતઃપ્રવિષ્ટ કળિનું છળવાક્ય તે છે?
નિર્દિષ્ટ સ્નેહતણી નિષ્ફળતા ન હોય,
ને નિત્યવસ્તુવિનિવારક છે ન કોય?
'સાક્ષી મનોમન' બધા વિબુધો વદેછે,
તો આ પ્રસંગતણું કારણ હોય શું છે?
આ શું અનેકરમણીપતિકેરી વાણી,
ભૂપાળના હૃદયની અથવા નિશાની!
શું રાજમંદિર બધાં છળથી ભરેલાં?
કે ધૂર્ત હોય મનના નરનાથ મેલા?
સંસારમાં પ્રબળ વંચન શું વસેછે?
શું દૈવ દુર્બળ ગણી મુજને હસેછે?

શું વિપ્રવૃંદથકી લજ્જિત ભૂપ ભાસે ?
કે ધૈર્ય મદ્‌હૃદયનું નૃપતિ તપાસે ?
શું મત્સપત્નીગણના બળથી દબાઈ ?
કે વિપ્રપુત્રી સમજી ભય ચિત્ત ખાઈ ?
કે રાજયોગ ગુણનો વ્યતિરેક ધારી,
છોડે મને દયિત ભૂલ હવે સુધારી ?
શું સત્યનો પ્રલયકાળ શરૂ થયો છે?
કે સ્નેહસિંધુ અહીં શુષ્ક થઈ ગયો છે ?
સત્યાનૃતા કહી મહીપતિકેરી નીતિ,
તેની મળે શું અથવા મુજને પ્રતીતિ ?
નિઃસ્વાર્થ સ્નેહબળથી વધતી વિશેષે,
શું કોઈ શક્તિ જગતીતળમાં વસે છે ?
શું સ્નેહસિદ્ધિ શપથાદિકથી કરાય ?
પ્રેમસ્વરૂપ અથવા વદને વદાય ?
શું ક્ષુદ્રસંસ્કૃતિતણો જય આ સ્થળે છે ?
ને પ્રેમનો પણ પરાભવ સંભવે છે ?
આ દુઃખદા જવનિકા ક્યમ દૂર થાશે ?
સત્સ્નેહદર્શનથી દુઃખ સમસ્ત જાશે.

---

# ચંદ્રશંકર નર્મદાશંકર.

## ૭૫–વહાલાંને આમંત્રણ.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાહ)

આવો આવો વહાલાં ! સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;

ઉંચા ઉંચા તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો૦
એકલવાયાં ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહી જન ના સાથે ભોગવનાર જો. આવો૦
મારાં છો ને રહેશો મારાં સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહ ભર્યા સંબંધ જો;
વિધિ નિર્મ્યાં સંબંધો કરવાં સાર્થકાં,
સંચરીએ ના સાથે વ્યોમ અનંત જો. આવો૦

## ૭૬—બે ઝરણાં.

### રાગ ઉપરનો.

ઝીણું ઝીણું જીવન ઝરણું એકલું,
સરતું કરતું સ્વચ્છંદે વિહાર જો;
નહાનકડી નિજ સૃષ્ટિમાં એ મહાલતું,
નહોતી એને અન્ય કંઈ દરકાર જો. ઝીણું૦
એવા એના સુખમય દિન ચાલ્યા ગયા,
એકલવાયું જીવન લાગ્યું ન્યૂન જો;
બેલડી બનવા ઉર એનું તલસ્યાં કરે,
તલસે કરવા અધુરાં જીવન પૂર્ણ જો. ઝીણું૦
સમભાગી કો જીવન ઝરણું ત્યાં મળ્યું,
અભિલખતું એ સહચારીના સ્નેહ જો;
ભેળાયાં જલ એ જીવન ઝરણાં તણાં,
જુદાં મટી એક બન્યાં એ વહેણ જો. ઝીણું૦

## ૭૭—ઉરનાં દ્વાર.

### રાગ ઉપરનો.

ખોલો ખોલો વ્હાલાં ! દ્વારો ઉરનાં,
બોલો બોલો અંતરની સહુ વાત જો;
પોતાનાંની પાસે પડદો ના ઘટે,
તમ સુખદુઃખે વ્હાલાં ! મારો ભાગ જો. ખોલો૦

ઉરસરિતે પૂર આવ્યાં ભારે ભાવનાં,
રોકો કાં એ કુદરતના પ્રવાહ જો;
વહેવા દો વહેવા દો છૂટાં પૂરને,
રોક્યાં ના એ આપણથી રોકાય જો. ખોલો૦

ભાવ ભર્યું હૈયું ખાલી થાવા ચહે,
તો મુજ વ્હાલાં ! શાને આ સંકોચ જો;
ભાર હૃદયનો ઉર ઉઘડયે ઓછો થશે,
થાશે વ્હાલાં ! ઉભય ઉરે સંતોષ જો. ખોલો૦

## ૭૮—સોનીડાને.

### (માઢ)

ઘાટ ઘડજે રૂડી પેર, સોનીડા ! ઘડજે રૂડી પેર;
મુજ પિયુ પધારે ઘેર, સોનીડા ! ઘડજે રૂડીપેર.
ધાર્યાં ન સારા વસ્ત્રાભુષણ પિયુ ગયે પરદેશ;
પ્હેરૂં હોંસે હોંસે હું હવે કે પ્રસન્ન થાયે પ્રાણેશ. સોનીડા.
સૌન્દર્ય ને સૌભાગ્ય સફલ જો હોયે ભોગવનાર,
બળ્યું એ પ્હેરવું ઓઢવું જો પાસે ન પ્રાણાધાર. સોનીડા.
હોંસીલી હું છું પ્હેરનારી હોંસીલા મુજ જોનાર,
હોંસે હોંસે તું યે ઘાટજ ઘડજે નકસી નમુનેદાર. સોનીડા.

કેમ વધાવું મુજ વ્હાલાને ? શું શું કરૂં ?-એમ થાય,
જે જે કરૂં તે ઓછું લાગે, ના મુજ હૈયું ધરાય. સોનીડા.
સ્નેહ જ છે જીવન સ્નેહીનું, સ્નેહ ત્હેનો સંસાર,
સ્વર્ગ જ સાચું સ્નેહી જનોનું સ્નેહી તણો સહવાસ. સોનીડા.

---

# સુમંત

## ૭૮ ગુર્જરી વાટિકા.

(સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબઇ અલબેલી—એ રાગ.)

આવો આવોને, સાહેલી ! આજ, આનંદે રમીએ;
લાવો લાવો, બ્હેની ! પ્રીતિસુખસાજ, ઉછરંગે ભમીએ.
રમીએ ને ભમીએ નંદનવન આ વાડી જ્યાં ગુર્જરી ખીલી રે,
વહે અમીઝરણાં, સંગીતઘરણાં, લચી રહી ફુલવનવેલી. આનંદે૦
પ્રીતિનીતિનાં ગૃહકુંજેમા કોયલ બુલ્બુલ ગાય રે,
મીઠડા સુણી સુણી ટૂહુરવ, ઉરરવભરીયું વિલીન મન થાય. આનંદે૦
ભક્તિવીણા કર ધરીને કાવ્યરસંત કવે કલ્લોલ રે,
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં જીવન કરે રસલોલ. આનંદે૦
ગગન ગજવતી, ગાનવિમાને, પતિવ્રતવેણુ વાય રે,
તે લલકારની લલનાહૃદયે પ્રણયશ્રી મૂર્તિ સુહાય. આનંદે૦
પતિપત્નીનાં આત્મયુગલના ગુંથી રૂડી ફુલમાળ રે,
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ ગુર્જરીગુણ સહુ બાળ.— આનંદે૦

---

# મનહરરામ.

## ૮૦—સ્વાગતાંજલિ.

આવો આવો પધારો, મોંઘેરા મહેમાન;
અંતરને વ્હાલે વધાવીએ.
અમો દીન તણા અદના આવાસમાં,
તમો ભાગ્યશાળીનાં અતિ ઉલ્લાસમાં;
ક્યાંથી પગલાં પનોતાં. મોંઘેરા મહેમાન.—અંતરને. ૧
નથી કલગી કે હાર હેમ ફૂલના,
નથી મોતી માણેક મહા મૂલનાં;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર.—અંતરને. ૨
શાંત સાદાં અમારાં છે આંગણાં,
શાંત સાદાં અમારાં વધામણાં,
વેણુ સાદાં પણ દેવાં અમોલાં સન્માન—અંતરને. ૩
નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો,
વિમળ હૃદયતણા ભાવને વધારશો;
એજ વિનતી છે તમને મોંઘેરા મહેમાન.—અંતરને. ૪

## ૮૧—વસન્તની શોભા.

### (તમે અજાણ્યા અમે જાણીએરે—એ રાહ)

સખી નિર્મળ આભ હવે થયું રે,
સખી શિશિરનું જોર હવે ગયું રે,
પડતી મધુરી ગુલાબી ટાઢ રે સખી હો,
શોભા શી ગાઉં વસંતની રે૦ ૧.

જળ નિર્મળ નદીનાં વરતીએ રે,
આવી પુરણ ઉમંગમાં અવનીએ રે,
નવું અંબર કર્યું પરિધાન રે સખી હો! શોભા૦ ૨.
સખી મ્હોર આંબા પર ઝૂલતા રે,
કૂણાં કણીઅર ફાલ્યાં ફૂલતાં રે,
લીલાં આસોપાલવનાં ઝાડ રે, સખી હો! શોભા૦ ૩.
સખી આંબા ડાળમાં ફરતી રે,
કોમળ કોકિલ કુહુરવ કરતી રે,
મીઠી રેડે અમીની ધારરે સખી હો! શોભા૦ ૪.
સખી પુરવનો વાયુ વાય છે રે,
તેથી હૃદયમાં કંઇ કંઇ થાય છે રે,
એવો સુખકર એનો છે હાથરે સખી હો! શોભા૦ ૫.
સખી ચંદન ચરચીએ અંગે રે,
હાર કુસુમના પ્હેરીએ સંગે રે,
માથે ગજરાંનો શુભ શણગાર રે, સખી હો! શોભા૦ ૬.
કોમળ કર થકી જગને જગવતી રે,
એવી આવી વસંત આ રસવતી રે,
ઊઠ બેસી રહી શું આમ રે, સખી હો! શોભા૦ ૭.

---

# અંબાલાલ.

## ૮૨—મંદોદરીની રાવણને વિનંતી.

### ભુજંગી.

નથી નાથ હું આપને યોગ્ય કે'વા
કંઈ શબ્દ શિક્ષા તણા બોધ દેવા;
પરંતુ પતિનું સદા હિત ચ્હાવું,
ગણી એમ એ શબ્દ આજે જણાવું. ૧

સદા સેવ માટે હું દાસી ત્હમારી,
ગણી ધર્મપત્નિ મ્હને છે સ્વીકારી;
તથાપિ હરી જાનકીને ત્હમોએ,
કહો ધર્મ એમાં ત્હમે શો ગણ્યો છે ? ૨

નથી નાથ એ ન્યાયની કોઈ રીતિ.
છતાં પત્નિ શા માટ અન્યસ્થ પ્રીતિ ?
વળી વૈર કીધું ત્હમે રામ સાથે,
હણો આપનું હિત કાં નાથ હાથે ? ૩

વ્યભિચારમાં સાર ના લેશ સ્વામિ,
નહિ ભીડવી બાથ બળવાન સામી,
ભૂલો કેમ સ્વામિ છતાં સુજ્ઞ આપ,
વ્યભિચાર જેવું નથી કોઈ પાપ. ૪

વ્યભિચારનું સુખ છે નાશવંત,
અને છે પછી કષ્ટદાયી અનંત,
કહું છું હું દાસી ખરા જો વિચારો,
ખરી વાતમાં નાથ ના રોષ ધારો. ૫

છતાં બાગ પોતાતણો નાથ શાને,
ચહો કોઇના બાગ વિષે જવાને,
સુગંધી સહુ બાગમાં છે સમાન,
તથાપિ કહો ખોઇએ કેમ માન ? ૬

કહો નાથ શું હું નથી કે રૂપાળી ?
નથી તો પછી આટલા દિન પાળી,
પછીથી ધરો હસ્તમાં કેમ પાળી ?
વ્યભિચારમાં આપનું ચિત્ત વાળી. ૭

કદાપિ સ્વપત્નિ ન હોયે રૂપાળી,
તથાપિ પતિ હોય જો ધર્મશાળી,
કરે ના પ્રીતિ અન્ય સ્થાને કદાપિ,
ત્યજી ધર્મને ના થશો નાથ પાપી ! ૮

સ્વપત્નિ ભલે કાળી કે કૂબડી હો,
વળી બોબડી લુલી - કે લંગડી હો,
તથાપિ ગણી પત્નિ ને જો સ્વીકારી,
નહિં નાખવી નાથ પ્રીતિ ઉતારી. ૯
સ્વપત્નિ તણા પ્રેમનું સુખ જેહ,
ખરો આપશે નિત્ય આનંદ તેહ,
વિના તેહ આનંદ છે અન્ય વ્યર્થ,
કરો સ્વામિ શાને તથાપિ અનર્થ ? ૧૦
બહુ આપ છો સ્વામિ જો કે સમર્થ,
તથાપિ ટકે ના અહંકાર વ્યર્થ,
અહંકારથી બુદ્ધિનો થાય નાશ,
અહંકારથી નિપજે છે વિનાશ. ૧૧
અહંકાર જેવું નથી કો અહિત,
સહુ કષ્ટનું મુળ માનો ખચિત,
અહંકારના વિષનું પાન જેણે,
કર્યું હોય છે ખોયું સર્વસ્વ તેણે. ૧૨
સતીને વૃથા દુઃખ શા માટ આપો.
ચહો કાં સતીના પતિ આપ શાપો ?
ચળે ધ્રુવ મેરૂ, સતી ના ચળે છે.
કુદ્રષ્ટિ કર્યાથી કહો શું વળે છે ? ૧૩
કદાપિ નહિ કંચને કાટ જામે,
કદાપિ સીતા ના જુએ આપ સામે,
તથાપિ વૃથા આપ કાં ધર્મ ચૂકો ?
છતાં આંખ ખાડા વિષે પાદ મૂકો. ૧૪
દીવો હસ્ત ધારી પડો કૂપ મધ્ય,
થશે આપના દેહનો નાશ સદ્ય,
પ્રભુજી હું ઉકુંછું થતાં એ વિચાર,
જુઓ મુજ સૌભાગ્યના રક્ષનાર. ૧૫

સતીને સતાવી નહિ સાર કાઢો,
અહો નાથ શાને તમે પંથ આડો?
ધરી હસ્તમાં ધારવાળો કુહાડો,
પતિ કેમ પોતાતણા ચર્ણ મારો? १६
પડયું આપ પાસે ભર્યું ભાણું જેહ,
મળ્યું ભાગ્યમાં જે હશે નાથ તેહ,
ચહો અન્યનું સ્વામી શાને ઉચિષ્ઠ?
ચહો આપનું આમ શાને અનિષ્ઠ? १७
પીઓ દૂધ જો રાખ્યો સુવર્ણ પાત્ર,
દિસે સ્વાદ તો દૂધ કેરો જ માત્ર,
નહિ પાત્રનો સ્વાદ ત્હેમાં જણાય,
બધાં પાત્રમાં દૂધ છે એક રાય; १८
સ્ત્રીઓની ગણી બુદ્ધિ તો પાનીએ છે,
કહો દોષ શું નાથ મ્હારો થયો છે?
થયો હોય તો કાં ક્ષમાને વિસારો?
નથી દોષ તો કેમ પ્રીતિ ઉતારો? १९
ચહી હિત મ્હારૂં, તમારૂં, સહુનું,
પ્રજાનું વળી હિત છે રક્ષવાનું,
અહો ન્યાયનો પંથ જે શ્રેયદાયી,
રહેશે જગે કીર્તિ રાજા છવાઈ. २०
જુઓ જાત જે જંગલી વાનરોની,
શક્યા ન્યાયને જાણી કે ના કહોની:
લીધો પક્ષ છે રામ કેરો સ્વીકારી,
નીતિ ન્યાય ને ધર્મ જોઈ વિચારી. २१
હશે સત્ય જ્યાં ત્યાં સહુ સ્હાય દે છે,
અસત્યે નહિ હિત કોનું ટકે છે.
વૃથા યુદ્ધનો કેમ આરંભ માંડયો?
ગણે જગ્ત અન્યાયી ને નક્કી ગાંડો. २२

બહુ નાથ છો આપ તો બુદ્ધિશાળી,
નથી નમ્રતાથી જતી કીર્તિ ભાળી.
વડાને નમ્યામાં વધે છે વડાઈ,
નમ્યે રામને કીર્તિ જાશે ન કાંઈ. ૨૩

નૃપોમાં અતિ શ્રેષ્ઠ એ ભૂપતિ છે,
દયાળુ અતિ એ અયોધ્યાપતિ છે.
સદા ધર્મના માર્ગ માંહી ગતિ છે,
નમો તેહને મ્હારી એ સંમતિ છે. ૨૪

પછી માનશે આપને મિત્ર એહ,
જશો શર્ણમાં તો કદી દે ન છેહ,
નહિ તો નકી હાર્ની છે એમ માની,
સદા જીત તો સત્ય કેરી થવાની. ૨૫

પ્રભુ પ્રેમ સીતા પરે પૂર્ણ રાખો,
ગણી માત ત્હેને નીતિ નાથ દાખો,
અનીતિ વિષે શ્રેય છે ના કદાપિ,
નહિ નાથ થાવું ઘટે લેશ પાપી. ૨૬

રહો રાજી જો રક્ષણે કુળ કેરા,
નહિ નાથ થાશો કદાપિ નમેરા,
વરો સત્યને આપ છો ધર્મશાળી,
સદા પ્રેમથી આપનો ધર્મ પાળી. ૨૭

## ૮૩—કુમારીકા અને કુસુમકળિ.

### ઉધોર છંદ.

(૧)

ભલી ઓ પુષ્પકળિ તું આવ,
ધરી તુજ બ્હેન પર સદ્‌ભાવ,

સુરભિ દઇ મ્હને શોભાવ,
લઉં હું આજ રૂડો લ્હાવ.

( ૨ )

ફરીએ આજ બન્ને સાથ,
કાલે કોણ ગ્રહશે હાથ,
વચમાં રાક્ષસી છે રાત,
જોશે કોણ કાલ પ્રભાત.

( ૩ )

ત્હારૂં જીવન માળી હાથ,
ખીલતાં છોડવાનો સાથ,
કળિયો અન્ય સાથે વાત,
કરો લે આજ રાતની રાત.

( ૪ )

હું પણ તુંજ સમ પરતંત્ર,
સત્તા તાતની જ સ્વતંત્ર,
ત્હારો માળી, મ્હારો તાત,
ધરશે કોણના કર હાથ !

( ૫ )

આપણ એક અબળા જાત,
સંતોષે સદા રળિઆત,
ખીલી ગ્રાહક કરે ભલીભાત,
રહીં આનંદમાં દિન રાત.

( ૬ )

સ્વાર્પણ એજ છે કર્તવ્ય,
આપણું એજ સુમંતવ્ય.
કરીને સિદ્ધ, દઇ આનંદ—
સહુને, માનીશું આનંદ.

# નૃસિંહાચાર્ય.

## ૮૪—નીતિ અને ગૃહસંસાર.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાગ.)

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિકુળમાં નીતિથી કરવો વાસ જો;
રાયસમું સુખ હોયે માતપિતાગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો. અબળા૦

પતિવ્રત પાળી પતિસેવા સજવી સદા,
પતિની આજ્ઞા કદી નવ કરવી ભંગ જો;
માતપિતાસમ સાસુશ્વશુરને સેવવાં,
(વળી) નિકટ સંબંધી પાલવવાં જે અપંગ જો. અબળા૦

ષડ્રસ ભોજનની વિધિ સઘળી જાણવી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસ જો;
જે ગુણ જેમાં હોય તે તેથી શીખવો,
શિખામણ કો દે તો ન ધરવો રોષ જો. અબળા૦

પતિ પ્રભુ સમ લહીં કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઈને પતિ પ્રતિ રહેવું શુદ્ધ જો;
તુચ્છ સકળ વ્યવહાર તણાં આ કારણે,
વાણીથી પણ કદી નવ કરવું યુદ્ધ જો. અબળા૦

સુખ દુઃખ સહેતાં સમ ગણવાનો મહાવરો,
દૃઢ રાખીને, અંતર રહેવું શાંત જો;
ભાગીરથી પ્રભુપદને અંતે પામવા.
શાણી સખી એ શિખ ગ્રહી ભજવા કાંત જો. અબળા૦

---

# શિવસુત કેશવ

## ૮૫—સ્ત્રી નીતિધર્મ.

( પુનમ ચાંદની ઇ૦ એ રાગ )

સખીઓ નિજનિજ નિતીધર્મ સદા સંભાળીએ રે,
પરમ પવિત્ર પાતવ્રત પટકુળ કરી પરિધાન,
સાસુસસરા માતપીતાની સેવા સાચવો રે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ રે. (ટેક)
(સાખી) નજરે નજર ન જોડીએ નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાળી હાથોહાથ.
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવું રે,
પતિ વિણુ પતિના પણ સન્મિત્રાની સંગાથ—એવા૦
(સાખી) નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વવિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહીં સુધરી સદ્ આચારથી રે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત.—એવા૦
(સાખી) કુષ્ટી કદ્રૂપ કુબડો, નિર્ધન નિર્બળકાય,
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ, આધું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય—એવા૦
(સાખી) ઉંચે સ્વરે ન ઉચરવું, મૂકીને મરજાદ,
કુલીન બે'ન કરવો નહીં, વડીલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએ રે,
શિવસુત કેશવની શિખામણ અંતર યાદ—એવા૦

---

# મણિશંકર વિશ્વનાથ.

## ૮૬—દંપતી સ્નેહસંકળના.

(ઓધવ નંદનો છોરો નમેરો થયોજો—એ રાગ.)

એમ 'પ્રેમ એકમેક' ધરો દંપતી જો;
જેથી રીઝે તમો પરે ખરે જગપતિ જો. એમ પ્રેમ. ટેક
શોભે નિશા વડે ચંદ્ર ચંદ્રથી નિશા જો;
જેમ દિશા વડે કિરણ કિરણથી દિશાજો. એમ૦
શોભે ધીરા વડે ઢાલ ઢાલથી ધીરા જો;
શોભે હીરા વડે હેમ હેમથી હીરા જો. એમ૦
શોભે સેન વડે ભૂપ સેન ભૂપથી જો;
જેમ ગુણ વડે રૂપ ગુણ રૂપથી જો. એમ૦
શોભે પદ્મ વડે નીર પદ્મ નીરથી જો;
જેમ મુગટ વડે શિર મુગટ શિરથી જો. એમ૦
શોભે પ્રાણ વડે દેહ પ્રાણ દેહથી જો;
તેમ નારી વડે નેહ નારી નેહથી જો. એમ૦
શોભે માત વડે બાળ માત બાળથી જો;
જેમ રાગ વડે તાલ રાગ તાલથી જો. એમ૦
શોભે ભક્તિ વડે ભાવ ભક્તિ ભાવથી જો;
જેમ સઢ વડે નાવ સઢ નાવથી જો. એમ૦
શોભે છે દયાથી દાન દયા દાનથી જો;
જેમ વાજાં વડે ગાન વાજું ગાનથી જો. એમ૦
શોભે મુખ વડે દંત મુખ દંતથી જો;
તેમ નારી વડે કંથ નારી કંથથી જો. એમ૦

એવાં જોડાં શોભેછે એકએકથી જો;
પ્રેમે જો હળીમળી વસે વિવેકથી જો. એમ૦
હદે રાખજો કથન મણિતુલ્ય છે જો;
ખરા પ્રેમ તણી કિંમત અમૂલ્ય છે જો. એમ૦

---

# વસંતવિનોદી.

## ૮૭—નવી ભાભી.

### (સારૂં સારૂં રે સુરત શેહેર છે૦—એ રાગ.)

આજ આંગલણું ઉજળાય, ભાભી આવેછે;
શીળી જગની નૌતમ છાંય, સાથે લાવેછે.
મંદ મંદ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે;
મીઠી ભાભીના અંતર ઉમળકા ખેલી નયન શરમાય,
ભાભી આવેછે, આજ૦
નિર્મળ સરિતડી ભાભી અમોલી વહેશે સાત્વિક ગાન રે;
સાગર સમો ભડ ભ્રાત રસીલો ઝીલી દેશે નદી તાન,
ભાભી આવેછે. આજ૦
વહાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુંદર ફૂલ રે;
નિત નિત ખીલતાં વિધવિધ ઝૂલતાં તેજવશે વીરકુળ.
ભાભી આવે છે. આજ૦
માડી જાયાની દેવી ભાભલડી, વીર જ્યમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાંહીર અમલાં ગુંથાતાં ઝળકશે પુણ્ય પ્રકાશ,
ભાભી આવેછે. આજ૦

અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત રળીઆતરે;
કુંમકુંમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષર રહો જગતાત !

ભાભી આવે છે. આજ૦

સુંદરીસુબોધ.

## ૮૮—રમ્ય રજની.

(સારૂં સારૂં રે સુરત શેહેર—એ રાહ)

ઝીણા ઝરમર વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવની દેહ, અવની નાચે છે.
રૂમઝુમ ભમતી ધરણી લાડે, મધુર ઉછાળે વાસ રે,
દિવ્ય પ્રેમનાં બાળક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ. રજની૦ ૧
મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છન્દી રમે રાસ રે,
કુમળાં સલુણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ. રજની૦ ૨
શશી અમી ગળતું આ છે વાદળ ઢળતું અવની અંક રે.
હૈયાં અવની રસીયાં જનની લેતી નવ નવ રંગ. રજની૦ ૩
પ્રભુરસ લસબસ ધન ઘુમ્મટથી સહતાં પ્રણયી પાન રે.
સજાત જોડાં પાતાં પીતાં તરતાં અદ્‌ભુત તાન. રજની૦ ૪

---

# આધ્યાત્મિક.

## ૮૯—પનીઆરી.

(શીખ સાસુજી દે છેરે વહુજી રહો ઢંગે—એ રાગ)

આવી મનોહર સંધ્યારે નિર્મળ નભમાં વહેલી,
ચાલ્યાં જળ ભરવાનેરે મળી સહુ સાહેલી.

(સાખી) આંજી અંજન નેત્રમાં ગુંથી વેણી સાર,
કરીઆ કુમકુમ ચાંદલા અંબોડે ફૂલહાર.
લીલી વાડીના વનમાંરે ચાલ્યાં અમે મલકાતાં,
કાંઈ મંદ પવનમાંરે જોબનથી લચકાતાં.
(સાખી) પાયે નુપુર ઝમકતાં કરતાં સઉ મૃદુહાસ,
મદમાતાં ત્યાં આવીઆં વાડીના કૂપ પાસ.
છે ગીચ ઘટા ત્યાંરે તરૂવરની વીંટાઈ,
જ્યાં સુંદર વનિતારે કરે ચેષ્ટા કાંઈ.
(સાખી) સોને રસીઆં ક્ષેત્રમાં મોરલીનો ઝણુકાર,
તે સાથે ત્યાં વાજતો કોસ તણો રણકાર.
ચુંચવાટ કરીનેરે પ્રીતે ખેંચ્યાં પાણી,
માથે મૂક્યું ઉઢાણુંરે લીધું દોરડું તાણી.
(સાખી) ગંગાજમની બેડલાં ચડાવીઆં અમ શીષ,
સૌ સાથે પાછાં વળ્યાં ધીરેથી ઘર દિશ.
તેજે રસીયો રાતોરે ભભુકતો થઈ ભાનુ,
અતિ રેણુ ઉરાડીરે દોડી આવતો ધેનુ.
(સાખી) તેવે રમ્ય સમે અમે, પનીઆરીની હાર,
સુણી વાતો સુખદુ:ખની પળીએ પુર મોઝાર.
દરવાજે જ્યાં જઈએરે મળે અમને પીયુજી,
આધું ઓઢીને ખસીએરે ત્રાંસી નજરે જોઈ.
(સાખી) શરમાઈને ચાલીએ ઠૂંઠા કરતાં એમ,
(પણ) ભરીએ અમ જળ મીઠડાં, મીઠો છે અમ પ્રેમ.
આવી નિજ નિજ સ્થાને રે થઈએ આનંદી,
જળ મૂકીને જઈએરે સાસુજીને વંદી.

સુંદરીસુબોધ.

---

# ઉમેદરામ. જ. સ્માર્ત.

## ૯૦—ઇશ્વર સ્તુતિ.

પ્રણમું તવ ચરણે વિભુરાયા. (૨)
ભવજળ તારણ કષ્ટ નિવારણ,
ઉત્પત્તિ સ્થિતિ લયનું કારણ;
જય ત્રાતા, સુખદાતા, પીતુ માતા, ગુણગાતા
ગણ્યા ન ગણાય............પ્રણમું ૧
અકળકળા પ્રભુ તારી ન્યારી,
ગહન ગતિ કૃતિ વિસ્મયકારી;
ભારી ભારી રચના સારી, મંગળકારી શી બલિહારી,
મન ન ધરાય.........પ્રણમું ૨
અંતરયામી અવિચળ નામી,
સકળ સૃષ્ટિના હે પ્રભુ સ્વામી;
સુખ કરતા, દુઃખ હરતા, શાન્તિ ભરતા, પ્રીતિ ઝરતા,
વિરમું સ્મરી.........પ્રણમું. ૩

## ૯૧—આણું (હિત શિક્ષા.)

આવોની સૈયર શિક્ષા રૂડી લઈએ,
એક બીજાને કહીએ—કે વાત વિવેકની.
ઊઠી પ્રભાતે જગદીશ્વરને ભજીએ,
દુર્બુદ્ધિને તજીએ,—કે સુખ સૌ સાંપડે.
ચિત્ત રાખીને ઘરનાં કરવાં કામ,
ખાલી ખોટા દમામ,—કદી નહિ રાખીએ.
અણુ બોલાવ્યાં પરઘેર તો નહિ જઈએ,
ઉછાછળાં નવ થઈએ,—કે રહીએ ભારમાં.

પારકી વસ્તુ પત્થર સમ પરમાણો,
આપણી હીરાસમ જાણો,—ભલે હોય કોડીની.
"ભલે પધાર્યા પ્રીતે કરો જળપાન",
એમ કહીને સન્માન,—કરો સૌ સ્નેહીનું.
સ્થાન ઠરાવો સ્થાને વસ્તુ રાખો,
જ્યાં ફાવે ત્યાં નાંખો,—શોધી જડશે નહિ.
ઝાડી ઝપટીને કચરો પુંજો કહાડો,
એઠું ને ગંદવાડો,—જરા નહિ રાખીએ.
નવરા બેસીને વાત ન કરવી નકામી,
એ તો મોટી ખામી,—છે અબળા જાતમાં.
આળસ નિદ્રા આપવડાઈ છાંડો,
ઉદ્યમ તો કંઈ માંડો,—કે જે હોય લાભનાં.
રીસ છણકો ને બબડાટ ત્રણે તજીએ,
શાંતિ ક્ષમા ગુણ સજીએ,—પીયર ને સાસરે.
હસવું બોલવું સરખે સરખામાં સારૂં,
વડીલથી તો ન્યારૂં,—વર્તન સૌ રાખવું.
ક્રોધ કરીને કડવું વેણ ન કહેવું,
કોઈ કહે તો સહેવું,—પાછું નહિ વાળવું.
પોલકાં ચોળી ને ઝીકની સાડી બેશ,
નીતિ રીતિ નહિ લેશ,-તો એ કેમ શોભશે?
ભણો ભલે પણ ઘરધંધો સૌ શીખો,
એના વગર તો તીખો,—સંસાર સૌ લાગશે.
નણંદ સાસરીએ પીયરમાં ભોજાઈ,
સ્નેહ રાખો સુખદાઈ,—સગી બ્હેન જાણીને.
ભણ્યા ગણ્યા કંઈ રાખી મન ઉમંગ,
રસોઈમાં નહિ ઢંગ,—ભણતર શા કામનું?
મૈસુરના મીઠા મેવા તેથી શું રાજ,
રૂડો રોટલો ને ભાજી,—કે આપણે સાસરે.

મૈએરમાં હોય મહેલ ઝરૂખા જાળી,
આપણે લાગે રૂપાળી,—સાસરીએ ઝુંપડી.
સ્નેહી સગાં સું હળીમળીને રહીએ,
એકલવાયાં ન થઈએ,—કે સુખ છે સંપમાં.
ભૂષણ સ્ત્રીનું લજ્જા મધુરી વાણી,
શીળવતી ને શાણી,—સદૈવ એ શોભતી.
વદન પ્રફુલ્લિત વિવેક બુદ્ધિવાળી,
ઘર રાખે સંભાળી,—એ તો મોંઘા મૂલની.
ચોકખું શરીર ચીર, ચોકખાં ઘર ને બાર,
આરોગ્યતા એને દ્વાર,—સદા રહે ઝૂકતી.
મોટામાં મોટું સુખ સંતોષે દીઠું,
અમૃતથી પણ મીઠું,—નંદન વન એજ છે.
સુમન સુવાસિત હિતશિક્ષાની માળા,
મુગ્ધા પ્રૌઢા ને બાળા,—પહેરો નિજ કંઠમાં.

## ૯૨—વિદ્યામંદિર વર્ણન.

(નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો—એ રાગ.)

સખી વિદ્યાનો વિશાળ બાગ ઝૂકી રહ્યો (૨)
ઝૂકી રહ્યો જગ ઝુકાવી રહ્યો–સખી વિદ્યાનો વિશાળ બાગ ઝૂકી રહ્યો.
(સાખી) આહ્‌લાદક શાળા બની નવરંગી રળીઆત,
વિદ્યારસિક બાળા સહુ સેવે શારદમાત.
ભણવા નિશાળે ચાલી બાળા હો મહાલતી,
વિદ્યાનો રંગ અંગ લાગી ગયો–સખી વિદ્યાનો વિશાળ બાગ ઝૂકી રહ્યો.
(સાખી) મનહર સુખકર જ્ઞાનની લહેર ઘુમે ચોપાસ,
જાણું માતા સરસ્વતી રાસ રમેછે ખાસ.
ભિન્નભિન્ન સાક્ષર લેખ ગ્રંથે ઝમકેરે,
અવનવા કવિના કાવ્ય વીજ સમ ચમકેરે.

(સાખી) કર વિણા પુસ્તક ગ્રહી સ્ફટિક સમ સાક્ષાત,
શોભે છે બુદ્ધિપ્રદા મયુરવાહને માત.
વિદ્યા સરિતે રમે બાળા ઉલ્લાસમાં,
નીતિ પ્રવાહ પૂર ચાલી રહ્યો–સખી વિદ્યાનો વિશાળ બાગ ઝૂકી રહ્યો.

## ૯૩–આનંદનો ઉભરો.

હળીમળી રહીએ, સૈયર શાણા થઈએ, નિશાળે નિત્ય જઈએ, ભણવા ઉમંગે
મીઠું વિદ્યાવારી, આહાશી બલિહારી, પીઓની બેન પ્યારી, બેસી સઉ સંગે.
સુકૃત પાન પ્યારૂં, સોપારી શીળ સારૂં, સદ્‌ગુણ સ્વાદ ધારૂં, એલચી લવંગે.
કુવેંમ દૂર કહાડી, અજ્ઞાનને નસાડી, નીતિની શુભ સાડી પહેરો નિજ અંગે.
સુવિદ્યાના આ ક્યારા, ફૂલો છે ન્યારા ન્યારા, વીણી લ્યો સારા સારા, રમો તેશું રંગે.
મધુરી મીમી વાણી, બોલોની બેન શાણી, કરો વિવેક લહાણી, નિત્યના પ્રસંગે.

## ૯૪—શારદા સ્તવન.

### ગરબો.

સજી શીળરૂપી વસ્ત્ર અલંકાર, ચાલો સખી ફરવાને;
જુઓ શારદાદેવીનું પેલું દ્વાર, દરશન કરવાને.
પદ્માસનથી પોતે બિરાજ્યા, મયુરે માતા શોભેરે,
ઝીણાં વીણાનાં સુર રસીલાં, સુણીને ચીતડું લોભે,
ચાલો સખી ફરવાને.

ઝગઝગ ઝમકે તેજ દેવીનું, દિવ્ય સ્વરૂપે પ્યારૂં રે,
મનહર સુંદર મુરતી નિરખતાં, તલ્લીન થયું મન મારૂં,
ચાલો સખી ફરવાને.

કુમકુમ કરમાં લેજો સાહેલી, અક્ષત તો અલબેલી રે,
પુષ્પની માળા પરમેશ્વરીને, પ્રીતે પહેરાવો વહેલી,
ચાલો સખી ફરવાને.

શાંતિની દાતા બુદ્ધિ પ્રદાતા, નમી નમી ચરણે લાગો રે,
સૃષ્ટિનું સત્વ છે એમાં ભરેલું, ભાવ ધરી એન માગો,
ચાલો સખી ફરવાને.
સરસ્વતીનું શરણુ ગ્રહીને, સેવે જે નરનારી રે,
મનમાન્યું ફળ મળશે તેને, આહા ! કેવો !બલિહારી !
ચાલો સખી ફરવાને.

## ૯૫—વટસાવિત્રી પૂજન.

આવો ગાવો (૨) આવો ગાવો સાહેલી સાથે મળી,
આનંદ હેલી કરી ગાવો—આવો ગાવો.
વટસાવિત્રી પૂજન કરીને,
રહો શાણી સતી, સૌભાગ્યવતી, લ્યો અખંડ પતિસુખ લહાવો. આવો ગાવો.
અંબા દીર્ઘાયુષ્ય આપો પતિનું,
સુખશાંતિ મળે, દુઃખ ભ્રાંતિ ટળે, પતિવ્રત્ત પળે, મન ભાવો. આવો ગાવો.
મહા ઉત્સવનો છે દિન આજે,
રમે સૌ સુંદરી, બહુ હર્ષ ભરી, નહિ આવે ફરી દિન આવો. આવો ગાવો,

## ૯૬—વિદ્યોદ્યાન.

### ગરબો.

મનહર સુખકર સુંદર, વિદ્યા કેરો બાગ, બન્યો ગુલઝાર.
સૈયર થાઓની તૈયાર.
લહેકે બહેકે તરૂવર, તનમન તલ્લિન, કરે ખરે રસદાર,
સૈયર થાઓની તૈયાર.
વેલી પેલી નમેલી નીતિ રીતિની, અહા કેવી બલિહાર,
સૈયર થાઓની તૈયાર.

સાખી—સદ્‌ગુણ ફૂલ ગુલાબનું, આપે અતિ સુવાસ;
શુદ્ધ ચિત્ત ચંપો વળી, શોભે તેની પાસ,
ફરફર ઉડે ફુવારા, પડતી ધારા, વિનય વારિ ખુશકાર,
સૈયર થાઓની તૈયાર.
શોધક અર્થી રૂપે, ગુણ ગુણ રવથી, ભ્રમર કરે ગુંજાર,
સૈયર થાઓની તૈયાર.
વિધવિધ વિદ્યારૂપી, શુક સારિકા, મધુર કરે ટઉકાર,
સૈયર થાઓની તૈયાર.
સાખી—બકુલ મલ્લિકા માલતી, સુમન સુવાસિત સાર,
મુદિત કરે મનને અતિ, સૂચવે પર ઉપકાર.
ઝરમર ઝરમર વરસે, જ્ઞાન સુધા, અંતરીક્ષથી જળધાર,
સૈયર થાઓની તૈયાર.
શાંતિ સમિર સુગંધી, શીતળ લહેરે, કરી રહ્યો સંચાર,
સૈયર થાઓની તૈયાર.
વિદ્યુત કાવ્ય રસીલાં, સાક્ષરકૃત કંઈ કરી રહ્યા ઝમકાર,
સૈયર થાઓની તૈયાર.
સાખી—સુકૃત ફુલ જુઈ જાઈના, શ્વેત સુગંધીદાર;
લતા લચી રહી તે થકી, જાણે સજ્યો શણગાર.

## ૮૭—આદર્શ ગૃહિણી.

### ગરબો.

સુંદર સુંદર સુઘડનો સંસાર રે, ધન્ય ધન્ય વરસે આનન્દ તે ભુવનમાં.
સ્હવારમાં સફાળી વ્હેલી સૌથી ઊઠનાર,
સ્વામીને જગાડે બોલી મધુર ખુબીદાર,
જાગો જાગો પ્રેમી મારા હૈયાના છો હાર,
પ્રાતઃ સામગ્રી પ્રીતે કરે તૈયાર રે.—ધન્ય ધન્ય વરસે—

સરસ રસોઈ કરવે કેવી શાણી ખબરદાર,
વાસણ કુસણ વસ્તુ ઘરનાં આપે કેવો બ્હાર,
ખરચ કરતી ઘરનો રાખી ઉપજનો વિચાર,
ગૃહિણી બની ઘરનો વ્હેતી ભાર રે.---ધન્ય ધન્ય વરસે—
ઉદ્યમથી પરવારી પીયુ આવે નિજદ્વાર,
હસતી રમતી આવે સામી એ સલુણી નાર,
વિનયથી વધાવી પૂછે કુશળ સમાચાર,
શ્રમિત સ્વામીનો શ્રમ હરી લેનાર રે—ધન્ય ધન્ય વરસે—
શયન વિષે જાણે બીજી રંભા ઉર્વશી,
રીઝવતી પતિને પ્યારી અંતરમાં વસી,
વિનોદ વાત કરતાં મુખડું જાયરે હસી,
પ્રેમની વૃષ્ટિ વરસવતી બેસુમાર રે.—ધન્ય ધન્ય વરસે--
કુટુંબમાં ન ક્લેશ એને કોઈથી લગાર,
સંતતી સુધારે રૂડી લક્ષણવંતી નાર,
સાદો પેરવેશ એને આછાં અલંકાર,
સજે શરીરે સૌભાગ્યનો શણગારરે.---ધન્ય ધન્ય વરસે--
કામ કાજ કરવે એની ચપલાસમ ગતિ,
કંથ તણા પડતા બોલ પ્રેમે ઝીલતી,
વિનયવારિ સંતતીમાં સ્નેહે સીંચતી,
સન્મતી અને સદ્‌ગુણ ભારો ભાર રે—ધન્ય ધન્ય વરસે—
ઘરની વસ્તુ સરવ તણી લેતીરે સંભાળ,
ભરત સીવણ કામ વિષે બુદ્ધિ છે વિશાળ,
મધુર કંઠે ગાતી રૂડાં ગીતડાં રસાળ,
મળી એવી જેને તેનો બેડો પાર રે.—ધન્ય ધન્ય વરસે—
ઝગમગી રહ્યા છે પ્રભુ ભક્તિનો પ્રકાશ,
સદનમાં સદૈવ દીસે શાન્તિનો નિવાસ,
ઠરેલ ડાવકી છે એને આંગણુલે ઉજાસ,
કર અહેલ્લાનાં ભાગ્યતણો નહિ પાર રે,—ધન્ય ધન્ય વરસે—

વિમલ વસ્ત્ર કેવાં એનાં વિમલ કેવું તંન,
સરળ પ્રકૃતિ છે કેવી સરળ એનું મંન,
સ્મિત રહ્યું છવાઈ મુખે રહેતી રે પ્રસન્ન,
અમન ચમન અલબેલી ગુલઝાર રે.—ધન્ય ધન્ય વરસે—

## ૯૮—પુત્રઘેલી માતા.

### (હાલરડું.)

પોઢો મારા પ્રેમી બાલુડા પારણે (૨)
પારણે પારણે પારણેરે—મારા પ્રેમી બાલુડા પારણે.
હૈયાનું હીર—મારી આશાનું નીર—મારો કાનુડો વીર
ઝૂલે પારણે. પોઢો૦
મોંઘેરૂં ફૂલ મારૂં, લાગે છે પ્યારૂં પ્યારૂં, અમોલું કંઈ ઓવારૂં,
તલસું તારે ઓવારણેરે—મારા પ્રેમી બાલુડા પારણે. પોઢો૦
અમન ચમનમાં ઊંધીજા, મધુર મનોહર બાળ,
નિશદિન રક્ષા તાહેરી, કરો પ્રભુ દીનદયાળ.
કાળજાની કોર—મારી જરાનું જોર—મારો નંદકીશોર
ઝૂલે પારણે. પોઢો૦
ખાવું પીવું ત્યાગું, ઊંઘમાંથી ઝબકી જાગું, પ્રભુને પાયે લાગું,
વ્હાલા કુંવર તારે કારણે રે—મારા પ્રેમી બાલુડા પારણે. પોઢો૦
મીઠી નિંદર અમીં સમીં કરે શરીર સુખકાર,
હસતો રમતો ઊઠજે, મુજ હૈયાના હાર.
ઘરનો શણગાર—મારાં જીગરનો પ્યાર,—મારો લલિત કુમાર
ઝૂલે પારણે. પોઢો૦
કાનુડો ઝૂલે પારણે, છબીલો ઝૂલે પારણે, રસિલો ઝૂલે પારણે,
આનન્દની હેલી મારે બારણે રે, મારો પ્રેમી બાલુડો પારણે. પોઢો૦
પૂર્ણ નિંદ થાતાં વળી તું પાછો જાગીશ,

કાલા ઘેલા બોલડા હું તારા ઝીલીશ.
હું રંકનું રતન-કરૂં જીવથી જતન-મારૂં તનમનધન
પોઢો પારણે. પોઢો૦

## ૯૯—વર્ષા વર્ણન.

વર્ષા દર્શાવે છે કેવો ન્યારો રંગ !
વ્હેલી વ્હેલી સૌ સાહેલી ચાલો સંગ !—વરષા.
જુઓ આ આકાશે પલટયો આછો રંગ !
ગડગડાટા થાય કેવા આશો જંગ !—વરષા.
અનીલ ઘૂમે અરર કરતો શાન્તિ ભંગ !
વીજળી ચમકે જો દિશાને અજબ રંગ !—વરષા.
ભયથી જોને ધ્રુજે કેવાં એ વિહંગ !
દ્રવ્યથી અદ્રવ્ય થાવે છે ઉમંગ !—વરષા.
ગગનનો ઘમઘોર દીસે ઘેરો રંગ !
મેઘ ઝરમર વરસે કરશે ભીના અંગ !—વરષા.

## ૧૦૦—અંતઃકરણનું અંધારૂં.

શાથી આ પલટાય તિમિર ઉર, શાથી આ પલટાય;
કયમ પ્રકાશ પમાય, તિમિર ઉર, શાથી આ પલટાય.
વિદ્યા સરિતે સ્નાન કરંતાં, નિર્મળ બુદ્ધિ થાય—
તિમિર ઉર આથી તુરત પલટાય તિમિર ઉર—આથી તુરત પલટાય.
શાન્તિ સમીર સંતાપ સમાવે, લેશ ન મન મુઝાય—
તિમિર ઉર આથી તો પલટાય, તિમિર ઉર—આથી તો પલટાય.
જ્ઞાન સુધાનું પાન મળે તો, ભાન ભલેરૂં થાય—
અંતર ઉર તેથી અધિક ઉભરાય અંતર ઉર—તેથી અધિક ઉભરાય.
વિધ વિધ બોધનું વારિ સીંચંતાં, મન ઉપવન ફૂલાય.
ઉમ્મર ભર તિમિર ટળી સૌ જાય ઉમ્મર ભર તિમિર ટળી સૌ જાય.

## ૧૦૧—સ્ત્રીઓનું સાલ મુબારક.

સાડી રૂડી શિયળની સજી નિજ અંગે,
લક્ષ્મી સમી કૃતિ રતિ પતિપ્રાણુ સંગે;
મુગ્ધા પ્રમોદ પતિને અતિ આપનારી,
બાગે બની સુમન ગુચ્છની રમ્ય ક્યારી.
રમ્ભા મધુરી ઉર નિર્મળ ને વિશાળ,
કર્તવ્યમાં કુશળ મંજુલ ને રસાળ;
હશે રમા સકળ ઉક્ત ગુણાનુરાગી,
જો એવીનો કર ગ્રહે નર તો સુભાગી.

## ૧૦૨—વસન્તનો બહાર.

મદમાં અજબ છકેલી–રંગરસ ઘેલી–ઋતુ અલબેલી–વસન્તનો શો બ્હાર.
ફળ કંઈ પકવ સુરંગી–નવિન નારંગી–લવિંગ કુરંગી–વસન્તનો શો બ્હાર.
કોયલ કંઠ રસાળે–સરવર પાળે–આમ્રની ડાળે–મધુર કરે ટૌકાર.
નવ પલ્લવ તરૂવર ધરે, સરસ બને રસદાર,
મનહર નાદ વિહંગના, ભ્રમર કરે ગુંજાર.
કુશળ કામિની રાગ મધુરો અલાપે, ઝીણા વિણાના સૂર મેળવી;
રમ્ય રજનીમાં રામા રતિસમ રમતી, લેતી પ્રીતમનાં ઓવારણાં.
સુન્દર સરિતા તીરે–શીતળ સમીરે–ધીરે ધીરે–વસન્ત આપે બ્હાર.
બાગે ખીલી ગુલક્યારી–ખુશકરનારી–ન્યારી ન્યારી વસન્તનો શો બ્હાર.
યુવતી વૃન્દ આનંદમાં, મંદ મંદ કરી હાસ,
વસન્ત ઉત્સવમાં ઘૂમે, ઉર ધરી અતિ ઉલ્લાસ.
વાળાના ચક ઢાળયા ખુશબો પ્રસારે,
ગુલાબજળ જોની ઊડે ફુવારે,
શરબતના પ્યાલા મીઠા સ્વાદ વધારે,
ચતુરા આતુર સજે વસન્તનો શણગાર. (૨)

શરબતી મલમલ સાલુડો, કરી લલના પરિધાન,
શરમાતી કંઈ સંચરે, ધરી યૌવન અભિમાન.
કનક ચમ્પાની સાથે મોગરો બ્હેકે, ફૂલ ગુલાબ ખીલ્યું શોભીતું;
અવનવો ગજરો ગુંથી વાંકે અંબોડલે, હર્ષહિન્ડોળે ઝૂલે માનુની.
પ્રેમી રસિક જીવનમાં-ભુવન ભુવનમાં-વન ઉપવનમાં-વસન્તનો શો બ્હાર.
રસમાં રસબસ થાતી-સુમન સુહાતી-પૂર મદમાતી-વસન્તનો શો બ્હાર.
કરમાં કસ્તુરી ચન્દન-અગર સુગન્ધન-કવે યદુનન્દન-વસન્તનો આ બ્હાર.

## ૧૦૩—રાજ્યગીત.

### હીંડી.

કરજે રક્ષા પ્રભુ પંચમ જ્યોર્જ રાજા, જીવો વર્ષ ઘણાં માયાળુ એ મહારાજા.
થાઓ વિજયી સુખી શ્રેષ્ટ કીર્તિવંત, હજો શત્રુનો સંહાર રિપુ અંત.
રહો વિશ્વ વિષે અમલ એનો જામી, ઇશ આપ સુખ શાંતિ દુઃખ વામી,
વધો દિનદિન મહારાજાનો પ્રતાપ, વિભુ રિદ્ધિસિદ્ધિ અખૂટ એને આપ.
યાવચ્ચંદ્રદિવાકર બ્રિટીશ ન્યાયી, રાજ્ય પ્યારૂં છે પ્રજાને સુખદાઈ,
ધવલ મંગલ ગુણુ ગાન દશો દિશ, કરત ધરત ભરત ભૂમિ અહોનિશ.
પ્રભુ પ્રત્યે પ્રાર્થનાની વદો વાણી, જીવો ભૂપ જ્યોર્જ મેરી મહારાણી,
દિવ્ય સુખ રહો દંપતી નિવાસ, થાઓ વિજય વિજય વિજય ચારે પાસ.

---

# નાટક કું. નાં છુટક કાવ્યો.

## ૧૦૪—પૂર્ણિમા.

(સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે-એ રાગ)

પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે;
શોભે રજની સુંદર શી આજ !

હેતે રમીએ સંગાથે સૈયર આપણે રે.
સૈયર કંકણ સોનાનાં કરે ધર્યાં રે,
માંહે જડીઆં છે લીલમ મણી નંગ.—હેતે૦
(સાખી) મળીઆં આજે આપણે, ધરી સોળ શણગાર;
કર કંકણ ચૂડી ચમક, ચંદ્રતેજ એકતાર.
હીરા રત્નથી જડીત ઉર હાર છે રે,
મોતીગુચ્છ લળકે છે બાજુબંધ.—હેતે૦
(સાખી) અંબોડા ફુલે જડયા, સરસેંથે હિંગુળ;
કીધા કુમકુમચાંદલા, મુક્તામાળા ઉર.
આરસપારસ મણી જડેલો ચોક છે રે,
તેમાં રમતાં વસતાં હૈયે નણદલવીર.—હેતે૦
(સાખી) પેર્યાં ઝાંઝર પ્રીતથી ઝણણ કરે ઝણકાર;
ફરીએ સૈયર ફુદડી આ રજનીમોઝાર.
સખી વેલીઓ ફુલી વિધવિધ ભાતનીરે,
એ તો આપે છે શી સુંદર સુગંધ.—હેતે૦
(સાખી) કથા શીયળની સાંભળી, પ્રિતમ ઉપર પ્રેમ;
વધ્યો, સખી વિરહી થઈ, મળે ત્વરાથી કેમ.

## ૧૦૫—વિમળાનો પત્ર.

### લાવણી.

આ પત્ર વાંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
લખિતંગ વિમળા દાસી, છું તમ દરશનની પ્યાસી;
છું રાઠોડની પુત્રી પ્યારા, તમે ખબરજ લેજો મારા.
મુગલોથી કાગળ આવ્યો, મુજ કાકાને એણે ડરાવ્યો;
તેથી કરે વિચાર નઠારા, તમે ખબરજ લેજો મારા,
હે રાજા તમને વરી છું, એ મુગલથી નથી ડરી હું;
સત્ય કરજો બોલ અમારા, તમે ખબરજ લેજો મારા.

એણે વસંત પંચમી ધારી, છે લગ્ન તણી તૈયારી;
તે દિન પોંચજો પ્યારા, તમે ખબરજ લેજો મારા.
જેમ રૂક્મિણીએ પણ લીધું, તેમ મેં પણ અહીંઆં કીધું,
હે કાન્ત કૃષ્ણ છો મારા, તમે ખબરજ લેજો મારા.
નિર્વીર પૃથ્વીને દેખું, કોઈ માઈ પૂત નવ પેખું;
એક રાણા નર છો ન્યારા, તમે ખબરજ લેજો મારા.
અરે મ્લેચ્છ જાતને વરવું, તે થકી બહેતર છે મરવું;
નહિ આવો થશો હત્યારા, તમે ખબરજ લેજો મારા.
ક્ષત્રિનું તેજ સૌ વામ્યું, અસ્તાંગત સઘળે પામ્યું;
એક તમે છો પ્રાણ અમારા, તમે ખબરજ લેજો મારા.
મુગલોએ સૌને પાડયા, છો એક અટંકી રાણા;
થયા ક્ષત્રિય સર્વ બિચારા, તમે ખબરજ લેજો મારા.
છો પ્રતાપના કુળ દીવા, તમ સાથ ચહું છું વિવા;
હે રાજસિંહ રઢીયાળા, તમે ખબરજ લેજો મારા.
શૂરવીર પિતા વણ બેઠી, કાકા ઓથે દુઃખ વેઠી;
યશવંત નથી યશવાળા, તમે ખબરજ લેજો મારા.
એક રામસિંહની પક્ષ, મુજ પિતાના મિત્ર સુદક્ષ;
નથી અવર કોઈ આધારા, તમે ખબરજ લેજો મારા.
નથી અવર ઉપાયજ મારો, ક્ષત્રિનું બિરદ વિચારો;
છું દીન તમારી દારા, તમે ખબરજ લેજો મારા.

## ૧૦૬—દંપતી વ્યવહાર વિષે મતભેદ.

### ગાયન.

**અપ્સરાઓ**—પરાધીન પરવશ થઈ રહેનાર, પતિને પ્રભુ ગણી પૂજનાર,
નિરર્થક કાઢે નિજ અવતાર, બળ્યો એ દંપતીનો વહેવાર.
**અનસૂયા**— સ્ત્રીઓનો પતિ થકી ઉદ્ધાર, પતિ રીઝવ્યે રીઝે કિરતાર;
કરો કેમ અવળા આમ વિચાર, ઉજળો આર્ય તણો સંસાર.

**અપ્સરાઓ**—પુરૂષને મન માન્યો અધિકાર, નારનો ભાર નહીં તલભાર;
અધમ શું અબળાનો અવતાર, બળ્યો એ દંપતીનો વહેવાર.
**અનસૂયા**— સ્વામિના ભાગ્યને ભોગવનાર, નાવ નરને તરવા ભવપાર;
નથી કંઇ એ ઓછો અધિકાર, ઉજળો આર્ય તણો સંસાર.
**અપ્સરાઓ**—દીપે છે બન્નેથી ઘરબાર, નથી ન્યૂનાધિક નરકે નાર;
છતાં ક્યમ નહીં સરખી હકદાર, બળ્યો એ દંપતીનો વહેવાર.
**અનસૂયા**— પુરૂષનું પળમાં દિલ હરનાર, ઠરાવી ગૃહિણી ગુણ ભંડાર;
સદા ઘરની તે કુલ મુખત્યાર, ઉજળો આર્ય તણો સંસાર.
**અપ્સરાઓ**—સ્વાર્થી મળ્યા શાસ્ત્ર લખનાર, નહીં કોઈ નાર પક્ષ કરનાર;
જોઈ પાડયા પાસા પોબાર, બળ્યો એ દંપતીનો વહેવાર.

**મોરબી ના. કું.**

---

## ૧૦૭-પ્રભુ મહિમા.

( સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઈ અલબેલી—એ રાહ. )

ગાઓ આનંદે સહુ આજ, પ્રભુના મહિમાને;
થાઓ બેન કૃતારથ આજ, નિરખી રચનાને.
આ ડોલર આ ગુલાબ બહેકે, ચંપો અને ચંમેલીરે;
જુઓ જુઓ આ કદંબ વૃક્ષે, વીંટાણી જુઈ વેલી. પ્રભુના૦
(સાખી) બેસી આંબા ડાળપર કરે કોકીલા ગાન;
સુંદર મધુરા શબ્દથી, તૃપ્ત કરે છે કાન.
કળા કરીને મનહર મયુરો, નૃત્ય કરે આનંદે રે;
કીલકીલ કરતાં મેના પોપટ, અહીં તહીં ફરે સ્વચ્છંદે. પ્રભુના૦
(સાખી) વિચિત્ર રચના છે રચી આ જગમાં ભરપૂર;
તે શ્રીપતિના સ્તવનમાં મચો મદે ચકચૂર.

પરસ્પરે દઈ તાળી કરમાં નિજ પગ સરખા મેલોરે;
નાચો ગાઓ બેનો આજે ખેલ વસંતી ખેલો. પ્રભુના૦

વાંકાનેર ના. કં.

## ૧૦૮-ચંદ્ર અને ધરણી.

### ગરબો.

ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર હાર,
ચાલો ચાલો જોવાને ચંદ્રમા;
જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાં રે ડોલે સૃષ્ટિ આનંદમાં.

(સાખી) ધન્ય ધરા—સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તપાઠ પઢાવતો, સાધીને એકાન્ત.

ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરે રે,
ગુણીયલ ગોરી પતિગુણ ગાય, શાંતિ ચિતે સ્મરે રે.
ધરાનેઐનોં ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસપાન.

(સાખી) ચંદ્રસુખે ચીડાઇને તારાનાં મુખ શ્યામ,
સદ્‌ગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ.

સખી જેને પતિનું માન,
તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઈ તાન. ધરણી પડી૦

(સાખી) ધરણી—નાર સમ ગૃહિણીઓ સેવે સ્વામી પાય,
ચતુર ચંદ્ર સમ પતિ મળે જયજય ત્યાં ઉચરાય.

## ૧૦૯-દ્રોપદીની અભ્યર્થના.

શામળીયાજી કરજો મારી સહાય રે,
વ્હાલા ગરૂડે ચડીને વે'લા આવજો રે;
શામ સલુણા સુભદ્રાના વીર રે.
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે.
છોગાળા છે વાત છેલી નથી કોઈ મારૂં બેલી,
વા'લા તુજ ગુણુની ઘેલી દાસી દુઃખમાં ડુબેલી.
દુઃખીની દાદરે ફરીયાદ અંતર લાવજો રે. વ્હાલા૦
કૌરવ કર્મે ચંડાળ દુશાસન નિર્દય અરે,
જોતાં પાંચ ભર્તાર પાપી પટકુળ તાણુતો;
વા'રે આવોને, દયા દીલ લાવોને,
નાથ છું અનાથ નારી ભરૂસો છે ભૂધર ભારી.
જેવી તેવી છું તમારી વા'લા દેશો ના વિસારી,
હેત હળધરજીના વીર આવી ઉગારજોરે. વાહલા૦

દેશી ના. સમાજ.

## ૧૧૦-પતિ પ્રત્યે ભાવના.

હું તો ઇચ્છું છું પતિ તમ્હારી સેવા;
મને અન્ય વિષયથી નહિ કંઈ લેવા દેવા.
મળ્યે છાશ બાકળાં ખાઇને પેટ ભરીશું,
મળશે તેપર સંતોષે ગુજર કરીશું;
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા.—
કંચન નહિ પણ સૌભાગ્ય કાષ્ટની ચૂડી,
મંગળદોરો તે સતી નારની મૂડી;
કાચા સૂતરને તારે બંધાયા એવાં.—

જાડે કપડે પણ અંગ સહુ ઢંકાશે,
પતિ સંગે પર્ણકૂટી મહાલય સમ થાશે;
પતિ સ્નેહ દૃષ્ટિએ અમે વેચાયા જેવાં.—

**શ્રી આર્ય નીતિ દર્શક ના. સ.**

---

# મીરાંબાઈ.

## ૧૧૧—મીરાંબાઈના અલંકાર.

મુજ અબળાને મોટી મીરાંત બાઈ, શ્યામળો ઘરેણું મારે સાચુંરે-ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલ વરકેરી, હાર હરિનો મારે હઈએરે;
ચિત્ત માળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએરે. મુજ૦
ઝાંઝરીઆં જગજીવનકેરાં કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામીરે. મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમકેરી, ત્રીકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચુંરે;
મીરાબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચુંરે, મુજ૦

## ૧૧૨—ગોવિંદો પ્રાણ અમારો.

રાગ—પરજ.

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે. ટેક૦
મીરાંબાઈના મહેલમાં રે, હરિ સંતનનો વાસ,
કપટીથી હરિ દૂર વસે, મારા સંતનકેરી પાસ, ગોવિંદો૦

રાણોજી કાગળ મોકલે રે, દ્યો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો તમે વસોને અમારે સાથ. ગોવિંદો૦
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ, ગોવિંદો૦
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સોરે કોસ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ. ગોવિંદો૦
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઈ પશ્ચિમાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો૦
સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીઓ નિર્દોષ. ગોવિંદો૦
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો, દુજો ડાગ ન લાગે કોય. ગોવિંદો૦
મીરાં હરીની લાડણી રે, રહેતી સંત હજુર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો૦

---

# કૃષ્ણાબાઈ.

## ૧૧૩—સીતાજીની કાંચળી

શ્રી રામજી કેરે ચરણે નમીને, સીતા કાંચળી પ્રીતેરે;
શ્રી રામ લક્ષ્મણનું વંદન કરીને, ગાઉંછું એક ચિત્તે; હો રમતાં રઢ
લાગી રાણીને.
દશરથસુતે આજ્ઞા પાળી, ઘર તજી ચાલ્યા વંનરે;
લક્ષ્મણ બંધવ જોડે લીધો, સ્નેહ ગાવું ધંન ધંન. હો રમતાં.

પંચવટીમાં નિવાસ કરીને, આનંદ બહુ ઉપજાવેરે;
દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે, જાનકીને મન ભાવે. હો રમતાં.
પર્ણકુટીમાં સરોવર પાસે, જ્યાં ખેલે સીતારામરે;
કનકતણો કુરંગ દીઠો એક, આવ્યો તેણે ઠામ. હો રમતાં.
સોનાનાં શીંગ ને ત્વચા કનકની, નાભિએ કસ્તુરી બહેકેરે;
ડમરો ચરતાં દીઠો જાનકીએ, નાચે નૌતમ લહેકે. હો રમતાં.
**સીતા**–તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવોરે;
આપણે જ્યારે અજોધ્યા જઈશું, કાંચલડી શીવડાવો. હો રમતાં.
**રામ**–સરોવર તીરે મૃગલો ઉભો, દીસતો ઘણો રૂડોરે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈયાનો કૂડો. હો રમતાં.
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી નીપજાવ્યોરે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો. હો રમતાં.
**સીતા**–પ્રત્યક્ષ પારખું મારા પીયુજી, સાચો હશે તો સહાશેરે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે. હો રમતાં.
**રામ**–સાચો હોય તેને કેમ હણીએ, ક્યાં ગયું તમારૂં જ્ઞાનરે;
પોતાના સ્વારથને માટે, લ્યોછો પશુના પ્રાણ. હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચીરે;
ઉજાતો મારી લાવો મૃગને તો જાણું વિદ્યા સાચી. હો રમતાં.
**રામ**–બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફૂલરે;
પોતાનો સ્વારથ સરતો હોય તો, પાપ ન કરીએ મૂળ. હો રમતાં.
**સીતા**–સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મરે;
મહારાજાને મૃગયા રમવી, ખરો ક્ષત્રીનો ધર્મ. હો રમતાં.
**રામ**–મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશરે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ. હો રમતાં.
**સીતા**–સાધુપણાં જ્યારે એવાં આદર્યાં, ધનુષબાણ શાને ઝાલોરે;
સાધુ થઈને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો, હો રમતાં.

**રામ**-રામ કહે એ રાજપુત્રને, લખીઆં છે એંધાણરે;
કદાપિ કોઈ બળીઓ દુઃખ દે તો, તેના લેવા પ્રાણ. હો રમતાં.
**સીતા**-શૂર્પનખા ભગિની રાવણની, તેનો શો હતો વાંકરે;
વણ અપરાધે તે અબળાના છેદ્યાં કર્ણ ને નાક. હો રમતાં.
**રામ**-શૂર્પનખા કહે મુજને પરણો તે મારે મન નવ ભાવેરે;
એકથકી અમે વાજ આવ્યા તો બીજીને કોણ લાવે. હો રમતાં.
**સીતા**-સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલેરે;
સંસારનો લાવો મારા કંથજી, નારી માગે તે આલે. હો રમતાં.
**રામ**-ઘેર બેઠાં માગો તે આલું, કાયર ન થાઉં કયમરે;
વનમાં આવીને લેવાં રૂપણાં, નહીં સતીનો ધર્મ. હો રમતાં.
**સીતા**-એવો કમખો મેં નથી પેર્યો, કોટિ ઉપાયે કંથરે;
જાત ભલી ને ભાત અનોપમ, ઉજ્વલ અંગ અનંત. હો રમતાં.
**રામ**-એથી રૂડો કમખો શીવડાવું, સોનાના તાર નંખાવુંરે;
ફૂલ ફૂલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું. હો રમતાં.
**સીતા**-નીપજાવી જે વસ્તુ નીપજે, તેમાં તે શી નવાઈ રે;
અણનીપજી ને અમુલ્યક જેની, જગમાં દિસે જુગતાઈ. હો રમતાં.
**રામ**-એવા સ્વાદ હતા જ્યારે તમને, શીદ આવ્યાં છો સાથેરે;
ઘેર બેઠાં નવ રહીએ ઘેલી, ઓઢત પહેરત ખાંતે. હો રમતાં.
**સીતા**-પતિવ્રત મારૂં વ્રત પાળવું, પ્રિય વિના કેમ રહેવાયરે;
એક ઘડી નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય. હો રમતાં.
**રામ**-પતિવ્રતા જે હોય પ્રેમદા, પીયુનું માને વચંનરે;
મુખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મંન. હો રમતાં.
**સીતા**-દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યોરે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથી ગયો આઘો. હો રમતાં.
**રામ**-એ અણસરજયું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તેરે;
વ્યાજ વધારતાં જાય સમૂળમાં ત્યારે રહીએ હાથ ઘસતે. હો રમતાં.

**સીતા**–વસ્તુ રાખીને દામ આપીએ, ત્યારે જાયે કયમરે;
રળીએ તો મળીએ મોહનજી, નિષ્ફળ ન હોય ઉધમ. હો રમતાં.
**રામ**–ઓછું હોય તે ઉધમ માંડે, આપણે સરવે સુખરે.
જળ કાંઠે રહીને જે કૂવો, ખોદે તે મુરખ. હો રમતાં.
**સીતા**–સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમ કારીરે;
મહા જોગીએ મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઈ સારી. હો રમતાં.
**રામ**–તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગરે;
ગૃહસ્થને રાજરિદ્ધિ રૂડી ને, જોગીને રૂડો જોગ. હો રમતાં.
**સીતા**–ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહીએરે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહીએ. હો રમતાં.
**રામ**–એવડો મોહ ન ધરીએ માનીનિ, મનમાં સંતોષ સાહીએ;
જ્યારે જેવું મળે તે અનુભવીએ, ઝાઝાને નવ ધાઈયે. હો રમતાં.
**સીતા**–સીતા કહે શા માટે ન કરીએ, સ્વાદ નવો નવો લેવોરે;
જોબનનો લાવો જગજીવન, દિવસ ચારનો એ મેવો. હો રમતાં.
**રામ**–અવસર કાંઈ ઓળખતી નથી, જેવો વેષ તેવું રમવુરે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજે વનમાં ભમવું. હો રમતાં.
**સીતા**–દુ:ખના દિવસ કાલે વહી જશે, વહાણે પામશો રાજયરે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ. હો રમતાં.
**રામ**–રાજ્ય બેસીશું ત્યારે મળશે, જેવી જોઈએ તેવી જાતરે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડીની શી વાત. હો રમતાં.
**સીતા**–સીતા કહે શા માટે ન માગું, તમ સરખો પીયુ જયારેરે;
લક્ષ્મણ સરખા દીયરજી મારે, લાડ કરૂં પછી કયારે. હો રમતાં.
**રામ**–રામ કહે તને એ શી લલુતા, અબળાનો અવતારરે;
વનમાં રહીને જે લોભ કરવો ન હોય એ ધર્મ લગાર. હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો પીયુજી, ઝાઝું કહે શું થાયરે;
જે સ્ત્રીને નહિ માન પીયુનું, તે વાયે લીધી જાય. હો રમતાં.

**રામ**–તું વહાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાંજુરે;
ફરશુરામ સાથે જુધ કરીને, અયોધ્યામાં ગાજું. હો રમતાં.
**સીતા**–મનસા વાચાએ વહાલી હઉં તો, કહ્યું કરો મુજ કંથરે;
ઘડી અધઘડી જો વિલંબ કરશો તો પ્રાણનો આણીશ અંત. હો રમતાં
**રામ**–રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમી જઈશરે;
તમને જયારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ. હો રમતાં.
**સીતા**–એ સોગટડે હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસારે;
ઘડી, અધઘડીનો વિલંબ કરશો તો, કાંઈક જોશો તમાસા. હો રમતાં.
પાસા પછાડીને ધરણીધર ઉઠયા, ભાઈને ભળાવી નારીરે;
લક્ષ્મણ બાપ તું મહીએ રહેજે, મૃગને લાવું મારી. હો રમતાં.
**પંડિતા**–ધનુષ લઈ ધાયા ધરણીધર, કુરંગ ઉપર દાઢ પીસેરે;
જેમ જેમ ઢુંકા જાય જગજીવન, તેમ તેમ વેગળો દીસે. હો રમતાં.
ચાપ ચડાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણરે;
મરતાં મૃગલે ચીસ નાખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ. હો રમતાં.
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેડે છે તમારોરે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઈને સધારો. હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનુંરે;
રઘુનાથ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું. હો રમતાં.
**સીતા**–દક્ષિણ દિશે દીયરીઆ મારા ઝાઝું રાક્ષસ દળ છેરે;
એકલડા જાણીને જાઓ, બેએ બાવીસનું બળ છે. હો રમતાં.
**લક્ષ્મણ**–એક જ બાણે ચૌદ સહસ્ત્રને, મારે એવો મુજ ભ્રાતરે;
ચૌદ સહસ્ત્ર ચડીને આવે તો, નવ હારે રઘુનાથ. હો રમતાં.
**સીતા**–વેળા વેળાના ફળ છે દીયરીઆ, એવડો ગરવ નવ ધરીએરે;
ક્યારે હારીએ ને ક્યારે જીતીએ, તે માટે સંચરીએ. હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાયરે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહીં ભરાય. હો રમતાં.

**સીતા**–સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટેરે;
સગો ભ્રાત શત્રુઘ્ન હોય તો, હમણાં દોડે ઉચાટે. હો રમતાં.
**લક્ષ્મણ**–મુજને રામજી વહાલા ન હોય તો, શીદ આવું હું સાથરે;
ભોળે ભાવે ભક્તિ કરૂંછું, જાણીને જ્યેષ્ટજ ભ્રાત. હો રમતાં.
**સીતા**–ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલ્યે નહી મીઠુંરે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરીએ, આજ પારખું દીઠું. હો રમતાં.
**લક્ષ્મણ**–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યોરે;
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો. હો રમતાં.
**સીતા**–સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યુરે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું. હો રમતાં.
દીયરીઆ તને શાનું દાઝે, વહાલા નહીં શ્રી રામરે;
બાંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ. હો રમતાં.
**લક્ષ્મણ**–તમને અહીંઆ કો સારૂં મેલું, સાંસો કરૂંછું તેણેરે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરીએ મેણે. હો રમતાં.
**સીતા**–તેવાં ભોળાં અમે નહિ દીયરીઆ, મન વસીઆ મહારાજરે;
અવર પુરૂષ સાથે બોલું તો, લાગે કુળને લાજ. હો રમતાં.
**લક્ષ્મણ**–કેટલું બળ તમ અબળા કેરૂં, તનક તાલ ને હેલારે;
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહીં વેળા. હો રમતાં.
**સીતા**–સીતા કહે તું શું સમજાવે, સાસુ તણા સુત કાલારે;
એકલે ઉજડમાં શાને જાએ, પ્રાણ તને તારા વાલા. હો રમતાં.
**લક્ષ્મણ**–મુજને પ્રાણ જો વહાલા હોય તો, શીદ જાઉં હું વનરે;
વન ફળ મેવા વીણી લાવુંછું, બેઠાં કરોછો ભોજન. હો રમતાં.
**સીતા**–સીતા કહે તું શું દીયરીઆ, મુજને રાખે વારીરે;
તું જાણેછે રામ પડે તો, હું ભોગવું આ નારી. હો રમતાં.
**લક્ષ્મણ**–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહીએરે;
એકે દહાડો હસ્યો હઉં તો સર્વે સાચું લહીએ. હો રમતાં.

**સીતા**–કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમાં જાણીરે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી. હો રમતાં.
**પંડિતા**–વચન બાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપન્યો તનમાંરે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં. હો રમતાં.
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણરે;
કૂડે કપટે જે કોઈ આવે, તેના જાજો પ્રાણ. હો રમતાં.
એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણીને લાગ્યો તાપરે;
કઠણ વચન કહ્યાં દીયરને, તેનું લાગ્યું પાપ. હો રમતાં.
લાગ જોઈ લંકાપતિ આવ્યો, પાપીએ ચલાવ્યા ચરણરે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ. હો રમતાં.
ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધરીઉરે;
ક્ષુધાર્થીને ભિક્ષા આપો, આવી એમ ઉચરીઉં. હો રમતાં.
આવો પ્રભુજી બેસો ઋષિજી, અમૃત બોલ્યાં વાણીરે;
ઊઠીને આસન ત્યાં આપ્યું, ધર્મ ગૃહસ્થનો જાણી. હો રમતાં.
**રાવણ**–કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથરે;
ઉજડમાં એકલડાં મેલીને, ક્યાંહાં ગયા બળવંત. હો રમતાં.
**સીતા**–જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુરે;
તાતતણાં વચન પાળવાને, અમે ત્રણે વન વાસ્યું. હો રમતાં.
સોનાના શિંગનો મૃગ આવ્યો તો, કંચુકિની થઈ અભિલાખારે;
મૃગલો મારવા પીયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા. હો રમતાં.
**પંડિતા**–શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મરે;
એપર પગ મેલી દો ભિક્ષા, રહેશે તમારો ધર્મ. હો રમતાં.
પાપીનો પ્રપંચ ન પ્રીછયો, ભામિની થઈ હાઈ યે ભોળીરે;
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી. હો રમતાં.
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડીએ ધરીઓરે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરીને સંચરીઓ. હો રમતાં.
ત્યારે તારૂણીને ત્રાસ જ પડીઓ, ધાજો લક્ષ્મણ રામરે;
આ પાપી કોઈ હરી જાયછે, કરીને દુષ્ટનું કામ. હો રમતાં.

તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો જે મિત્રરે;
સીતાને મુકાવા કારણ, માંડયું જુદ્ધ વિચિત્ર. હો રમતાં.
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહીનેરે;
રુધિરાળા પાષાણ ગીરાવ્યા, ભારે પડીઓ થઈને. હો રમતાં.
ત્યાંથી રાવણ લેઈને ગયો, લંકાના ગઢ માંયરે;
મૃગ મારીને રામજી વળીઆ, જે જે રાઘવરાય. હો રમતાં.
નથીરે સીતા નથીરે સીતા, નથીરે મઢુલી માંયરે;
કાગારોળ ત્યાં થઈ રહ્યોછે, ચકડોળ વાતે ત્યાંય. હો રમતાં.
પગલે પગલે શોધતા તેને, ગયા તે બેહુએ ભાઈ રે;
ઋષ્યમૂક પર્વતમાંહિ પહોંચ્યા, જ્યાં છે વાંદરાનો રાય. હો રમતાં.
સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાળીને નાંખ્યો મારીરે;
વાળીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી. હો રમતાં.
નર વાનર એકઠા કરીને, સાગર બાંધી પાજ્યરે;
રાવણને મારી કરીને, વિભીષણને આપ્યું રાજ્ય. હો રમતાં.
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવીરે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી શીવડાવી. હો રમતાં.
સ્વામી આજ્ઞા ઓળંગીને, મમત ધર્યો બહુ મનમાંરે;
સતી સીતાને દુઃખ ઉપનું, તાપ વ્યાપીઓ તનમાં. હો રમતાં.
પહેલે સીતાવિવાહ ગાયો, રુક્મિણીહરણ રૂડુંરે;
સીતાકંચુકી શોભ વરણવ્યો, કૃષ્ણ વિના સૌ કૂડું. હો રમતાં.
સતી ગુણ કૃષ્ણાબાઈ ગાયે, વડનગરમાં વાસરે;
રામલક્ષ્મણ જાનકીનો જય, સાથે હનુમંત દાસ. હો રમતાં.
જે જન હરિગુણ ગાય સાંભળે, તેહતણાં દુઃખ વામેરે;
ધર્મ અર્થ ને કામ મુક્તિ ફળ, ચાર પદારથ પામે. હો રમતાં.

---

# સ્વ. સૌ. કપિલબા.

## ૧૧૪—સીતાજીનું સતીત્વ.

(રાગ—ગિરધારીનો,)

રાજા રાવણ રે, કરે છે મન વિચાર; ક્યમ મેળવું સીતાનાર ?
ગયો વનમાંરે, અશોક વાડી જ્યાં સારી; પાળ્યું સાધ્વીએ સત્ય ભારી.
(ઝુલ) વદે લંકાપતિ ત્યાં વાણી રે, સુણો સુંદરી ! વાત એક શાણીરે,
કરૂં તને મોટી પટરાણીરે, હરિણાક્ષીરે !
વચન ધરો ઉર પ્યારી !—પાળ્યું.

વદું સાચું રે, પામ્યો પતિ તુજ મરણ, માટે આવની મારે શરણ;
સમાચારજ રે, મળીઆ મને આવાર, તારો સ્વામી થયો છે ઠાર !
સુતેલો હતો રામ જ્યાંહેરે, મુજ પ્રધાન પહોંચ્યો ત્યાંહેરે,
શિર છેદી નાખ્યું સહસાએરે, ગયો નાશીરે,
લક્ષ્મણ હિત નિજ ધારી.—પાળ્યું.

સેના સઘળીરે ! ઉંઘી હતી જે વારે, જોઈ લાગ કતલ કરી ત્યારે;
માટે પ્યારી રે ! માનો કહ્યું નિરધાર, આપું ઝટપટ હું પુરવાર.
આવ્યો એવે મંત્રી ત્યાં ધાઈ રે, લાવ્યો રામનું શિર કર સહાઈ રે,
લાગી સીતાને બીક—નવાઈ રે, લઈ શીષજ રે,
શોક કરે સુકુમારી.—પાળ્યું.

શ્યામ સુંદીર રે, મુખ વહેછે રૂધિર, જોઈ અબળા બની ગઈ અધીર;
પામી ભીતિ રે, ભાન પોતાનું ચૂકી પણ પળમાંહીં મૂર્છા મૂકી;
બાલા બની સચેતન જ્યારેરે, કીધો વિલાપ તેણે ભારેરે,
'મારા નાથ ! કરૂં શું આ વારેરે, છોડાવેરે,
તમ વિણ કોણ આ વારી.—પાળ્યું.

દીયરજીરે, કેમ ગયા તમે નાશી, રણક્ષેત્રથી ભાગ્યા ત્રાસી ?
પૂછે માતારે, ભરતજી ને પુરલોક, શું રે કહી વામશો ત્યાં શોક ?
પછી રાવણને સીતાજીરે, કહે 'તું છે મુજ પિતાજીરે,
આપ ખડકી મને ચિતાજીરે, સતી થઈ ને રે,
મેળાવું મોક્ષની બારી.–પાળ્યું.

રાજા રાવણ રે, લાજી ગયો નિજ ઘેર થઈ જાનકીની શી પેર ?
સાવધાનજ રે, થઈને ધર્યું ઉર ધ્યાન, દીઠા કુશળ શ્રી ભગવાન;
આવી એવે વિભીષણની રાણીરે, તેણે સતીને શોકથી શામીરે,
માયા અસુરની એ છે કામીરે !—માતાજીરે,
કુશળ છે અસુરારિ.–પાળ્યું.

એટલામાંરે થઈ ત્યાં આકાશ વાણી, સતી ! શોક તજો શુભ જાણી;
રઘુનાથજી રે, આનંદમાં છે રસીઆ, ઘટઘટમાં પોતે વસીઆ;
સુણી સીતાજી થયાં આનંદીરે, તૂટી દૈત્ય માયાની ફંદીરે,
ગુણ ગાયે સભાજન વંદીરે, પ્રભુ પ્યારારે,
મહેર કરો ત્રિપુરારિ !–પાળ્યું.

---

# સ્વ. સૌ. વિજયાલક્ષ્મી.

## ૧૧૫—પ્રેમ ભિક્ષા.

### હરિગીત.

આ વિશ્વની પ્રીતિ મને, નિઃસાર સર્વે લાગતી;
વા'લા ! તમારા પ્રેમ વિના, શુષ્ક સૃષ્ટિ ભાસતી.
પરમેશ કહું,–પરમાત્મ કહું, જગ–આત્મ કહું તે આપને;
મેં વિશ્વમાં ને ઈશમાં, પ્રિય ! ઓળખ્યા છે આપને.

હું પ્રેમ લુબ્ધા, પ્રાણુ ! કરતી પ્રેમની વ્યાખ્યા સદા;
હું પ્રેમ સરિતા, પ્રાણુ ! તમને પ્રેમસાગર ઓળખ્યા.
નારી હ્રદયનો નેહ, વહાલા ! સ્વર્ગનો સંદેશ છે;
પ્રમદા પતિને કાજ આપે પ્રાણુ, એ આદેશ છે.
હું ભિક્ષુકી, હા, ભિક્ષુકી, પ્રિય ! પ્રેમભિક્ષા આપજો;
'ના'કાર, જીવન ! ઘો કદી તો, પ્રથમ જીવ મમ કાપજો.
હું ચાતકી તરસી સદા, પ્રિય પ્રણુયવારિ ઘોધની;
અમીની વૃષા વર્ષાવજો, નગીના ! તમારા નેનથી.
મમ દેહનું સૌંદર્ય, સ્વામી ! જોઈ એ કરશો નહિ;
મમ પ્રણુય–આત્મા કેરી દીપ્તિ સ્થુલમાં જોશો નહિ.

## ૧૧૬—બાળુડો.

સુણુજો સાહેલી બેન મારે બાળુડો; જીવનનું હીર હો ઝુલાવતી હું રે.
પ્રાણુનો આધાર પ્રાણુ મારે બાળુડો; જીવનનું પુષ્પ હો ઝુલાવતી હું રે.
પ્રિયતમના પ્રેમરૂપ મારે બાળુડો; પ્રિયતમ–પ્રસાદ હો ઝુલાવતી હું રે.
હૈયાનો હાર હોય મારે બાળુડો; નયનોનાં તેજ હો રમાડતી હું રે.
અબળા–કર્ત્તવ્ય–લક્ષ્ય મારે બાળુડો; અબળા–શણુગાર હો હુલાવતી હું રે.
દેવને દુર્લભ મારે બાળુડો; બાળુડો કાન હો ઝુલાવતી હું રે.
કુળની અમર વેલ મારે બાળુડો; કુળનો કિરીટ હો કલાવતી હું રે.
મારા ગૃહકુંજ માંહી ડોલર બાળુડો; ખીલે ગુલાબ હો ઝુલાવતી હું રે.
હું નિર્ધનને ધનરૂપ મારે બાળુડો; વીરની વધાઈ હો હુલાવતી હું રે
અભેદનો અખંડ નાદ મારે બાળુડો; નાચે ધરમોર હો હુલાવતી હું રે.
પ્રિયતમના પ્રેમમાન મારે બાળુડો; પ્રિયતમના રૂપ હો રમાડતી હું રે.
પ્રભુનો પ્રસાદ પ્રેમ મારે બાળુડો; પ્રભુની દયા હો હુલાવતી હું રે.
આત્મનું અનેરૂં તેજ મારે બાળુડો; જીવન ઓધાણુ હો ઝુલાવતી હું રે.
જીવનનો સુખ સૂર્ય મારે બાળુડો; જીવનના સ્મિત હો ઝુલાવતી હું રે.

બોધો ધરરત્નરૂપ મારે બાળુડો; સંતો આશીષ હો હુલાવતી હું રે.
બ્રહ્મની જવલંત જ્યોત મારે બાળુડો; પરિબ્રહ્મરૂપ હસ્ત હો હુલાવતી હું રે.
ઉતરો આશીષ મારે બાળુડો; રક્ષો જગનાથ હો ઝુલાવતી હું રે.

---

# સ્વ. સૌ. સુમતિ.

## ૧૧૭—સતી સુલોચના.

### (રાગ—ગિરિધારીનો)

નાગકન્યા રે, સુલોચના સુપ્રસિદ્ધ, જેનો સ્વામી છે ઇંદ્રજીત;
રૂપ ગુણમાંરે, ઉપમા તેની ન થાય, સતીઓમાં શ્રેષ્ઠ ગણાય.
(ઝુલ) બેઠી હેમહિંદોલે બાળી રે, પતિસ્મરણ હૃદયમાં ધારી રે,
સખી કરતી સેવા સારી રે,—
બહુ પ્રીતે રે, સુલોચનાની ત્યાંહીં, એવે કર પડયો આંગણમાંહીં.
ઇંદ્રજીતનો રે, નિહાળી એ હસ્ત, થઈ વ્યાકુળ સખી સમસ્ત;
સતી પાસે રે, રોતી સર્વે આવી, બાઈ! આજ ખૂટયું તમ ભાવિ !
(ઝુલ) પતિ મરણ સુણી યુવરાણીરે, પામી મૂર્છા કોમલ, શાણીરે,
કરે સાવધ સખી ગભરાણીરે,—
થઈ જાગ્રત રે રૂદન કરંતી અપાર, "ત્યજી ચાલ્યા ક્યમ ભરથાર ?
ઈંદ્ર સહિતજ રે, જીત્યો તમે સુરસાથ, એવા બળવંતા પ્રિયનાથ !"
સુણી આક્રંદરે, રોયાં પુરજન સર્વ, ગળ્યો દેવાંગનાનો ગર્વ;
(ઝુલ) સતી કર પ્રત્યે બોલી વચન રે, "જો હોઉં પતિવ્રતા પાવનરે,
સમજાવો વ્યથિત મુજ મનરે,—
શાથી મૃત્યુ રે, પામ્યા પ્રિય વીરકંથ? આવ્યો કર ઉડી આકાશપંથ?"
એવું કહીનેરે, ખડીઓ કલમ ને પત્ર, મૂકયાં લાવી પાસે જ્યાં હસ્ત;
સતી સ્પર્શે રે, પામ્યો ચેતન કર ત્યાંહે, ગ્રહી કલમ લખ્યું પત્ર માંહે;

(ઝુલ) જે રણમાં બન્યું વૃત્તાંતરે, ભાગી મનની સહુ ભ્રાંતરે,
કરીયું જે કાળ કૃતાંત રે,—
પ્રિય રાણીરે, બળીઓ છે સૌમિત્ર, વળી તપસ્વી, પુણ્યપવિત્ર.
તે લક્ષ્મણે રે, છેદ્યું તુજ પતિશીષ, લઈ ગયા જહીં જુગદિશ;
ને રણમાં રે, જીવનહીન મુજ તંન, પૃથ્વીપર થયું પતંન;
(ઝુલ) હસ્ત ઉડીને અહીં આવ્યો રે, સમાચાર અશુભ આ લાવ્યો રે,
પણ મરણ પ્રસંગ સુહાયો રે,—
કર્યાં મિત્રજ રે, મેં પ્રભુ શ્રી જુગદીશ, મૂકી કૃપણતા અર્પ્યું શીષ,
એવી હસ્તે રે, વર્ણવી સઘળી વાત, વાંચી પત્ની કરે અશ્રુપાત.
ઘણો સખીએરે, દીધો ધર્મ—સુબોધ, જે થકી ટળે શોક–વિરોધ;
(ઝુલ) પછી સતીએ સ્વામીકર લીધોરે, તેને હૃદય પરે વાસ દીધો રે,
સંકલ્પજ મનમાં કીધો રે,—
પોતે ચાલી રે, કરવાને સહગમંન, પતિશીષ લેવા દ્રઢ મન.
સખી સાથે રે, આવી તે સિંધુ કિનારૂ, સુવેળુ ગિરિવર મોઝાર;
પાયે લાગી રે, સ્તુતિ કરે દીન વાણુ, જ્યાં શ્રીરામ બેઠા નિર્વાણ
(ઝુલ) સુણી વચન ને વદન નિહાળીરે, "માગ, માગ! પરમ! કલ્યાણીરે!"
આપી આશીષ સારંગપાણી રે,—
"વદો બાળી રે, શાથી આવ્યાં આંહી, દુશ્મનના દળની માંહી ?"
સતી બોલી રે, આવ્યો પતિનો હસ્ત, લખી વાત બનેલી સમસ્ત;
હું અયાચક રે, આવી યાચન કાજે, સ્વામીનું શિર લેવા આજે."
(ઝુલ) એવું કહીને તે યુવરાણી રે, ભુજ પત્ર દેખાડયો શાણી રે,
સભા વિસ્મય સઘળી પામી રે,—
મૃત કરથી રે, પત્ર લખ્યો ન મનાય, એતો કલ્પિત વાત જણાય.
કપિ વદીઆ રે, "સત્ય હમોએ માનું, મૃત શિર જો હસતું ભાળું;
સંપૂર્ણજ રે, તવ આવે વિશ્વાસ, તુજ પતિમુખ થાયે હાસ્ય,"
(ઝુલ) શિર આપ્યું પછી રઘુનાથ રે, ચાંપ્યું સતીએ હૈયા સાથ રે,
કરે રૂદન અપાર અનાથ રે,—
ચીર પાલવ રે, પાથરીને શિષ મૂકી, નાગકન્યા કરે બહુ સ્તુતિ.
"ઉરવલ્લભ રે, રાખજો દાસીની લાજ, પ્રાણજીવન પ્રભુ મહારાજ!

રિપુ જાણે રે, મહા બળીઓ તમ હાથ, ત્રણ ભુવન ભુજાવે નાથ!
(ઝુલ) પ્રિય નયન, વદન મૃદુ કાંતરે, કરે જીવન વ્યથા મુજ શાંત રે,
પણ અરિઉર દીસે કૃતાંત રે,—
નવ માને રે, તે કર–શીષ સામર્થ્ય, ને મુજ વ્રત થાયે વ્યર્થ.
સહુ વચ્ચે રે, હાસ્ય કરો પ્રભુ ! આજ, પ્રકટો પ્રભુતા મહારાજ!
સભાજનને રે, ખાત્રી કરાવો આપ, દિવ્ય પ્રેમની અતુલ, અમાપ.
(ઝુલ) સ્નેહ પ્રકટ કરો પ્રિય સ્વામીરે, કિંકરી વીનવે શિર નામીરે,
મુજ વ્રતમાં પડી શી ખામીરે,—
તમ રાણી રે, જનદૃષ્ટિય નવ પડતી, યાચક રિપુદળમાં બનતી !
શ્રી રામજીરે, અદ્‌ભુત વિક્રમી વીર, લક્ષ્મણ પણ છે રણધીર;
કપિસેના રે, મહાબળસિંધુ કરાળ, એકલા પ્રિય ! ત્યાં બરી ફાળ;
(ઝુલ) નહીં તાતને ક્યમ તેડાવ્યા રે, પિતાજી મુજ જો હત આવ્યારે,
દુશ્મન તો ક્ષણ નવ ફાવ્યા રે,—
પ્રભુ ભૂલ્યા રે, શેષનારાયણ સામે, શૂર કોનું નવ આવે કામે.
સતી વાણી રે, સાંભળીને ઇંદ્રજીત, કેરાં લોચન ઉઘડયાં ત્વરિત;
નિરખીને રે, સુલોચના તણી સામે, મુખે હાસ્ય નિરંકુશ જામે.
(ઝુલ) સતી મુખની સુણતાં વાણી રે. હસ્યું મસ્તક પ્રીતિ આણી રે,
સભા સહુ વિસ્મય પામીરે,—
"જુગજીવન રે, કૃપા કરી મહારાજ ! શાથી શીષ હસ્યું કહો આજ?"
રઘુવરને રે, પૂછે સુગ્રીવરાજ, ઉત્સુક છે સકળ સમાજ;
વદ્યા રામજી રે, "સતી જે બોલી વાત, કૌતુક તેમાં સાક્ષાત !
(ઝુલ) શેષજી થાત સા'ય તમારી રે, મરણની ન આવત વારી રે,
એવાં વચન વદી સુકુમારી રે,
મસ્તકને રે, હાસ્ય આવ્યું તે વાર; લક્ષ્મણ શેષતણો અવતાર !
તો સા'યજરે, કયાંથી પિતા તુજ થાત, જેણે વિપરીત કીધું આજ!"
સુલોચના રે, પામી ઉર પરિતાપ, સમજાવી તેને પ્રભુ આપ.
(ઝુલ) સ્તુતિ કીધી શ્રીરામની ભારી રે, શીષ લઈને સતી પાછી ચાલીરે,
સ્વામીનું શબ રણુથી લાવીરે,

ચિતા ગોઠવી રે, ચંદન કાષ્ટની સારી, સાગરતટ કરી તૈયારી.
સુલોચના રે, કીધું સિંધુમાં સ્નાન, જુવે દેવ ચડી વિમાન;
પતિશબને રે, પધરાવી ચિતાની માંહ્ય, કર્યો શાસ્ત્ર વિધિ સહુ ત્યાંય.
(ઝુલ) પ્રદક્ષિણા પતિની કીધી રે, સુરલોકથી થઈ પુષ્પવૃષ્ટિ રે,
સહગમન કરી જીતી સૃષ્ટિ રે,--
સતી નારી રે, સદ્‌ગતિ થઈ સત્ય તારી, જગમાં તું શ્રેષ્ટ ગણાઈ.
સુલોચના રે, કીધું અસુરકુળ પાવન, ધન્ય પતિવ્રતા તને ધન્ય!

---

# સ્વ. સૌ. ગોદાવરીબાઈ.

## ૧૧૮—પતિપ્રેમની બલિહારી.

### (રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે, એ રાહ)

સખી પતિ પ્રેમની બલીહારી રે,
અન્ય એવું ન કંઈ સુખકારી, સખી પતિ૦ (ટક)
પતિ પ્રેમે સુખી સદા રેહેતાં રે,
પતિ દેતા ને આપણુ ખાતાં રે,
રહીએ પતિ સંગે રંગે ભીંજાતાં. સખી પતિ૦ ૧
ખાન પાન ને વૈભવ સારા રે,
વિણુ પતિના તે લાગે અકારા રે,
પતિ વિણુ સહુ સુખ અંગારા. સખી પતિ૦ ૨
પતિ સંગે તો હૃદય ઉમંગે રે,
સદા રહેતું ભર્યું પ્રેમ રંગે રે,
જતું ઉછળી સાગરને તરંગે. સખી પતિ૦ ૩

જેને હૃદય પતિ પ્રેમ સ્ફુરે રે,
રિદ્ધિ સિદ્ધિ નથી તેને દૂરે રે,
પ્રભુ પણ છે સતિની હજુરે. સખી પતિ૦ ૪
પિતા માતા વત્સલ્ય સ્નેહ રાખે રે,
તન મનથી સદા હિત ભાખે રે,
જોઈ સુખીયાં તે સુખમાંહી રાચે. સખી પતિ૦ ૫
સગાં સ્નેહી પણ પ્રેમ ધરાવે રે,
રાખી મમતા ને નિત્ય બોલાવે રે,
પણ પતિ પ્રેમ તુલ્ય ન આવે. સખી પતિ૦ ૬
પતિ પ્રેમને સતિઓએ માણ્યો રે,
તેનો મહિમા સદા ઉર આણ્યો રે,
ખરી નીતિથી નિત્ય વખાણ્યો. સખી પતિ૦ ૭
ભણ્યા ગણ્યા ને શાસ્ત્રોને વાંચ્યારે,
વિણ પતિ પ્રેમ દુખવ્યાં ડાચાં રે,
પ્રિતિ પાત્ર ન ત્યાં લગી કાચાં. સખી પતિ૦ ૮
પતિ પ્રેમ વર્ણવતી તે "વાણી" રે,
અન્ય વાચા ન સુખ કરનારી રે,
તેથી હૃદય ન શાંતતા શાણી, સખી પતિ૦ ૯
પ્રેમ બીજ હૃદયમાંહી રોપ્યાં રે,
નીતિ પત્રથી જે વળી ઓપ્યાં રે,
તેને ઉત્તમ ફળ ઈશે સોંપ્યાં. સખી પતિ૦ ૧૦
પતિ પ્રેમનાં થાવું ભિખારી રે,
વેઠી કષ્ટ દુઃખો ભલે ભારી રે,
તોજ થાશું ઉત્તમ અધિકારી. સખી પતિ૦ ૧૧

+ + + +

પતિ સહ પ્રભુ ધ્યાનને ધરવું રે,
પતિ વચને સદા અનુસરવું રે,
ત્રિભુવન તનયા ભવ તરવું. સખી પતિ૦ ૧૩

## ૧૧૯—જગઉદ્યાન.

### (પુનમ ચાંદનીની રાહ)

ગુણીયલ બ્હેની ! ચાલો જઈએ જગઉદ્યાનમાં રે,
લ્હાવો મળશે ચિતને, શાંતિ સુખ અનૂપ,
વિધવિધ જાતી પુષ્પો, ઈશ કૃતિના ન્યાળ શું રે.
જગવાડી ખીલી રહી, વિધવિધ રંગ ભરેલ,
વૃક્ષ, પુષ્પ, ફળ શોભતાં, સગુણ સુગંધની રેલ.
સ્નેહે લેશું બ્હેનો ! શુદ્ધ પરાગ સુહાસ્યથી રે,
કરશું ઉર આનંદે, પ્રભુ મહિમાનાં ગાન. ગુણીયલ૦ ૧
વિચાર વાડી ખેડીને, જઈશું આપણુ બ્હેન,
નીતિ બીજને રોપીશું, કરશું પછીથી ચેન.
(વળી) અંકુર પ્રેમતણાં ઉગશે, બ્હેની તે ન્યાળશું રે,
ઉર ઉમંગતણું સીંચીને નિર્મળ નીર. ગુણીયલ૦ ૨
ધૃતિ, રતિને ઉર રાખતાં જોશું ફળની વાટ,
યત્ને શૂરાં રહી સદા, વિલાવશું જ ઉચાટ.
જોઈશું સ્નેહે બ્હેની, વળી વળી જગમાં સૌ ફરી રે,
કેવી વૃદ્ધિ થઈ છે આપણુ અંકુર માંહ્ય. ગુણીયલ૦ ૩
પ્રેમાંકુર ફૂટયાં સખી ! નીતિ પત્રો સોય,
શાંતિ છાયા ત્યાં વળી, આનંદ કરતી તોય.
પતિ ભક્તિની કલિકા, નાજુક આ શોભી રહી રે,
ખીલ્યું પ્રેમ કુસુમ હૃદયે, ઉગતાં સુખ સૂર્ય. ગુણીયલ૦ ૪
પ્રેમ કુસુમને ચુંટીને લેશું હર્ષે હાથ,
સૌનો શુદ્ધ પરાગથી, કરશું જગમાં સાથ.
પ્રેમી ફૂલ તણી પાંખડીઓ વેરી સૃષ્ટિમાં રે,
હર્ષે પતિસહ જઈશું પ્રભુ પૂજનને કાજ. ગુણીયલ૦ ૫

# સૌ. મનોરમા.

## ૧૨૦—મોતન માળા.

### (સૌ૦ મનોરમા.)

### હરિગીત.

ઓ આર્ય બ્હેનો ઉર થકી, કુસંપ કલેશો પરહરો,
મદ, ક્રોધને આળસ ગણો સહુ દુર્ગુણો દુખનો ઝરો;
વાણી અસત્યજ ત્યાગીને પતિભક્તિમાં લીન થઈ રહો,
સખી! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૧
દ્રષ્ટાંત રૂપ જીવન જુવો, અત્રિ રૂષિનાં પત્નિનું,
મૂકાવીયું અભિમાન બ્રહ્મા–વિષ્ણુ–ને શિવજી તણું;
શુભ નામ અનસૂયાનું નિત્ય નિરંતરે સ્મરતાં રહો,
સખી! સદ્દગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૨
શુભ જનકતનયા પ્રીતથી પતિ સંગ વનમાં જઈ વશી,
દારૂણ દુઃખ અરણ્યનાં, તે ધૈર્યથી ધારી રહી;
શ્રી રામ મુખથી નામ જપતાં, અસુરભય કીધો પરો,
સખી! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૩
રાણી સતી દમયંતી, જેની કીર્તિ જગમાં ઝળહળે,
તજી એકલી નિર્જન વને, નળરાય ચાલ્યો કુળીબળે;
વળી હાર કેરૂં આળ આવ્યું સત્ય સંગી પ્રભુ થયો,
સખી! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૪
સતી સાધવી જે દ્રૌપદિ, દુર્યોધને દુઃખી કરી,
ભર સભા માંહે ચીર તાણ્યાં, દુષ્ટ નવ લાજ્યો જરી;
પતિભક્તિમાં એ લીન સતીને સ્હાય શ્રી નરહરિ થયો,
સખી! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૫

વિખ્યાત સતી સાવિત્રી રાણી સત્યવાનની જે હતી,
વૈભવ પિતા ઘરનો તજી, આજ્ઞા પતિની પાળતી;
વનમાં પતિ નિજ મૃત થતાં યમ પાસથીય મૂકાવીયો,
સખી ! સદ્દગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૬
શાન્તિ, ક્ષમા ને સત્યતા, વિનય, વિવેક ન વિસરો.
પતિ સાથે સર્વ કુટુમ્બને આનંદથી રંજન કરો;
નિજ ધર્મ ઉર ધારી રહી, પ્રભુભક્તિ માંહી દૃઢ બનો,
સખી ! સદ્દગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૭
સુખરૂપ શુભ જીવન કરી, પ્રિયનાથને સુખી કરી,
સ્ત્રી જાતિનું કલ્યાણ કરી આશીષ લેજો દેશની;
દ્રષ્ટાંત રૂપ જીવન કરીને, અમર કીર્તિ મેળવો,
સખી સદ્દગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૮

---

# અજ્ઞાત.

## ૧૨૧—સ્ત્રી-સુબોધ.

**(કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે—એ રાગ)**

મહિલા ! મહિતળ મહિમા સદ્દવર્તનથી વધારજે રે,
ખ્યાતિ પ્રસારજે રે. મહિલા૦
વિશ્વ સકળનો તું છે પાયો, જન્મ થતાં જે જીવન છાયો,
સ્નેહયુક્ત શિક્ષણથી હૃદય ખિલાવજે રે, દુર્ગુણ દાબજે રે. મહિલા૦
કેળવણી-કુંચી કર લઈને હૃદય દ્વાર ઉઘાડી દઈને,
પુનિત પ્રેમથી આત્મપોત પ્રકાશજે રે, સ્નેહ વધારજે રે. મહિલા૦

નિજ સંતતિ સંભાળી ભારી, લાડ થકી શિક્ષા દેનારી;
સ્પર્શમણિ થઈ બાળકમન દીપાવજે રે, સદ્ગુણ આપજે રે. મહિલા૦
બાળક રોપા રૂપ ગણીને, કેળવણી-વારિ સીંચીને,
દાતા શૂર કે ભક્ત, બાળ ખિલાવજે રે, શૂરત્વ વધારજે રે. મહિલા૦
કાળ બધો હુન્નરમાં વાળી, ભરત શીવણ પ્રતિ નિત્યે ગાળી,
સુંદર કાર્યે ચપળા વૃત્તિ ચલાવજે રે, મન હર્ષાવજે રે. મહિલા૦
કાર્ય કરંતાં દાસી થઈને મંત્રી સમ સુવિચારો દઈને,
ધર્મ કાર્યમાં ધૈર્ય સદા મન ધારજે રે, દુઃખ વિદારજે રે. મહિલા૦
તુજ શિક્ષણથી દેશ સુધરશે, બાળક રત્નસ્વરૂપ નીવડશે,
દેશોન્નતિનો મજબૂત પાયો નાખજે રે, ભાવિ સુધારજે રે. મહિલા૦

ગીતમાળા.

## ૧૨૨—રસ બાળકનું નિદ્રાગીત.

(તોટક)

ઉંઘી જા, ઉંઘી જા રસબાલક ! તું, ઉંઘી જા રજનીભર, ઓ પ્રિય ! તું;
હસતાં કૂદતાં, રમતાં રમતાં, ઉંઘી જા સુણતાં ગીતડાં મીઠડાં !
ઉંઘી જા પ્રભુના પ્રિય બાલક તું, રખવાળું તને જગપાલકનું !
સુખડાં મધુરાં સહુ પામીશ તું, દુખડાં દીનનાં પ્રિય વામીશ તું !
વીતશે દિવસો ત્યમ વાધીશ તું,—નકી પામીશ આત્મિક ઉન્નતિ તું!
ભુલી ભાન બધું કડવા જગતું,—કર સેવન દિવ્ય તું શાંતિ તણું !
સઘળો દિન આ રમતાં રમતાં, ઘરમાં વળી દોડી બહાર જતાં;
બહુ થાકી વિરામ હવે ગ્રહવા—ઉંઘી જા, સુપ્રભાત વિષે ઊઠવા.
ઉંઘી જા, ઉંઘી જા રસ બાલકડા !—મધુરૂં મધુરૂં હસતાં, રમતાં !
ઉંઘી જા, સુખી થા શયને મૃદુ આ—સુપ્રભાત વિષે ફરીથી ઉઠવા.
હસવા, રમવા, કૂદવા, ફરવા, વધતો ઉર હર્ષ નવો ધરવા;
નવજીવન નિત્ય ઉઠી ગ્રહવા—ઉંઘી જા, ઉંઘી જા, રસ બાલકડા !

સુંદરી સુબોધ.

---

# લગ્નપ્રસંગના ગીત અને લગ્નવિધિ

## ૧૨૩—મંગલ ગીત.

આજે હર્ષ વધ્યો ઉર ભારી, દિન મંગલ આનંદકારી.
વાજીંત્ર મનોહર વાગે, સુણતાં પ્રિય કર્ણને લાગે,
ધામધૂમ મચી રહી ભારી—દિન મંગલ આનંદકારી. ૧
મળ્યાં સગાં સંબંધી થોક, જોવા અન્ય મળ્યા કંઈ લોક,
સદ્‌ગૃહસ્થો અને સન્નારી—દિન મંગલ આનંકારી. ૨
સજી વસ્ત્રાભૂષણ અંગે, ફરે માનુની પુર ઉમંગે,
નિજ બાળને ખુબ શણગારી—દિન મંગલ આનંદકારી. ૩
વનિતા વિનોદમાં ચોપાસ, ફરતી ધરતી મન ઉલ્લાસ,
મધુર કંઠે ગીત ગાનારી—દિન મંગલ આનંદકારી. ૪
કન્યા કોમળ કાન્તિવાળી, સુશીલા વળી નમ્ર રૂપાળી,
લગ્ન માટે આતુર એ કુમારી—દિન મંગલ આનંદકારી. ૫
વર સુશીલ વિદ્યાવિલાસી રહ્યા સદ્‌ગુણ જેમાં પ્રકાશી,
લે છે કન્યાનો કર તે સ્વીકારી—દિન મંગલ આનંદકારી. ૬
કંકુ અક્ષત શ્રીફળ પાન, પ્રીતે પૂજવા શ્રી ભગવાન,
પ્રથમ ગૌરી પુત્ર સંભારી—દિન મંગલ આનંદકારી. ૭
નેત્ર મંડપ રચના ઠારે, વિપ્ર વેદ વચન ઉચ્ચારે,
વિવાહ કર્મ વદે લલકારી,—દિન મંગલ આનંદકારી. ૮
બ્રહ્મા મુરારી ને મહેશ, દેવ ઇન્દ્રાદિક ને ગણેશ,
વર કન્યાને આશિષ તમારી—દિન મંગલ આનંદકારી. ૯
શિવા સાવિત્રિ લક્ષ્મી ત્રણે, આવો વરકન્યા અહીં પરણે.
કૃપાદ્રષ્ટિ રાખોની પ્રસારી—દિન મંગલ આનંદકારી. ૧૦

જગદંબા આદિક દેવી, સતી સીતા અનસૂયા જેવી,
અપો સૌભાગ્ય આશિષ પધારી—દિન મંગલ આનંદકારી. ૧૧
થયાં આજથી બન્ને એક, પતિપત્નીનો રાખી વિવેક,
લીધી સાથે પ્રતિજ્ઞા સારી—દિન મંગલ આનંદકારી. ૧૨
વધો દમ્પતીમાં બહુ પ્રેમ, ઈશ રાખો કુશળ ક્ષેમ,
થઓ સફળ કામો સંસારી—દિન મંગલ આનંદકારી. ૧૩
એ જોડું અખ્યાતું રહેજો, સુખ શાન્તિ પ્રભુજી દેજો,
ઈશ પ્રાર્થના એ છે હમારી—દિન મંગલ આનંદકારી. ૧૪

(ઉમેદરામ. જ. સ્માર્ત.)

---

## ૧૨૪–રૂક્મિણી વિવાહ.

ધોળ.

કુંદનપુર વિવા રચ્યો, સુણી ભૂપતિ ભીમકરાય;
કન્યા તે દેવા શ્રીકૃષ્ણને, આનંદ ઉર ન સમાય.
રૂકમૈએ તે જાણીયું, ઉર વ્યાપો અતિશે કાળ;
કન્યા ન આપુ શ્રીકૃષ્ણને, એ છે ગાય તણોરે ગોવાળ.
રૂકમૈઆનું મન મેલું ને, તેડાવ્યો શિશુપાળ;
રૂકિમણી તે ખબર જાણી, ને અંતર ઉઠી ઝાળ.
દૂર ઘણી દ્વારામતી, રહ્યો લગન વચ્ચે દિન એક;
અંતરજામી આવજો, રાખજો મારી ટેક.
એવું તે કહીને કુંવરી, કરી કાગળ લખવા આશ;
મુક્તાનંદ કહે માનની, થઈ જગ્ત થકીરે ઉદાસ.

ઢાળ ૨.

મ્હારી સાર લેજો અવિનાશીરે, જાણી જનમોજનમની દાસીરે;
વાંચી કાગળ વહેલેરા આવોરે, મારા તનના તેં તાપ બુઝાવોરે;
દિન એક લગન વચ્ચે જાણીરે, વહેલા આવજો સારંગપાણીરે;
મેં તો તમ અરથે તન કરીઉંરે, મેં તો તમ ચરણે ચિત્ત ધરીઉંરે;
જોતાં નાથ નહિ આવો વહેલારે, તજું પ્રાણ લગન થકી પહેલાંરે;
કહે મુક્તાનંદ મુરારીરે, વહાલા રાખજો ટેક અમારીરે.

ઢાળ ૩.

લઈને કાગળ વિપ્ર સિધાવ્યોરે, હરિની કરૂણાથી દ્વારિકાં આવ્યોરે;
દેખી દ્વારિકાં મહા સુખધામરે, જેના રાજા છે સુંદરશ્યામરે;
વહાલે વિપ્રને આવતા જાણીરે, ઉઠયા સનમુખ સારંગપાણીરે;
પૂછી ક્ષેમ ને કાગળ લીધોરે, વાંચી પત્ર હૈયે દઢ કીધોરે;
પૂજ્યા વિપ્રને દઈ ઘણું માનરે, જાવા ત્યાર થયા ભગવાનરે;
સાથે વિપ્રને રથમાં બેસારીરે, ચાલ્યા કુંદનપુર શ્રીમોરારીરે;
એવા ભક્તવત્સલ ગિરિધારીરે, જાય મુક્તાનંદ બલિહારીરે;

ઢાળ ૪.

માનની મનમાં ચિંતવે, કેમ નાવ્યા સુંદરશ્યામ;
વાર થઈ કેમ વિપ્રને, નવ સર્યું મારૂં કામ.
જો નહિ આવે જદુપતિ તો, તજીશ મારા પ્રાણ,
એવામાં દ્વિજ આવીઓ, જેમ આવે રામનું બાણ.
વિપ્ર વદન જોઈ વીનતા, મન આનંદ વાધ્યો અપાર,
પ્રાણજીવન પધારીઆ, જગજીવન જગદાધાર.

કુંદનપુર હરિ આવીઆ, સુણી ભૂપતિ ભીમકરાય,
સામા જઈ સનમાન કીધું, આનંદ ઉર ન સમાય.
ત્રીકમ તોરણ આવીયા, વરત્યો તે જેજેકાર,
મુક્તાનંદ કહે માનનીના, પુન્ય તણો નહિ પાર.

ઢાળ ૫.

દેવી પૂજાનો મસ લઈ પ્યારીરે, ચાલી નીરખવા કુંજવિહારીરે;
સાથે લીધો પૂજાનો સામાનરે, નેણે નીરખવા શ્રીભગવાનરે;
હરિના ભકત અનાદિના માનીરે, ભાવે પૂજીઆ ભવને ભવાનીરે;
વળતાં રૂપ પ્રકાશ્યું બાળીરે, પ્રેમે પામવા શ્રીવનમાળીરે;
સંગે અસુર હતા રખવાળરે, દેખી રૂપ પડયા તતકાળરે;
વેગે આવીઆ અંતરજામીરે, મળ્યા મુક્તાનંદના સ્વામીરે.

ઢાળ ૬.

કર સાહીને રથપર લીધાં, મનવાંછિત કારજ સીધ્યાં.
કન્યા હરણ કરી હરિ વળીઆ, સેન્યા સોતા ત્યાં બળભદ્ર મળીઆ.
વાંસે રૂકમૈઓ ચડયો શિશુપાળ, લેશે કેમ કરી કન્યા ગોવાળ,
બાંધી દ્વારિકાં માંહીથી લાવું, નહિ તો પુરમાં તે પાછો ન આવું.
જઈને જદુપતિ સંગ જુદ્ધ કરીઓ, વહાલે સરવે તણો મદ હરીઓ.
મૈઆની વાઢી છે દાઢી, કાપી કેશ ને મૂકયો છે કાઢી.
રૂખીજીનો શોક નિવારી, મુકતાનંદ કે પધાર્યા મોરારી.

ઢાળ ૭.

ધવપુરનો માંડવો, આવે જાદવ કુળની જાન,
પરણે તે રાણી રૂકિમણી, વરવાંછિત શ્રીભગવાન.

જાદવ જાનૈઆ થયા, વળી માંડવીઆ પણ સોય,
વિધિ સહિત વિવા રચ્યો, કસર ન રાખી કોય.
માણુકથંભ મંડપ રચ્યો, મધ્ય ચોરી બાંધી સાર;
મોહન આવ્યા માયરે, કોટી ભુવનના કરતાર.
માથે તે મુગટ જડાવનો, કાને કુંડળ મકરાકાર,
બાંએ બાજુબંધ બેરખા, કોટે કૌસ્તુભ મણીનો હાર.
શોભે ઘણા શણુગારમાં, પીતાંબર અતી ઉદાર,
હેમ કડાં બેઉ હાથમાં, પાયે ઝાંઝરનો ઝમકાર.
વહાલાનું વદન સોહામણું, જાણે ઉગ્યો પુનમચંદ,
મુકતાનંદ કહે મોહનવરને, જોઈ થયો આનંદ.

ઢાળ ૮.

વળતી લાડડીને શણુગારીરે, પીઠી ચોળીને પાટે બેસારીરે.
નીલી સાડી ધરી તન સારીરે, જેણે રીઝે તે શ્રીગીરધારીરે.
સોળે શણુગાર અંગોઅંગ ધારીરે, ચાલી ભેટવા દેવમોરારીરે.
સંગે માનની મંગળ ગાયરે, તેની શોભા વર્ણવી ન જાયરે.
એવી રીતે મંડપ મધ્ય આવ્યારે, તેડી પીયુજી પાસે પધરાવ્યારે.
કર સાહ્યો સચરાચર સ્વામીરે, નારી માયરે મહા સુખ પામીરે.
શોભે માયરે મહા સુખકારીરે, જાય મુકતાનંદ બલિહારીરે.

ઢાળ ૯.

વરકન્યાની જોડ બિરાજે, જોતાં કોટી કામ છબી લાજે.
વાજે દેવનાં વાજાં અપાર, પરણે અખિલ ભુવનના આધાર.
બ્રહ્મા ઓચરે વેદ વચન, જયજયકાર થયો ત્રિભુવન.
ચારે ફેરા હરી સંગ ફરીઆ, નારી જગના જીવનજીને વરીઆ.

શોભે અખંડ અલૌકિક જોડ, માથે બતરીસ ભમરીનો મોડ.
લાડો લાડી જમે છે કંસાર, જેનો નિગમ ન પામે પાર.
મુકતાનંદ કહે મહાસુખકારી, એવાં ચરિત્ર કરે ગિરધારી.

ઢાળ ૧૦

કંસાર જમતા કામની, બોલે વિધવિધ વચન રસાળ;
શ્યામસુંદર તે સાંભળે, હસતા તે દીન દયાળ.
બંદીજન જયજય કરે, ગાય ગાંધર્વ મધુરાં ગાન;
અનંત નાચે અપસરા, સુર આવ્યા ચડી વિમાન.
બ્રહ્માદિક સુર પુષ્પની, વૃષ્ટિ કરે તે વારંવાર;
ઢોલ નગારાં ગડગડે, વાજીંત્રનો નહિ પાર.
ચારે મંગળ વરતીઆં, વર કન્યાની ભલી બની જોડ;
રૂકિમણીને લઈ આવીયા, દ્વારિકાં શ્રીરણછોડ.
દીન જાણી ને દયા આણી, પુરી મનની આશ;
મુકતાનંદ કહે ચરણ સેવા, દઈને રાખ્યા પાસ.

ઢાળ ૧૧.

શ્રીકૃષ્ણ પરણ્યા રૂકિમણીને, આવ્યા તે નગર મોઝાર;
જેણે એ વિવા નીરખીઓ, તેના પુન્ય તણો નહિ પાર.
પ્રેમે શું માતાએ પોંખીઆ, જગજીવન જગ આધાર;
લઈ ઉમંગે શ્યામના, વારણાં તે વારંવાર.
પુરવાસી સૌ પ્રેમશું, નીરખતાં નટવર નાથ;
જનમ સુફળ કરી જાણીઓ, મહા સુખી થયો સરવે સાથ.
રૂકિમણીએ જે ધારીયું, તે સાચું કીધું શ્યામ;
ભકતજનના લાડ પાળો, એવા છે કરૂણાના ધામ.

અધમજન ઓધારવા, થયા મનુષ્ય રૂપે મહારાજ;
પાવન જશ વિસ્તારીઓ, સુણતાં તે સીજે કાજ.
નરનારી જે રૂકિમણીનો, વિવા શીખે ને ગાય;
તેને તે રીઝે શ્રીહરી, સરવે પાતક પ્રલે થાય.
શેષજી પાર ન પામીઆ, કહેતાં તે હરિ જશ સાર;
તોય તેના ગુણ ગાવવા, જાણીને અધમ ઓધાર.
મુકતાનંદ કહે મહા પ્રભુની, અચળ જુગજુગ જોડ;
શ્રોતાજન જે સાંભળો, તે ઓ઼ડો શ્રીરણછોડ.

(મુકતાનંદ.)

---

## ૧૨૫—રાધિકાનું સ્વપ્નું.

### ગીત.

માતાજીરે આજ આનંદ મારે અંગેરે, શ્રીકૃષ્ણ પરણ્યા
મારી સંગેરે; આજ. ટેક.
માતાજીરે આજ સપન એવું દીઠુંરે, અમૃતથી લાગે મુજને
મીઠુંરે; આજ.
માતાજીરે જાણે વૃષભાન મુજ તાતેરે, બ્રાહ્મણ મોકલ્યો
પરભાતેરે; આજ.
માતાજીરે તમે જાણે નંદ ઘેર વીવા કીધોરે, મેં જાણે હરિવર
માગી લીધોરે; આજ.
માતાજીરે રૂપવંતો ગુણવંતો હું નરખુંરે, હેડામાં એને જોઈ
હરખુંરે; આજ.

આતાજીરે તમે જાણે જમાઈ તેડયો જમવારે, હું દેખી
લજવાણી ગઈ રમવારે; આજ.
આતાજીરે તમે જાણે લગન મારાં લીધાંરે, સગાં સંબંધી ભેળાં
કીધાંરે; આજ.
આતાજીરે બારણીએ તોરણ બંધાયરે, માનની મંગળ ગાયરે;
આતાજીરે સગાં સંબંધી મળી આવ્યાંરે, લાડકા–લાડુ સરવે
લાવ્યાંરે; આજ.
આતાજીરે જાણે નટવર ચડીઆ વરઘોડેરે, આવીને ઉભા તારે
ટોડેરે; આજ.
આતાજીરે તમે પોંખી પધરાવ્યા પ્રીતેરે, માંડવો શોભ્યો રૂડી
રીતેરે; આજ.
આતાજીરે મને જાણે હરિ સંગે પધરાવીરે, મેં જાણ્યું માયરામાં
હું આવીરે; આજ.
આતાજીરે કંથે કંસાર જમાડયો રીતેરે, મેં પણ પ્રભુને
જમાડયા પ્રીતે રે; આજ.
આતાજીરે વૃષભાનજી મુજ તાતેરે પેરામણી આપી ભલી
ભાતેરે; આજ.
આતાજીરે તમે જાણે કુલની રીત કરાવીરે, મુજને સાસરીએ
વળાવીરે; આજ.
આતાજીરે જશોદા સાસુને પાયે લાગીરે, એટલે હું ઝબકીને
જાગીરે; આજ.
લાડકડીરે તારૂં સપન જે કોઈ ગાશેરે, દયાનો સ્વામી પરસન
થાશેરે; આજ.

(દયારામ)

---

## ૧૨૬—સીતા પ્રતિ જનકનો બોધ.

ધોળ.

પરણી સીતા સધાવતાં સાસરે.
આવ્યા જનકરાજા તણી પાસ, રાખી મન આશ,
લેવા આશીષ વેણરે.
ત્યારે જોતાં સીતામુખચંદ્રને,
પ્રેમે બાપથી ગગળી જવાય, મુખે ન બોલાય,
મંગળ કરો બહેનરે.
કરજો સ્વામીની સેવા ઉમંગથી,
કોઈ વાતે ન દૂભવો મંન, રાખી રહો પ્રસન્ન. મંગળ.
કોદી જગના જંજાળને કારણે,
કોપે ઘરમાં આવી ભલા રામ, પીજો ક્ષમાજામ. મંગળ.
સાસુસરાનાં માન તો રાખજો,
જાણી માતપિતા સમ તેહ, કરો ઝટ જે કેહ. મંગળ.
વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની,
કરી રાખો રાજી બહુ નિત્ય, ભલું છે ખચિત. મંગળ.
જેઠ જેઠાણી દીયર દેરાણીને,
વળી નણંદ ભાંડુ સમ જાણો, તેમાં પ્રેમ આણો. મંગળ.
ઘરના દાસ દાસી જન સર્વને,
રાજી રાખતાં કરવજો કામ, શોભી રહેશે ધામ. મંગળ.
આવે પરવાર જો ઘરકામથી,
કરજો રામને થાતી સહાય, દંપત બહુ સોહાય. મંગળ.
નિજ અભ્યાસ જારીજ રાખજો,
એ છે સ્વચ્છ સુખોનું નિધાન, બીજું ન સમાન. મંગળ.

ઘણા દુઃખો આવી પડે જો કદી,
દિલ ડાબી રાખો રૂડી ધીર, મટી જાશે ભીડ. મંગળ.
તમે કહેશો શેની બીક સાચને,
પણ સાચને શત્રુ ઘણાક, તમે વળી રાંક. મંગળ.
કરજો લાજ વધે બન્ને કૂળની,
અભિમાન ધરો નહિ ઉર, છે નમ્રતા નૂર. મંગળ.
સ્વામી કહે ત્યારે અહિંઆં આવજો,
બાકી રહેજો સદા સ્વામીસંગ, એમાં શુભ રંગ. મંગળ.
દેજો પત્રથી દર્શન બાપને,
રહતાં રહો બહેન હવે નહિ ઢીલ, ભરાયું મુજ દિલ. મંગળ.

(નર્મદાશંકર)

---

## ૧૨૭—ગુણીયલ ગજરો.

(મોહનજીએ મોકલ્યું રે મોસાળું—એ રાગ)

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશું મજરો. માલણ૦
તારા ગજરાનું આપીશું મૂલ,
માંહી ગુંથજે ગુલાબનું ફૂલ;
જે તું કહીશ તે કરશું કબુલ. માલણ૦
જેવી તારી હોય ચતુરાઈ,
તેવી કરજે તેની સરસાઈ;
કાંઈ બાકી ન રાખીશ બાઈ. માલણ૦

એવી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં;
મોહ પામે મુનિવર તેમાં. માલણ૦
વર લાડકડાને રે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે;
જેવો છત્રપતિને છાજે. માલણ૦
એમાં જુગ્તિ જોવાજોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી;
રીઝે રાજા અને વળી રાણી. માલણ૦
તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મહોર હજાર. માલણ૦
કવિતાની કિંમત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે;
દાખે દલપત બીજા શું જાણે. માલણ૦

(દલપતરામ)

## ૧૨૮—સપ્તપદીનું ગીત.

(ભમરા પહેલો વધાવો મારે આવીઓ, એ રાગ)

સજની સપ્તપદીનો સાર સાંભળો,
જેમાં વર કન્યા આપે લે વચનરે;
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.
કર પકડી કન્યાનો ફરતાં ફેરલાં,
પહેલે પગલે વરરાજા કે'છે આમ રે,
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.

કરવા ધર્માર્થ કામ મોક્ષ સાધવા,
મારી સાથે જોડાઓ જુવતી આજરે;
સુહાગણ સજની, સપ્તપદીનો સાર સાંભળો.
વરને અનુસરતી કન્યા વળતી ઉચ્ચરે,
ભર્ત્તા ભોગાયતન આ તમને ભેટરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.
છબીલા છાયાની પેરે હું આપની
પગલે તમતણે પગલાં ભરીશરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.
મને મન ને તને તન તમતણે,
પ્રાણે પ્રાણ જોડાઉં પ્રાણાધારરે,
સુંદરવર સાક્ષી, સૂર્ય અગ્નિ ને સાજન આ બધું.
(કાવ્ય પીયૂષ)

---

## ૧૨૯–સપ્તપદીમાં કન્યાની પ્રતિજ્ઞાઓ.

( પુનમ ચાંદની ખીલી ઇ૦—એ રાગ. )

સુખદુઃખ સર્વેમાં આજ થકી સમભાગિની રે.
જ્યાં જે સ્થિતિ મહીં રહે વા'લા મારા પ્રાણ,
ત્યાં તે સ્થિતિ મહીં હું સદા રહીશ આનંદથી રે;
તો તો સચવાયે મુજ શીયળ અને સૌભાગ્ય,
એ મેં કરી પ્રતિજ્ઞા, પહેલે પગલે લગ્નમાં રે.
(સાખી) બાલકથી વૃદ્ધો સહુ ઉપર રાખી પ્રેમ,
ભલું કરી કુટુંબનું પોષું સહુને તેમ.

ઘરમાં શું છે શું નહિં તે સર્વે સંભાળીને રે;
કરતાં યોગ્ય ખર્ચ, રાખીશ તેનો હિસાબ,
એ મેં કરી પ્રતિજ્ઞા બીજે પગલે લગ્નમાં રે.

(સાખી) સ્વામિભકિત હું કરૂં પ્રભુભકિતથી વિશેષ;
સત્ય મીઠી વાણી થકી રીઝવું પતિ હંમેશ.

સબળ કારણ વિણુ પતિ સન્મુખ ઉદાસ થવું નહીંરે;
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય,
એ મેં કરી પ્રતિજ્ઞા ત્રીજે પગલે લગ્નમાં રે.

(સાખી) પતિને કંઇ દુઃખ આવતાં, પહેલું મુજને થાય,
મારા સુખનાં સ્વાર્પણે પતિનું સુખ સચવાય.

પતિને પ્રભુ માનીને તેની આજ્ઞા પાળવી રે,
અનુસરી આચારે આ પાળીશ સેવકધર્મ,
એ મેં કરી પ્રતિજ્ઞા ચોથે પગલે લગ્નમાં રે.

(સાખી આવીશ સ્રીના ધર્મમાં, શાસ્ત્ર અનુજ્ઞાસાર;
સેવીશ શુદ્ધ ભાવે તદા ધર્મ કરી સ્વીકાર.

પતિ વિણુ અન્યજનો નિજ પુત્રો ભાઈ બાપ છે રે;
કદીએ દૃષ્ટિ નહિ તેઓ સાથે જોડીશ,
એકાંતે નવ હસી રમી બોલીને શીખ સાચવું રે;
સીતા અનસૂયા જેવીને અનુસરીશ;
એ મેં કરી પતિજ્ઞા પંચમ પગલે લગ્નમાં રે.

(સાખી) આ સહુમાં સાક્ષી પ્રભુ, તેથી બી'ને છેક,
શબ્દે શબ્દ પળીશ હું પાળી ધર્મની ટેક.

અમ લગ્ન પહેલાં પણુ બન્નેની પ્રીતિ હતીરે;
તેવી લગ્ન પછી પણુ રહે નિરંતર ક્ષેમ,
એ મેં કરી પ્રતિજ્ઞા છટ્ટે પગલે લગ્નમાં રે.

(સાખી) હોમ યજ્ઞ કર્તવ્યમાં સદા રહીશ હું સાથ,
કર્તવ્યોત્તમ સેવના–તેજ યજ્ઞ મુજ નાથ.
સમજી એ સહુ ધર્મ સદા પાળીશ ઉમંગમાં રે;
જપ તપ વ્રત પણ આજ્ઞા વિણુ નવ મુજથી થાય,
એ મેં કરી પ્રતિજ્ઞા છેલ્લે પગલે ચાલવારે.

(નૂતનશ્રી)

---

## ૧૩૦—હો ! શાણી.

મોહનાં નયણાં ને મંજુલ વાણી, સાસરીએ જઈ ધરજે હો! શાણી;
વા'લેરાં વા'લેરાં વચનોની લ્હાણી, સાસરીએ જઈ કરજે હો! શાણી.
સ્નેહનું મંદિર ને શાંતિની શાળા, ગૃહને બનાવી રહેજે હો! બાળા;
સ્વામીની સેવાના પાઠો રસાળા, ધ્યાન ધરીને પઢજે હો! બાળા.
કુટુંબ પ્રેમી ને સંસારે રહેમી, સ્નેહી સુધાસમ બનજે હો! બે'ની;
જીવન જ્યોતિ ને સત્યની ધુની, વિનય વિચારે જગાવે હો! બે'ની.
સ્વામી સંતોષ ને સ્નેહ પ્રમાણી, સેવિકા ધર્મને ધરજે હો ! શાણી;
સહન શકિત ને ધૈર્ય પિછાણી, જગમાં વિચરજે સદાયે હો ! શાણી.

(ગોકળદાસ.)

---

## ૧૩૧–સાસરે જતી કન્યા પ્રત્યે સખીઓના ઉદ્દગાર.

આજ પ્યારી સખી સાસરે જા....એ; (૨)
હર્ષ અંગ બ્હેન વધ્યો છે ભારી, (૨)

તુજથી વિછુટા, કયમ પડી છૂટાં,
અમથી રહેવાયે ?—આજ પ્યારી સખી સાસરે જાએ. ૧
પ્રીત તારી બહેન અમને સતાવે, (૨)
ઝુરી ઝુરી મંન, વિના પ્યારી તંન
અતિશે મુઝાએ;—આજ પ્યારી સખી સાસરે જાએ. ૨
પાઠવજે પ્રેમે પત્રિકા જઈને, (૨)
પતિ સંગ રંગનો રાખી ઉમંગ,
રખે ભુલી જાએ ?—આજ પ્યારી સખી સાસરે જાએ. ૩
પ્રેમ થકી માગીએ પ્રભુ પાસે, (૨)
સૌ સુખકારી, પતિની એ પ્યારીને
આપો સહાયે—આજ પ્યારી સખી સાસરે જાએ. ૪

(ઉ. જ. સ્માર્ત)

## ૧૩૨—કન્યાનો પ્રત્યુત્તર.

પ્રેમરે તમારો બેન ! કદી નહિ ભુલાય, (૨)
કદી નહિ ભુલાય છોડી જાતાં જીવ જાય. પ્રેમરે૦
ટોળાં વિખુટી મૃગલી પેઠે સૈયર મુજને થાય,
વિયોગ થાતાં પ્યારી સખી તમ, આરે હૃદય ચીરાય. પ્રેમરે૦
ફૂલો વીણતાં સૈયર સાથે, ફરતાં વાડીની માંય,
કરતાં હાસ્યવિનોદ કેવો બેન, એ દિન નહિ વિસરાય. પ્રેમરે૦
ઈચ્છું આરોગ્યતા તમ સરવેની પ્રભુ પાસે હું સહાય,
પત્ર લખીશ લખજો તમે પ્યારી! થાઉં છું બેન વિદાય. પ્રેમરે૦

(ઉ. જ. સ્માર્ત)

## ૧૩૩—કન્યાને સ્નેહીઓની શિખામણ.

(કવ્વાલી.)

સીધાવો સાસરે શાણી, અમોલી આ સુણી વાણી;
નીતિનો મર્મ એ જાણી—સીધાવો સાસરે શાણી.
શ્વશુર ગૃહ સુખનો આરો, સરળ એ પંથ છે સારો,
પીયરથી બ્હેન એ ન્યારો—સીધાવો સાસરે શાણી.
શ્વશુર સાસુ પિતા માતા, દિયર ને જેઠ તો ભ્રાતા,
નણંદ તો બ્હેન સુખદાતા—સીધાવો સાસરે શાણી.
શ્વશુર પક્ષે સુખે રહેવું, કટુ ના કોઈને કહેવું,
કહે જો કોઈ તો સ્હેવું—સીધાવો સાસરે શાણી.
સગાંશું વાદ નવ કરવો, કુટુંબમાં કલેશ પરહરવો,
વિનયને મોખરે ધરવો—સીધાવો સાસરે શાણી.
ન ઘરની વાત તો કરવી, ન પરની કાન સંઘરવી,
ક્ષમાની ઢાલ તો ધરવી—સીધાવો સાસરે શાણી.
સુખે શેઠાણી નો થઈએ, દુઃખે દાસી બની જઈએ,
સમય આધીન થઈ રહીએ—સીધાવો સાસરે શાણી.
સતીને અન્ય નહિ દેવા, સતીને અન્ય નહિ સેવા,
સતીને તો પતિ દેવા—સીધાવો સાસરે શાણી.
પતિના નામની માળા. સદા જપજે ગુણી બાળા,
ઉભય કુળ થાશે ઉજાળાં—સીધાવો સાસરે શાણી.
પતિની પ્રેમ દૃષ્ટિમાં, પતિની ક્ષેમ વૃષ્ટિમાં,
પતિની સ્નેહ સૃષ્ટિમાં—સીધાવો સાસરે શાણી.
પતિના પ્રેમની સંગે, પતિના પ્રેમને રંગે,
પતિની સાથ ઉમંગે—સીધાવો સાસરે શાણી.

સુમન ઉપદેશના ભારી, ગુંથી માળા ઘણી સારી,
ઉમેદે કંઠમાં ધારી—સીધાવો સાસરે શાણી.
અહલ્યા દ્રૌપદી સીતા, પુનિત શ્રી રામની દારા,
સ્મરી મંદોદરી તારા—સીધાવો સાસરે શાણી.
અરજ ઉરે પ્રભુ ધરશે, વિઘન સૌ ઈશ તો હરશે,
ઉભયની સાહ્ય તે કરશે—સીધાવો સાસરે શાણી.

(ઉમેદરામ જ. સ્માર્ત.)

---

## ૧૩૪—વરવધૂને.

(કવાલી)

પધારો પ્રેમને પગલે નવલ જાયાપતી વ્હાલાં!
સુખદ સંસારવાડીમાં ખુશીથી ખેલવા માટે.
મધુર મકરંદભર મોંઘાં, સદા સુરભિ થકી સિંચ્યાં,
પ્રફુલ્લિત કૈંક પુષ્પોને વિનોદે વીણવા માટે.
અધુરાં એક બીજામાં રહેલાં તત્ત્વને પૂરી,
વપુની વ્યર્થતા ટાળી, સફળતા સાધવા માટે.
અસુ અસુમાં, હૃદય હૃદયે, જીવનમાં જીવ જોડીને,
અકળ અદ્વૈતની સિદ્ધિ પ્રણયથી પામવા માટે.
પધારો દિવ્ય પંખીડા! પરસ્પર ભેરવી પાંખો,
અતટ આકાશને અંકે ઉમંગે ઊડવા માટે.
પિતા, માતા, સ્વજન, બંધુ, મધુરી માતૃભૂમિનું,
વિબુધ ને વિશ્વવાસીનું, કરજ ચુકાવવા માટે.

અનેરી આશથી જોતાં ગુરૂજન આ પ્રણયઘેલાં,
નયન ને માનસો એનાં સુધાથી સિંચવા માટે.
ધરીને સ્નેહની નૌકા, હલેસાં હર્ષનાં હેતાં,
ગહન ભવસિંધુને તીરે પ્રયાસે પ્હોંચવા માટે.
દ્વિગુણ દૃષ્ટિ વડે દેખી, દ્વિગુણ શકિત ઉરે ધારી,
ગ્રહીને પુણ્યતમ પંથે ચરણથી ચાલવા માટે.
ઉભયને અંતરે વ્હેતા સુધાના સ્રોતને ઝીલી,
તરલ એના તરંગોથી જગતને રેલવા માટે.
સુધાથી ઝેરને જીતી, પ્રણયથી વેરને વાળી,
અમરની ઉચ્ચ અવનીને અહિં અવતારવા માટે.
સદન સામ્રાજ્ય શોભાવો રસીલાં રાજ ને રાણી !
પ્રતાપી પૂર્વજો કેરાં હૃદયને રંગવા માટે.

(દા૦ ખુ૦ બોટાદકર.)

## ૧૩૫—મોડ.

( કવ્વાલી )

સદન સામ્રાજ્યને પાટે રસીલા નાથની સાથે,
અભેદે બેસવા માટે ધરીલે મોડ આ માથે.
તજી કન્યાત્વ, ગૃહિણીનો નવો અધિકાર લેવાને,
પ્રભુ પ્રેમે પડાવેલો ધરી લે મોડ આ માથે.
અનુજ્ઞા આજથી દેતો સુભગ શૃંગાર સજવાને,
વિભૂષણ સર્વનો સ્વામી ધરી લે મોડ આ માથે.
અમર ને આપ્તજન કેરી અમૂલી આશીષોથી એ,
ભરેલા પાત્ર શો રાણી! ધરી લે મોડ આ માથે.

પ્રખર સંસારના તાપો રહી સંતુષ્ટ સ્હેવાને,
વિશાળા છત્ર શો શીળો ધરીલે મોડ આ માથે.
નવલ ગાર્હસ્થ્યનો ભારી ઉપાડી ભાર લેવાને,
ઈંઢાણી રૂપ આરંભે ધરી લે મોડ આ માથે.
સુરક્ષા પામી સર્વાંગે, કરી પ્રસ્થાન કૌમાર્યે,
ધરેલી ભેટ શો ભાવે ગ્રહી લે મોડ આ માથે.
સુધાથી સિંચતો, લેતો અધિક ઓવરણાં નિત્યે,
પ્રણયના હસ્ત શો મીઠો ધરી લે મોડ આ માથે.
પનોતી પ્રેમવલ્લીના ભરેલા મિષ્ટ મકરંદે,
અજબ આદિ કુસુમ જેવો ધરી લે મોડ આ માથે.
ગ્રહી કન્યાવ્રતે સિધ્ધિ, ગુરૂ ગીર્વાણુની સાખે,
વિજયની વૈજયન્તી શો ધરી લે મોડ આ માથે.

(દા૦ ખુ૦ બોટાદકર.)

---

## ૧૩૬—હર્ષ હિન્દોળે.

હર્ષહિન્દોળે ઝુલે, દમ્પતી હર્ષ હિન્દોળે ઝુલે
પ્રભુ ઝુલાવ્યાં ઝુલે, દમ્પતી હર્ષહિન્દોળે ઝુલે.
થનગન થનગન આનન્દમદમાં
મયુરમયુરી કુદે; દમ્પતી.
લગ્ન–જીવનનાં લલિત સુખોમાં
અન્ય સહુ કદી ભૂલે; દમ્પતી.
એ દમ્પતીનાં પાવન પગલે
પ્રકાશ પ્રસરે ગૃહે; દમ્પતી.

રસહીણા સૂકા સંસારે
સ્નેહ સુધારસ પૂરે; દમ્પતી.
કૈં કૈં કોમલ જીવન કલિકા
દમ્પતી સ્પર્શે ખુલે; દમ્પતી.
વિકસેલાં પણ કં કૈં કુસુમો
નવજીવનથી સ્ફુરે; દમ્પતી.
વિશ્વવાજીંત્રના ભવ્ય ગીતોમાં
નિજ સુર એ પણ પૂરે; દમ્પતી.
વિશ્વસેવાના દિવ્ય રાસમાં
પ્રેમલ બેલડી ઘુમે; દમ્પતી.

(સ્નેહાંકુર.)

---

## ૧૩૭—વરકન્યાને માટે પ્રભુ પ્રાર્થના.

અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
કરૂણા કૃપાળુ ઈશ કરો વધૂવર પર—અવસર આનંદકારી (૨)
અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
અલિકંજ વિષે રતિ જેમ,
વધો દમ્પતીમાં બહુ પ્રેમ,
ઈશ રાખો કુશળ ક્ષેમ,
હેજો વિધ્ન સકળ વિદારીરે, દિન ધવલ મંગલ શુભકારી,
અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
સુખ ને સંપત્તિ સારી, ભોગવો દમ્પતી ભારી, (૨)

દિનપરદિન સુખકારી (૨) અપો આશિષ વિભુ જયકારીરે.
દિન ધવલ મંગલ શુભકારી.
સુખમય સંસાર–કરો સરજન હાર–પ્રીત એક બેક ઉરમાં વધારી;
અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
રહો સદનમાં શાન્તિ નિવાસ,
સ્નેહ જ્યોતિનો શુદ્ધ પ્રકાશ,
પરિપૂર્ણ કરો પ્રભુ આશ,
કૃપા દ્રષ્ટિ રાખોની પ્રસારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
વરકન્યા પર વરસજો અમી સમી વૃષ્ટિ રસાળ,
અમન ચમનમાં રાખજો હે પ્રભુ દીનદયાળ.
અપો આશિષ વિભુ જયકારીરે, દિન ધવલ મંગલ શુભકારી.
(ઉમેદરામ જ. સ્માર્ત)

---

# ગદ્ય

## આર્ય વર્ણાશ્રમ ધર્મ નિરૂપણમાંથી.

### ૧૩૮—વિવાહ સંસ્કાર.

**વિવાહ આઠ પ્રકારના છે. ૧ બ્રાહ્મ, ૨ દેવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય, ૫ અસુર, ૬ ગાંધર્વ, ૭ રાક્ષસ, અને ૮ પૈશાચ.**

(૧) બ્રાહ્મવિવાહ—વિદ્યા અને સદાચારવાળા સ્નાતક વરને સત્કાર પૂર્વક વગર માગણીયે બોલાવીને વરકન્યાને યથાશક્તિ

યથાયોગ્ય વસ્ત્રાભૂષણ પહેરાવીને ધન રત્નની સાથે કન્યાદાન આપવું. તેને મન્વાદિ ઋષિઓ બ્રાહ્મ વિવાહ કહે છે.

(૨) દેવ વિવાહ—જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરતી વખતે ઋત્વિક (યજ્ઞ કરાવનાર) બ્રાહ્મણને વસ્ત્રાલંકાર સહિત કન્યા આપવી તેને ઋષિઓ દેવ વિવાહ કહે છે.

(૩) આર્ષ વિવાહ—ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વર પાસેથી એક અથવા બે ગાયો અને બળદ લઈને કન્યા આપવી તેને આર્ષ વિવાહ કહે છે.

(૪) પ્રાજાપત્ય વિવાહ—કન્યાદાન દેતી વખતે " सहनौ-चरतांधर्मम्" એટલે તમે બન્ને તમારો ધર્મ પાળો; એવું વચન કહીને વર કન્યાની પૂજા કરીને કન્યા આપવી તેને મુનિઓ પ્રાજાપત્ય વિવાહ કહે છે.

(૫) આસુર વિવાહ—કન્યાનાં માબાપ, સગાંવહાલાં, વાલી કે કન્યા પોતે, વર પાસેથી દ્રવ્ય લઇને પરણે છે, તેને ઋષિ લોકો આસુર વિવાહ કહે છે. (કન્યાવિક્રય)

(૬) ગાંધર્વ વિવાહ—(સ્વયંવર) વર કન્યાની પરસ્પર ઇચ્છાથી જે લગ્ન થાય છે તેને ગાંધર્વ વિવાહ જાણવો.

(૭) રાક્ષસ વિવાહ—કન્યાનાં સગાંવહાલાં અને વાલીને મારીને, છેદીને અને ભેદીને કન્યા રોતી તથા પોકારતી હોય તો પણ બલાત્કારથી તેને તેના ઘરમાંથી લઈ આવવી અને તેની સાથે પરણવું તેને ઋષીઓ રાક્ષસ વિવાહ કહે છે.

(૮) પૈશાચ વિવાહ—સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી, તથા બે ભાન થઈ ગયેલી, એવી કન્યાનું કન્યાવ્રત ભંગ કરી

એવા પાપી કર્મથી જે વિવાહનો સંબંધ થાય તેને પૈશાચ વિવાહ કહે છે.

બ્રાહ્મ આદિ ચાર પ્રકારના વિવાહથી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થાય છે, અને આસુરાદિ ચાર વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે. વરકન્યાના માબાપોએ, અથવા વાલીઓએ, કોઈ પ્રકારના સ્વાર્થ વગર, શુદ્ધ બુદ્ધિથી, વરકન્યાનું સંપૂર્ણ હિત વિચારી લગ્ન કરવાં તે ઉત્તમ લગ્ન.

## વાગ્દાન (કબુલાત)

કન્યા તરફથી કન્યાનો બાપ વિગેરે સગા સ્નેહીઓ ઠરાવેલે દિવસે વરના બાપને ઘેર જઈને વર, અને તેનાં માબાપ તથા સગાં વહાલાંની રૂબરૂ ગંધાક્ષત વડે વરની પૂજા કરી શ્રીફળ તથા રૂપીઓ વરના હાથમાં આપે છે, અને કહે છે કે, વિવાહની વખતે (લગ્નના દિવસ સુધીમાં) જો તું સ્નાતક અને અંગે ખોડખાંપણવાળો, વટલેલો, નપુંસક નહિ હોય તથા મત્ત, ઉન્મત્ત, આંધળો, પાંગળો, ગાંડો ઈત્યાદિ દસ મહા દોષવાળો નહિ હોય તો, સુમુહૂર્તમાં દેવ, બ્રાહ્મણ અને અગ્નિની સાક્ષીથી હું મારી આ (કન્યાનું નામ દઈને) શુભ લક્ષણી કન્યા તને આપીશ.

પછી કન્યાનો બાપ અથવા વાલી પોતાના હાથમાં ગોળ-ધાણા લઈ વરના બાપ અથવા વાલીને આપતી વખતે કહે છે કે તમારા દીકરાને સારૂ તમે મારી કન્યા (દીકરી) માગી તો તે આપવાનું હું વચન આપું છું, માટે કન્યાના ગુણ લક્ષણની પરીક્ષા કરવા વિષે તમારે સુખેથી તત્પર રહેવું.

પછી વરનો બાપ કન્યાના બાપને ગોળધાણા આપતી વખતે કહે છે કે, મારા દીકરાને સારૂ તમારી કન્યા મેં માગી તેને તે આપવા તમો વચન આપો છો, માટે વરની પરીક્ષા કરવા વિષે તમારે સુખેથી તત્પર રહેવું. આ પ્રમાણે ધર્મસિંધુમાં કહેલું છે.

## પાણિગ્રહણ (કન્યાદાન)

વાગ્દાન—એટલે વિવાહ સંબંધનો ઠરાવ થયા પછી બન્ને પક્ષ તરફથી લગ્નનો દિવસ નક્કી કરવામાં આવે છે, અને તે દિવસે વરજાન લઈ વર પક્ષનાં કન્યાને ઘેર જાય છે. વર અને તેની સાથેનું સાજન આવે છે, એટલે કન્યાનો બાપ વિગેરે સગાસંબંધીઓ પોતાના રીતરિવાજ પ્રમાણે વર તથા સાજનનો સત્કાર કરે છે. પછી વરને મંડપમાં તેડીલાવી પૂર્વાભિ મુખે બેસાડે છે, અને વરની સામા સુંદર વસ્ત્રાલંકાર સહિત કન્યાને પધરાવે છે. પછી શાસ્ત્રવિધિ પ્રમાણે એ લગ્નમાં દેવ બ્રાહ્મણનું આવાહનાદિ પૂજન કરીને વરનું મધુપર્કાદિ પૂજન કરી વરના હાથમાં કન્યાદાન આપવાના સંકલ્પનું જળ આપે છે. તે એવું બોલીને કે, "આ મારી કન્યા હું તને આપું છું." પછી વર કહે છે કે મને આપો.

પછી વર અને કન્યા બન્નેની ત્રણ ત્રણ પેઢીના કુળ ગોત્ર નામાદિનો ઉચ્ચાર કરીને આચાર્યે કન્યાદાન આપનાર પાસે કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં અપાવવો અને તે ઉપર યથાશકિત દક્ષિણા સાથે કન્યાને સંપ્રદાન કરવી, અને વરે સ્વસ્તી કહીને લેવી. પછી ગ્રંથી બંધન કરવું. તે એવી રીતે કે વરનું શ્વેત ઉપવસ્ત્ર (જેને છેડા ગાંઠણું કહે

ઈ) તેની સાથે કન્યાની ઘાટડીના છેડાની ગાંઠ બાંધવી. તે વખતે ૐ બધ્નામીતે૦ ૪ મંત્રો ભણીને વર કહે છે કેઃ—

૧ હું આ સાચી ગાંઠ મારા અને તારા હૃદય તથા મન સાથે બાંધું છું.

૨ જેવું મારૂં હૃદય છે તેવું તારૂં હૃદય થાઓ.

૩ અને તારા હૃદય જેવું મારૂં હૃદય થાઓ.

૪ જેમ આકાશ, પૃથ્વિ, પર્વતો આદિ નિશ્ચળ છે, તેમ તું હવે પતિના કુળમાં નિશ્ચળ થા.

## પાણિગ્રહણ (હસ્તમેળાપ)

વરકન્યાને સામસામી ઉભાં રાખીને વચમાં અંતરપટ રાખી વરપાસે પાણિગ્રહણનો સંસ્કાર કરાવવો તે એવી રીતે કે વરે પોતાના હાથની અંજલી લેવી, અને નીચે પ્રમાણેના મંત્રો ભણીને (પ્રતિજ્ઞાઓ કરીને) કહેવું કેઃ—

૧ (ૐ गृहणामिते०) હે સુભગા, હું તારો હાથ પકડીને કહું છું કે, હું તારો સૌભાગ્યવતીનો હાથ પકડું છું, તે હું અને તું જયાં સુધી જીવીશું, ત્યાં સુધી બન્ને જણ સાથે અને સરખી અવસ્થામાં રહીશું.

૨ તું કુડી નજરથી તારા પતિને એટલે મને જોઇશ નહિ. પશુઓને માટે કલ્યાણવાળી, સારા મનવાળી, સારા આચરણવાળી, ચંચળ, સારી સમજવાળી અને ઘરના હરેક કામકાજમાં પ્રવિણ થાઓ. હું અને તું આજ સુધી બબ્બે મનવાળાં હતાં, તે હવે આપણ બન્નેનું એક અંગ થવાથી

ચાર પગવાળાં થયાં. તારાં ચક્ષુ પ્રસન્ન રહો, તું પતિની હિતકારિણી થાઓ, હરેક જીવનું કલ્યાણ કરનારી થાઓ, તારૂં મન સુંદર થાઓ, તું તેજસ્વીની થાઓ, તારા પુત્રો વીર અને દીર્ઘાયુષ્યવાળા થાઓ, અને ઈશ્વર તરફથી મળેલા સુખની ભોગવનારી જે તું, તે એ પ્રમાણે માણસ અને પશુઓની કલ્યાણ કરનારી હો.

૩ સસરો, સાસુ, નણંદ, દીયર એમની નજર આગળ તું સારી શોભાયમાન થા.

૪ મારી વૃત્તિમાં તારૂં મન અને હૃદય રાખવું. મારા ચિત્ત જેવું તારૂં ચિત્ત હો. મારી વાચા અને મન તેમજ તારી વાચા અને મન એક સરખાં થાઓ. મારા સ્વધર્મ પ્રમાણે ચાલનારી થા. મારા નિયમમાં તારાં હૃદયને નિકટમાં રાખવું. તુ મારી સાથે એક મનવાળી, મારૂં વચન પાળનારી, અને ધર્મ પ્રમાણે ચાલનારી થાઓ. પરમેશ્વરમાં અને મારામાં તફાવત ગણીશ નહિ.

૫ એ પ્રમાણે વર અને વહુ બન્ને જણ એક રૂપ થઇને પછી વહુએ પોતાના સ્વામીના કુળગોત્રમાં પોતાનું નામ દાખલ કરવું. તે એવી રીતે કે, હું ( પોતાનું નામ દઇને ) અમુક ગોત્રવાળી થાઉં છું. પછી ભરથારે અને આચાર્યે તેને આશીર્વાદ દેવો કે તું ઘણા આયુષવાળી હો.

## સપ્તપદી સંસ્કાર.

દ્વિજ લોકોમાં લગ્નને દિવસે પાણિગ્રહણ અને સપ્તપદી, લાજાહોમ (મંગળફેરા) ચર ભક્ષ ઈત્યાદિ સઘળું કરે છે, અને

કેટલેક ઠેકાણે બ્રાહ્મણોમાં પહેલે દિવસે હસ્ત મેળાપ, અને બીજે દિવસે સપ્તપદી, મંગળફેરા, અને ચર ભક્ષાદિ કરે છે.

પ્રથમ વાગદાન અને પાણિગૃહણના સંસ્કાર થયા પછી પોતે પોતાના કુળગોત્ર તથા જ્ઞાતિના રિતરિવાજ પ્રમાણે ચૉરીના ચાર છોડનો મંડપ તૈયાર કરાવી, વચમાં અગ્નિનું સ્થાપન કરી, વર કન્યાને નવરાવી, સારાં વસ્ત્રાભૂષણથી શણુગારી પૂર્વાભિમુખે જોડાજોડ બેસારે છે. અને વેદ શાસ્ત્રના નિયમ પ્રમાણે આચાર્ય સઘળી ક્રિયા કરાવે છે. તેમાં સપ્ત પદીના સંસ્કાર વખતે વરકન્યા બન્ને જણ પરસ્પર પ્રતિજ્ઞાઓ કરે છે, તેની વિગત નીચે પ્રમાણે.

૧ પહેલું પગલું ભરતી વખતે.

વર—અન્ન માટે તું એક ડગલું ભર, અને મારી પાછળ ચાલ, એટલે હું તારે જેટલું અન્ન જોઈશે તેટલું પુરૂં કરીશ.

વહુ—મેં બહુ પ્રકારના પુણ્ય કરેલાં તેથી દેવોએ મારે માટે તમને પતિ ઠરાવ્યા છે, તે તમે મને મળ્યા.

૨ બીજું પગલું ભરતાં.

વર—દૂધ, દહીં, ઘી, લવણ ઈત્યાદિ બળ પુષ્ટિ દાયક રસ માટે તું બીજું ડગલું ભર, અને મારી પાછળ ચાલ.

વહુ—તમે જ્યાં રહેશો ત્યાં તમારી સાથે હું રહીશ. તમારી સાથે સુખદુઃખ જે દૈવયોગે મળશે તે હું ભોગવીશ.

### ૩ ત્રીજું પગલું ભરતાં.

વર—ઘર, વસ્ત્ર, અન્ન, સોનું, રૂપું, ઇત્યાદિ ઉપયોગી ધન માટે તું ત્રીજું ડગલું ભર, અને મારી પાછળ ચાલ.

વહુ—હું સહાય તમારી ઉપર ભકિત તથા સ્નેહભાવ રાખીશ, અને પ્રિય વચન બોલીશ.

### ૪ ચોથું પગલું ભરતાં.

વર—આ લોકના સૌ સુખને માટે તું ચોથું ડગલું ભર, અને મારી પાછલ ચાલ.

વહુ—તમારી પીડામાં હું ભાગીયણ થઈશ, અને તમને ખાવાનું આપીને હું ખાઇશ.

### ૫ પાંચમું પગલું ભરતાં

વર—પ્રજા (સંતાન)ને માટે તું પાંચમું પગલું ભર, અને મારી પાછળ ચાલ.

વહુ—રજસ્વલા ધર્મ પ્રાપ્ત થયા પછી ઋતુસ્નાનથી શુધ્ધ થઇને હું તમને સેવીશ.

### ૬ છઠ્ઠું પગલું ભરતાં.

વર—ઋતુઓને માટે તું છઠ્ઠું પગલું ભર અને મારી પાછળ ચાલ,

વહુ—હોમ, યજ્ઞાદિ કાર્યમાં હું તમને સહાય થઇશ, ધર્મ અર્થને કામ એ ત્રિવર્ગનાં સાધન કરવા લાગીશ.

## ૭ સાતમું પગલું ભરતાં.

વર—સાતમું ડગલું ભરીને તું મારી મિત્ર થા, અને અને મારી પાછળ ચાલ.

વહુ—આપણુ બન્નેને હવે પ્રીતિ થઈ; આ કામમાં અર્થનો સાક્ષી પરમેશ્વર છે, તે અને તમે મને છેતરશો નહિ.

વર—આપણુને બહુ પુત્ર થજો, અને તેઓ ચિરંજીવી થજો, એવું પરમેશ્વર પાસે માગીએ છીએ. આપણુ સાત ડગલાં ભરતાં સખાં-મિત્ર થયાં. હું તારૂં સખ્ય પાળીશ તું મારૂં સખ્ય પાળજે. જેવું મારૂં મન છે તેવું તારૂં મન હજો, ને જેવું તારૂં મન છે તેવું મારૂં મન હજો. પતિવૃત પાળવામાં પ્રભુ તારૂં મન વાળજો. પ્રભુ મારાં મન પ્રમાણે તારૂં મન કરજો. આપણે બેઉ એક મનવાળાં થઈને એકમેકનું વચન પાળવું. સૃષ્ટિમાં ધર્મ ચક્ર ચલાવનાર પ્રભુ તને મારીજ કરો. તથાસ્તુ.

મહેતાજી પ્રાણગોવિન્દ રાજારામ.



# નર્મદાશંકર.

## ૧૩૯—સ્રીધર્મ.

સ્રીનો ધર્મ છે કે ધણીના પહેલાં ઊઠવું, પોતાના સ્વામીની પૂજા કરવી તેને ભોજન કરાવવું, વીંજણે વતી વા નાંખવો—વળી તેણે ફક્ત પોતાની મરજી પ્રમાણે ચાલવું નહિ, પોતાના સ્વામીની સેવા કરવી; તેની સાથે ધર્મયુક્ત ચાલવું, સ્વામીના જે પૂજ્ય માતાપિતાદિ તેઓની પૂજા કરવી, ધણીના શત્રુ તેને પોતાના શત્રુ સમજવા, ધણીને અનુકૂળ રહેવું અને તેનાં કાર્યમાં તત્પર રહેવું, એ પ્રમાણે વર્ત્યાથી સ્રીને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણજન્મખંડમાં કહ્યું છે કેઃ—હે નંદજી, તમે પતિવ્રતા સ્રીના ધર્મ સાંભળોઃ-નિત્ય ઉત્સાહથી તેનું ચરણામૃત લેવું; ભક્તિભાવે કરીને સ્વામીએ ભોજન કર્યા પછી તેની આજ્ઞાએ સ્રીએ જમવું; વ્રત, તપ, દેવ-પૂજા એ કરતાં સ્વામીની સેવામાં અંતરાય પડે તો વ્રતાદિક ન કરવાં; સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તવું; જેણે કરીને સ્વામી પ્રસન્ન થાય તે કરવું; નારાયણના ધ્યાન સરખું પોતાના સ્વામીનું ધ્યાન કરવું; ઘણા રૂપવાળા અથવા ઘણા સારા વેષવાળા એવા પુરૂષ સામું પ્રીતિથી જોવું નહિ; યાત્રા, મહોત્સવ, નૃત્ય, ગાયન, ક્રીડા એટલાની તરફ પ્રેમયુક્ત દ્રષ્ટિએ જોવું નહિ; સ્વામી જે ભોજન કરે તેજ પોતે કરવું; સ્વામીનો સંગ ક્ષણમાત્ર પણ મુકવો નહિ; ક્રોધથી સ્વામી ખીજવાઇને કદાપિ તાડન કરે તોપણ સ્રીએ પોતે ક્રોધ કરવો નહિ; સ્વામીને ભૂખ લાગે ત્યારે ભોજન કરાવવું ને તે જળ માગે ત્યારે જળ આપવું; નિદ્રામાંથી ઉઠાડવો નહિ ને સ્વામીને કોઇ કામમાં આજ્ઞા કરવી નહિ; પુત્રનાથકી સોગણો સ્નેહ સ્વામી ઉપર રાખવો; પોતાનો બંધુ, સ્વર્ગની ગતિ આપનાર અને દૈવત તે પોતાનો સ્વામી જાણવો. એ રીતે ધર્મ પાળનારી સ્રી પોતાના ઉભયકુળના હજાર પુરૂષોનો ઉદ્ધાર કરેછે ને એ રીતે ધર્મ પાળનારી સ્રીનો સ્વામી, પાતકી હોય તો તે સર્વ પાપથી મુક્ત થાયછે. (આપણા જુના ગ્રંથોમાં સાચાની જોડે જુઠું ઘણું હોય છે તેમ ઉપર કહેલાં પુસ્તકોમાં સ્રીના ધણીપ્રતિ ધર્મવિષે અને

તેનાં ફળવિષે છે. જેમ રાજહંસ દૂધ પાણી ભેળાં હોય તેમાંથી દૂધ કાઢી લઈ પાણી રહેવા દેછે એમ કહેવાયછે. તેમ વિવેકી વાંચનારે સત્ય અસત્યને જુદાં પાડી સત્ય ગ્રહણ કરવું)

કુટુંબ નાતમાં માણસો સાથે તેઓનાં રૂપ ઓળખીને તેઓની જોડે પ્રસંગ પાડવો; પરની ગુહ્ય વાત બહાર કહાડવી નહિ; છેક એકલપેટી અથવા કોઇને મોઢું ન ગમે એવી તબીયત પકડવી નહિ. કુટુંબના સ્ત્રીપુરૂષ સાથે નિષ્કલંકી મીલનસારી રાખવી. કામકાજ કરવામાં કોઈ ચાર વાત કહે તે સાંભળવી અને સાંખી રહેવી. કોઇએ વખાણ કીધાં તો તેથી ફુલાઈ ન જવું અને નઠારૂં કહ્યું તો તેથી રીસ ન ચડાવવી. અજાણ્યાં માણસ જોડે કાર્ય જેટલુંજ કામ પાડવું. તમ ભલે અમ ભલા એવી રીત રાખવી. ચાકરો જોડે માયાળુપણે પણ મર્યાદાસર કામ લેવું. એ રીતે વર, સગાં, આડોશીપાડોશી વગેરે સંબંધી જોડે ચાલવાનો સ્ત્રીનો ધર્મ છે. નઠારા છંદોના હુમલામાંથી પોતે બચવું તથા પોતે જખમો ખાઇને પોતાની પાસેનાઓને બચાવવાં. માના ઉપર છોકરાનું થવાનું સ્વરૂપ આધાર રાખેછે માટે તેણીએ હસકે, તસકે, ધવરાવતાં, નવડાવતાં, જમાડતાં, રમાડતાં અને હરેક વખતે આંખમાં પ્રેમ આણીને તેઓને સારી શીખામણનો બોધ કરવો. માત્ર છોકરાંઓનેજ નહિ, પણ પોતાની બહેનપણી સખી વગેરેને પણ રૂડી શીખામણ ને સલાહ આપવી.

"ઘર ઉઠાવી લીધું" એમ નવી સ્ત્રીએ જલદીથી કહેવડાવવું જોઇએ. સ્ત્રીને ઘરધંધો તથા ઘરખર્ચ એ બે વિષે ઘણું ધ્યાન આપવું લાજમ છે, જેમ પુરૂષ બહારનાં કામ કરેછે તેમ સ્ત્રીએ ઘરનાં કામકાજમાં ચપળતા, હોશીઆરી તથા યશ બતાવવા અને ધણીની આવક તપાસીને તે પ્રમાણે ઘરનો ખર્ચ રાખવો. ઘરની વસ્તુઓની ગોઠવણ તથા રીતભાત સ્વચ્છ અને વખાણવાલાયક થવી જોઇએ.

તેણીએ પોતાની ફુર[illegible] નકામાં ટાહેલાં કરવામાં, નિંદા કરવામાં, મશ્કરીઠઠ્ઠા કર[illegible] લોકોને ઘેર ભટકાઆં મારવામાં ન

કહાડવો; પણ નાના પ્રકારનાં અને વિદ્યા તથા નીતિનાં પુસ્તકો વાંચવામાં, ચાર સખીઓમાં વિવેકથી ડહાપણની વાત કરવામાં અને પોતાના ધંધામાંથી કેટલીએક નવી યુક્તિ શોધવામાં, શીવવા ભરવામાં અને ભજન ગીત ગાવામાં પોતાનો વખત કહાડવો. ફલાણો બહુ ફુટડો છે, તે બહુ પૈસાદાર છે એવી વાત કરનાર બૈરીઓ જોડે રૂડી સ્ત્રીએ ઝાઝો પ્રસંગ ન રાખવો.

પોતાનાં કામથી ફારગ થયા પછી ધણીના કોઈ કામમાં મદદ થઈ શકે તેવું હોય તો મદદ કરવી. સ્ત્રીએ લાડવું તે પોતાના વર સાથેજ. તેનીજ સાથે પોતાના સંસારની, પોતાના છોકરાંની, પોતાના સુખ વધારવાની વાતો કરવી. સ્ત્રીજાત પુરૂષ કરતાં વધારે ચંચળ છે, તેની લાગણી પુરૂષ કરતાં વધારે જાગતી છે તેથી તે સાહસ કરવાને વધારે મન દોડાવેછે, પણ સદ્‌ગુણી સ્ત્રીઓએ જૂઠાપણું, મૂર્ખપણું, લોભીપણું, હઠીલાઈ, ક્રોધ, ગર્વ, અને વગર સમજના ઉતાવળા વિચાર એઓથકી દૂર રહેવુ ઘટારત છે.

**कार्येषु मंत्री, करणेषु दासी ।**
**स्नेहेषु माता शयनेषु रंभा ॥**
**धर्मेषु साध्वा क्षमया धरित्री ।**
**षाड्गुण्ययुक्तात्विह धर्मपत्नी ॥ १ ॥**

**અર્થ**- વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે એટલે પ્રધાનની પેઠે સલાહ આપે છે; કામ કરતી વેળા દાસીની પેઠે મહેનત લઇને કામ કરેછે; માના જેવો સ્નેહ રાખેછે; શયનને વિષે તો રંભા છેજ; ધર્મનીતિના કામ કરવા વિષે ધણીને સંમત રહે છે અને સહનશીલતા રાખે છે; એવી છ ગુણ ધરનારી સ્ત્રીને વિદ્વાનોએ ધર્મપત્ની કહી છે.

જેમ અઘોર વનમાં કોઈ ખુશનુમા સરોવરનું પાણી શરીરમનને સુખ કરે છે તેમ તરેહતરેહવાર [illegible] ંગલમાં રત્નનાં જેવાં શોભતાં વિવેકનાં સરોવરને વિષે ગુણક [illegible] નીર તે સઘળી વાતની ભીડને માટાડે છે; અને જેમ કુમુદ [illegible] ીલીને તેનાજ ઉપર

આસક્ત રહેછે તે પ્રમાણે સારા સ્વભાવની અને પતિવ્રતા સ્ત્રી પોતાનું રક્ષણ કરનાર જે તેનો ધણી અને પરમેશ્વર તે બેને હૈયાનાં હેતથી ભજે છે.

આપણે વિદ્યા, નીતિએ, પૈસે અને સુખે ઘણા ગરીબ છીએ તેનું કારણ આજ કે આપણી સ્ત્રીઓની હાલત નઠારી છે. તેઓ ભણેલી નથી, કે તેઓની પ્રજા તેઓના હાથ તળે વિદ્યાનીતિનાં ખાજાં ખાય. સ્ત્રીઓ ઘણીએક અનીતિથકી એટલે વિષયાદિક કામોથકી, અતિશે શોક કરવાથકી ઘરમાં કુસંપ વધાર્યાથકી અને ખાનપાનાદિકથી શરીર અને મનને ઘણાં ઘણાં નુકસાન પહોંચાડેછે. તવાઈ ગયેલાંને છોકરાં થાય તે માઇકાંકલાંજ રહે તેમાં શું અજબ જેવું છે ?

આપણા દેશમાં જ્યારે પાર્વતી, સીતા, રૂક્મિણી, બીજા દેવ ઋષિઓની સઘળી અને બીજી નાતોની કેટલીએક સ્ત્રીઓ ભણેલી અને નીતિમાન હતી ત્યારે દેશમાં પરાક્રમ અજાયબ જેવાં થયાં છે. હમણાની બાયડીઓના વિચાર ઘણાં મૂર્ખ હોયછે, તેઓ ઘરેણાં લુગડાંનીજ ભુખી હોયછે, પણ ધણીની પ્રીતિની ભૂખ નથી રાખતી. તેઓ કોઇપણ રીતના સારા ઉદ્યોગમાં વખત ગુજારતી નથી, વિલાયતમાં સ્ત્રીઓ રોજના ઘરધંધાથી પરવારીને પોતાને કાજે, ધણીને કાજે અને છોકરાં કાજે કપડાં સીવેછે અને તેઓનાં કામમાં મદદ લાગે છે. આપણી સ્ત્રીઓ તો કહેછે કે લાવે તો ખાઉં ને ખવડાવું. દુઃખ પડયા વિના માણસ ઘડાતું નથી એ વાત ખરીછે. જે નાતોમાં મોટાં પલ્લાં ભરવાનો ચાલ છે ત્યાં બૈરાંઓ નઠારાં કામ કરવાનો ઘણો ફાયદો મેળવે છે. ધણી છે ત્યાં સુધી તે ખવડાવશે ને મરી જશે ત્યારે પીવર તથા પલ્લું છે એમ કહીને પેટની ફીકર રાખતાં નથી અને તેથી તે કંઈ પણ ઉદ્યોગ કરતાં નથી. જે નાતોમાં બિલકુલ પલ્લાંની ચાલ નથી તેમાં પણ ઘણાં નુકસાન થાયછે, તેમ જ્યાં ઘણાં પલ્લાંનો ચાલ છે ત્યાં પણ ઘણાં નુકસાન થાયછે. ઘણાં પલ્લાંથી બૈરાંઓ આળસુ થઈ જાયછે ને ખાવું પીવું ને ચહેન મારવી એજ વાત સારી પેઠે જાણેછે. એ કારણ અને બીજાં ઘણાંઓને માટે પલ્લાં ઓછાં કરવાં જરૂરનાં છે. એમ થશે

ત્યારેજ ખાનદાનના વેરાંઓ પૈસો જતો રહેવાની બીકે કોઈ પણ ઉદ્યોગમાં વખત કહાડશે અને દુરાચરણ નહિ હોરે. ઘણો દિલગીર છઉં કે કેટલીએક આપણી રંડાએલી સ્ત્રીઓ પોતાનો ગુજારો કુમાર્ગે કરેછે. ઉદ્યમવિના વિદ્યાનીતિ નાહ, ને એ વિના ખરૂં સુખ નહિ માટે સ્ત્રીજાતે પોતાનો વખત ઉદ્યોગમાં કહાડવો.

---

# ૨૧. સા. મહીપતરામ.

## ૧૪૦—વિમળા અને સુરપાળ.

વિમળદેવીની જોડે સુરપાળ જમતો હતો તેવામાં મીરના દૂતે આવી એક પત્ર અને કેસર તથા કંકુના પડીકાં તેને હાથોહાથ આપ્યાં ને કહ્યું કે મહારાજા ભુવડની આજ્ઞાથી મોકલેલો સેનાપતિ મીરનો આ છાનો કાગળ છે, એ આકડાના દૂધે લખેલો છે. આ કંકુનો ચાંલ્લો કરી કેસર ચોળી એકાંત જગાએ જઈ વાંચો અને ઉત્તર લખી આપો. સુરપાળે તે લઈ દૂતને બહાર દેવડીએ બેસવાની આજ્ઞા આપી. વિમળા કહે લાવો હું વાંચી સંભળાવું. સુરપાળે કહ્યું "એવડી ઉતાવળ શી છે, જમી રહીને વાંચીશું." બાઈ કહે ના હું હાથ ધોઈને વાંચીશ. સુરપાળે હસવામાં કહ્યું કે મારા ઉપરનું પત્ર તમારાથી ના વંચાય. એટલામાં તો તેની સ્ત્રીએ તેના હાથમાંથી લઈ લીધું અને પીરસનારને બહાર કાઢી મોટેથી વાંચ્યું.

"શ્રીમંત્ ચક્રવર્તી મહારાજાધિરાજ દિગ્વિજયી શ્રી કલ્યાણપતિ મહારાજા ભુવડની આજ્ઞાથી આ પત્ર લખિતંગ તેના આજ્ઞાંકિત સેવક સામંત શિરોમણી મુખ્ય સેનાપતિ મીર.

જોગ ગૂર્જર સેનાપતિ મહા શુરવીર સુરપાળ—

જત અમારા મહારાજા તમારૂં યુદ્ધકૌશલ્ય, તમારૂં શૌર્ય, તમારાં પરાક્રમ અને તમારી ચાતુરી જોઈ તમારા ઉપર પ્રસન્ન થયા છે, ને પોતાની

સેવામાં તમને રાખવા ઇચ્છેછે. તમે ગુર્જર રાજાને છોડી મારા સ્વામીની સેવા સ્વીકારશો તો ધરાશો એટલું ધન તથા એક લાખની જાગીર ભૂપતિ ભુવડ તમને આપશે. જયશિખરની પડતી દશા આવી છે. એનો કાળ પાસે છે, એને વળગી રહેવાથી આપને લાભ થવાનો નથી, તમારા જીવની હાનિ થશે, તમારૂં કુટુંબ રઝળશે, રવડી રખડી કમોતે મરશે માટે દુઃખ તજી સુખમાં આવો. જો આપ આણી તરફ આવી જયશિખરનો પરાજય કરવામાં સહાય કરશો તો અમારા મહારાજ તમને મોટી પદવી આપશે, પરંતુ ખુલ્લી રીતે બહાર ન પડતાં અંદર રહી છળભેદ કરી તમારી નજરમાં આવે તેમ જયશિખરનો ઘાટ ઘડશો, કે લશ્કરને ફોડી દરવાજા ઉઘડાવશો, કે અમારો ઝટ જય થાય એવી યુક્તિ કરશો તો અમારા મહારાજની મરજી એટલે સુધી છે કે તમને ગુજરાતની ગાદીએ બેસાડવા અને અમારા અનેક ખંડીઆ રાજાની ટીપમાં દાખલ કરવા. એમ વંશપરંપરા આપને મોટું રાજ્ય મળશે. હાલ નિત્ય કેટલી બધી હિંસા થાયછે તે થતી અટકશે ને હજારો જીવ ઉગરશે તેનું પુણ્ય પણ તમને લાગશે. તમારો દેશ તો દયા ધર્મને માટે આખી પૃથ્વીમાં વિખ્યાત છે. આ ગુપ્તપત્રનો ઉત્તર ખુબ ધીરજથી ને દીર્ઘદૃષ્ટિએ વિચાર કરીને લખજો, નાદાની કરશો મા. અમે અમારાં વચન પાળવાની બાહેધરી જામીનગીરી આપશું. આપની મૈત્રી કરવાને હું પડે પણ ચાહુંછું માટે સ્નેહભાવથી અનુકુળ ઉત્તર લખજો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું નહિ, તુરત કપાળ ધરવું. એ ધ્યાનમાં રાખી મારૂં કહેણ સ્વીકારજો. અમારા મહારાજા સ્વહસ્તે તમારે અને વિમળદેવીને મસ્તકે મુગટ પહેરાવશે."

આ પત્રથી સુરપાળ અને વિમળદેવી ક્રોધાયમાન થયાં, બાઈએ પત્ર ફેંકી દીધો, ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું ને સુરપાળ ઊઠી ઊભો થયો. બેહુનાં તન મન તપી ગયાં ને રૂંવાટી ઉભી થઈ. પોતાના બે હાથે આંખો મીંચી જરા ધીરો પડી પોતાની સ્ત્રીનું મન અજમાવવાને સુરપાળ બોલ્યો—"કેમ બાઈને મહારાણી થવું છે? માથે મુગટ પહેરવો છે? તમારા દીકરાનું ભલું તાકશો કે નીતિ પાળશો?" રોષના આવેશમાં આ પેચનું બોલવું વિમળા સમજી નહિ ને બોલી "હું તો તમારા સદ્-

ગુણુને વરી છું, તમારા સત્ય વેરે પરણી છું; હું તો તમારી હિંમત અને પરાક્રમ ઉપર મોહિત થઈ હતી. તમારી છાતીમાં કળજુગે વાસો કર્યો છે એ જાણુતી નહતી. બળ્યું તમારૂં રાજ્ય! મારો દીકરો ભીખ માગશે પણ તમારો લાંચનો પૈસો, તમારી રૂશવતની જાગીર, તમારૂં વિશ્વાસઘાતનું રાજ્યાસન નહિ ભોગવે! કપટથી મેળવેલી ગાદીએ મારે નથી બેસવું! દગાનો મુગટ મારે નથી પહેરવો! હું પતિવ્રતા નારી છું, પણ પતિથી પરમેશ્વરને વધારે મોટો ગણું છું, પાપ કરી પરમેશ્વરનો કોપ માથે નહિ લઉં, લાંચીઆ, લુચ્ચા, ચોરટા, પાપીની હું સાથી નથી, ને નહિ થાઉં, કાવતરાં કરનારા ખુનીનો સંગ નહિ કરૂં!"

સુરપાળે તુરત તેને કોટી કરીને કહ્યું,! શાબાશ મારી વહાલી શાબાશ! ધન્ય છે તારાં માત પિતાને! ગુજરાતમાં મા, બેન, વહુ ને દીકરી ઘેરેઘેર તારા જેવી સતી હોજો! મેં તો તારૂં મન જોવા પૂછ્યું, આવો આપણે જમી લઈએ. ભૂખ તરસને સંતોષી ટાઢાં પડી આ દુષ્ટ પત્રનો ઘટતો જવાબ લખીશું.

---

## રા. બા. નંદશંકર.

### ૧૪૧—રૂપસુંદરીના દુઃખોદ્ગાર.

રાજાની એ સઘળી વાતથી રૂપસુંદરીના મનનું સમાધાન લેશમાત્ર પણ થયું નહિ. તેના હૈયામાં શોકનો ઉભરો ચઢી આવ્યો. તેના મનમાં વિચારના તરંગ ઉપર તરંગ ઊઠવા લાગ્યા. "અરે મારા ધણી તેં મને લાડ લડાવવામાં કાંઈ બાકી રાખી નથી. તને પ્રધાનવટું મળ્યું નહતું, તું જ્યારે ગરીબ અવસ્થામાં હતો, ત્યારે પણ તેં દુઃખ ભોગવી મને સુખ આપ્યું હતું. પાણી માંગેલું ત્યારે દુધ આપેલું, અને કોઈ દહાડો મેં અપરાધ કીધા છતાં પણ તેં મને કડવો બોલ કહ્યો નથી. અરે! તે સુખ

તો હવે વહી ગયું ! હવે હું તારૂં મોં ફરીથી ક્યાંથી જોઇશ ! તને પાન-સોપારી હવે ક્યારે આપીશ ? તું જ્યારે ફીકર ચિંતામાં ઘેર આવશે ત્યારે મોં હસતું રાખી તારી દિલગીરી કોણ કાઢી નાખશે ? અરે હું દુષ્ટ ચંડાળણી, તારો પાડ તે હું ક્યારે વાળીશ ? તારૂં કીધેલું કોઇથી થવાનું નથી. મને અત્યાર સુધી કાંઈ છોકરાં ન થયાં તોપણ મારા જીવને ક્લેશ થાય માટે તેં જરાપણ તે વિષે શોક બતાવ્યો નથી. હાય હાયરે ! તે દહાડા તો ગયા, પણ હું જીવીશ ત્યાં સુધી તેને ભુલવાની નથી. અરે મહાદેવ, ઓ જગતપિતા, મને પાપીને તું ગમે તે કર, પણ મારા પરમપ્રિય સ્વામીને તું સદા આરોગ્ય, સુખી તથા ધનવંત રાખજે. મારી ખરા દિલથી એ પ્રાર્થના છે તે તું સાંભળજે. અરે મારા દીયરજી, તારે સારૂ તો હું મારા આંસુએ સાગર ભરૂં તોપણ થોડું છે. તેં મારી આમન્યા કોઈ દિવસ લોપી નહતી, તેં મને મા સમાન ગણી હતી, અને મેં તને મારી આંખે મારૂં રક્ષણ કરવામાં ભોંય ઉપર લોહીમાં આળોટતો જોયો. તેં તારૂં જોર, જુવાની, તારી આશા, સ્ત્રી, તારૂં આવર્દા મને આવી ભયંકર રીતે અર્પણ કીધાં; તું મારી ખાતર ભરજુવાનીમાં મુઓ. એ સઘળાનો બદલો હું તે કયારે વાળીશ ? અરે મારી દેરાણી, તારૂં હમણા કેવું મ્હોડું થયું હશે તે મારા મનમાં આવે છે એટલે મારી છાતી ફાટી જાય છે. હાય! હાય! તારી શી ગતિ થશે ? તારી ઉમર કેટલી ? હજી તો હમણા સોળ વર્ષ પુરાં થયાં એટલામાં મુવા દૈવે તને રંડાપો મોકલ્યો. હવે એ દહાડા તે કેમ જશે ? તું મને લાખો ગાળો દેશે તેથી મારા જીવને નિરાંત વળશે. અરે રામ ! તારા દુઃખનો કાંઈ કાંઠો નથી. તારી હવે કોણ પરવશી કરશે ? તારા પીયરમાં પણ સુખી નથી; તારી ભાભી તને ટપલા મારી સુકો રોટલો ખવડાવશે; એ બધું મારે લીધે. તું જીવતી મોઇ અને તારા ધણીના તથા તારા મોતની હત્યા મારે માથે બેઠી. અરે પરમેશ્વર તેં મને બળ્યું રૂપ શા સારૂં ? આપ્યું એ મુઆ રૂપથી આ સઘળી ખરાબી થઈ છે. એ સઘળાં પાપથી હું ક્યારે છુટીશ? જીવતાં સુધી મારા મનમાં પસ્તાવાનો તાપ બળ્યાંજ કરશે તેથી કદાપિ કહે છે તે પ્રમાણે મને ગમે તેટલું સુખ થશે તોપણ નહિ હોલવાય

એવા અગ્નિથી હું બળી બળીને મરી જઇશ. ઓ ભગવાન ! તે દહાડો જલદી આવે તો સારૂં. વળી પરમેશ્વરે બ્રાહ્મણમાં અને તેમાં સૌથી ઉંચી નાગરી ન્યાતમાં મને જન્મ આપ્યો તે સઘળું મિથ્યા. મારા એક ભવમાં બે ભવ થયા. કોણ જાણે કયા જન્મનાં પાપ નડયાં. ન્યાત, જાત, સગાં, વહાલાં, માબાપ, ભાઈ, ભોજાઈ, બહેન વગેરે સઘળાં કુટુંબનાં માણસોને મન તો હું આજ મરી ગઈ. અરે ! તમે મારૂં આજ સ્નાન કરજો. હું તેઓને કોઈ વખત મળીશ તો ખરી, પણ હવે કાંઈ પહેલાં જેવો વહેવાર રહેવાનો છે ? શું હવે એકઠાં મળીને ખવાવાનું છે ? આખા નગરમાં સૌ મારો ફિટકાર કરશે. રાજાના મહેલમાં સૌ મને શત્રુ ભાવે જોશે. બીજી રાણીઓ મારી અદેખાઈ કરશે. અને રાજાનો ભરોસો શો ? રૂપ તો ક્ષણભંગુર; રૂપ ઉપરનો મોહ ખોટો સમજવો. પણ લાચાર, હવે બીજો શો ઉપાય ? જે બન્યું તે બન્યું. દૈવની ગતિ આગળ કોઈ ડાહ્યુ છે ? મારા નસીબમાં આ દુઃખ લખેલું હશે તે કોટી ઉપાયે પણ મિથ્યા થનાર નથી. વિધાતાએ લલાટમાં જે લેખ લખ્યા હશે તે કદાપિ ફરવાના નથી; માટે હવે તો જે માથે આવી પડે તે મુગે મ્હોડે સહન કરવું."

## ૧૪૬—શા કળદેવ તથા દેવળદેવીની પ્રતિજ્ઞા.

"હે સૂર્યદેવતા ! તારૂં તેજ સર્વત્ર પડેછે, તથા તું માણસોનાં બહારનાં કામો તથા માહેના વિચારો જાણેછે. હે વનના દેવો ! તમે આ વાડીમાં આવા રળીઆમણા વખતમાં ફરતા હશો, તથા આ અમારો પવિત્ર કોલ થતો જોવાને આવ્યા હશો. વાયુદેવતા ! તું પવનની હરેક લેહેરમાં ફરેછે તથા માણસોના હરેક કામને જોયછે. વરૂણદેવતા ! તું મ્હિાંનાં નદી નાળાનું રક્ષણ કરવાને હાજરજ હોઇશ. હે વાયુમાં વસનારા અગણિત ગણો તથા કનિષ્ટ દેવો ! તમે દુનીઆ સંબંધીનું સઘળું કામકાજ કરોછો. તથા હે તેત્રીશ કરોડ દેવતાઓ ! તમે તમારા દેવચક્ષુઓવડે ગમે ત્યાં હશો તોપણ આ અમારો મેળાપ જોઈ શકતા હશો. અંતે હે સર્વવ્યાપક અને સર્વજ્ઞ પરમેશ્વર ! તારા એક મોટા મંદિરમાં અમે પ્રતિજ્ઞા લઈએ છીએ. તારા હુકમ સિવાય એક ઘાસનું તણખલું પણ હાલી શકતું નથી, તથા તારા

જાણ્યા સિવાય કાંઈ પણ કામ થઈ શકતું નથી. તમે સઘળા દેવોની સમક્ષ અમે બે શંકળદેવ તથા દેવળદેવી પ્રતિજ્ઞા કરીએ છીએ કે જે દૃઢ પ્રીતિ અમારા બેની વચ્ચે બંધાઈ છે તેને વધારે દૃઢ કરવાને, પ્રીતિવડે આ દુનીઆમાં જે સુખ પ્રાપ્ત થઈ શકે તે ભોગવવાને, પુરૂષ તથા સ્ત્રીના સંયોગથી જગતની વૃદ્ધિ થાયછે તે નિયમ અમલમાં લાવવાને, તથા પ્યારનો ભંડાર ઇશ્વિરે અનંત ડહાપણથી અમારા અંતઃકરણમાં મૂકેલો છે તેનો યથાયોગ્ય તથા સારે રસ્તે ઉપયોગ કરવાને, અને આ અમારૂં તન, મન, અને ધન આ દુનીઆમાં જ્યાંસુધી જીવીએ ત્યાંસુધી મેળવવાને અમે બે જણ આજે પ્રતિજ્ઞા કરીએ છીએ. આજથી અમારૂં એક સ્વરૂપ જાણવું, તથા સુખ અથવા દુઃખ જે સંસારમાં પડે તે અમારે સમાન ભાગે વહેંચી લેવું. આજથી અમારે અમારા સ્ત્રી પુરૂષના ધર્મ પ્રમાણે વર્તવું, અને જગતમાં પોતે સુખી રહી બીજાઓને સુખી કરવાને પ્રયત્ન કરવો. આ અમારા કોલ ઉપર જગકર્ત્તા ઇશ્વિર ! તું મહોર કરજે, તથા હે તેત્રીસ કરોડ દેવતાઓ ! તમે સાક્ષી કરજો; એટલે જો એ પવિત્ર કોલથી અમે ફરીએ તો અમે અમારા બાપદાદાના, અમારી જાતના, તથા પ્રાણી માત્રના ધર્મથી ફર્યા એમ જાણવું; ને એ અઘોર પાપને માટે નરકમાં જે મોટામાં મોટી શિક્ષા છે તેને અમે ખરેખરાં પાત્ર થયાં એમાં કાંઈ સંશય નથી. માટે રે અનાથના નાથ, રે દીનદયાળ પ્રભુ, રે જગતનું પ્રતિપાલન કરનાર ! તું નીચે જોઈને આ અમારા નવા સંબંધને પવિત્ર કર; અને અમારી બન્નેની સઘળી આશા સફળ કર. એ અમારી ખરા અંતઃકરણની પ્રાર્થના છે તે તું અપાર દયાવાન તથા અનંત પ્રીતિયુક્ત જગતનો પિતા સાંભળી લઈ માન્ય કરજે."

---

# રા. બા. હરગોવિંદદાસ.

## ૧૪૩—સ્ત્રીઓને જ્ઞાનની જરૂર.

કોઈ કહેશે કે બૈરાંને ક્યાં લડવા જવું છે કે તેમને હિંમત ને શુરાતનની જરૂર પડે ? તેમને તો સદાય મકાનમાં રહી ઘરધંધો કરવાનો

. સ્ત્રીઓને ક્યાં નોકરી કરવી છે, કે તેઓ કેળવણી લે તેના જેવો આ પ્રશ્ન છે. હિંમત અને શુરાતન બતાવવાનાં પ્રસંગ સ્ત્રીઓને માથે પણ આવી પડેછે અને તેટલા માટે એ ગુણો પ્રાપ્ત કરવાની અથવા તેમને ખીલવવાની જરૂર છે. કસરતથી શરીર તંદુરસ્ત રહેછે ને જોરાવર થાયછે. પગ ઉપર પગ ચઢાવી બેસી રહેવાથી કે અંગ ન કસાય એવું કામકાજ માત્ર કરવાથી શરીર કસાતું નથી, અને તેથી તે પીળું દેડકા જેવું અથવા નિર્માલ્ય થઈ જાયછે. એક કોળણ એકલી બેધડક અને ઉતાવળી પરગામ ચાલી જાયછે, તેવું ઉંચ વર્ણની સ્ત્રીથી કેમ થઈ શકતું નથી ? એ ત્રણ કોળણો ગાવા માંડે તો આખું ગામ ગજવી મૂકેછે, ત્યારે પાંચ પચીસ ઉંચવર્ણની ગાનારીઓનો સ્વર મહોલ્લા બહાર પણ ભાગ્યેજ સંભળાયછે. ઉંચવર્ણની સ્ત્રીઓ માંદલી રહેછે, અને તેમને વારેવારે ઓસડ વેસડની જરૂર પડેછે, ત્યારે નીચવર્ણની સ્ત્રીઓ જુલાબ કેવો હોય તે પણ ઘણીખરી જાણતી નથી. જેમ શરીર નબળું તેમ રોગનું જોર વધારે ને હિંમત ઓછી થતી જાય. ભૂતાવળ (હિસ્ટિરીઆનો રોગ) સ્ત્રીઓમાં વધારે શાથી જોવામાં આવેછે ? જેમ શરીર નબળું તેમ મન પોચું પડે, અને તેના ઉપર ગમે તેવી અસર થઈ જાય. પોચા મનપર વહેમની ને અજ્ઞાનતાની અસર ઘણી થાયછે; વહેમે અને અજ્ઞાનતાએ ઘણે ભાગે સ્ત્રીવર્ગમાં ઘર કરેલું છે, "મનસા ભૂત ને શંકા ડાકણ" કહેવામાં આવેછે તેમ જ 'બીએ તેને આવી લાગે' એવી કહાણી ચાલેછે; છતાં ભૂતપ્રેતની અસર સ્ત્રીઓ ઉપર વિશેષ થાયછે, કેમકે માણસ મુઆ પછી ભૂત થાય છે ને તે નજીકનાં સગાંને તેમ બીજાંને વળગેછે, એમો વહેમ સ્ત્રીઓમાં હોયછે, અને વહેમની મારી બીકને લઈને તેઓ [illegible] ઊઠેછે. આવી આપત્તિઓમાંથી દૂર થવા માટે, અને ભયને વખતે [illegible] કરી શકાય તે અર્થે સર્વ કોઈએ પ્રથમ શરીર સુદૃઢ રહે એમ કરવું જોઈએ.

લોકો કહેછે કે, "દીકરીની માટીને શા ઝટકા પડનાર છે !" પણ આપણા ઘર સંસારમાં આપણે શું જોઈએ ? પ્રથમ તો કોઈ સ્ત્રીને દીકરી અવતરે કે તેના ઘરનાં માણસ મોં મચકોડે છે અને દિલગીર થાય છે

એટલુંજ નહિ પણ જાણે તેમાં તે સ્ત્રીનીજ કસુર હોય તેમ તેનાપર અણગમો બતાવી તેની સુવાવડમાં માવજત પણ જોઈએ તેવી થતી નથી. સૌ કોઈ પુત્રપ્રાપ્તિની હરવખત આશા રાખે છે, પણ તે જાણતાં નથી કે એકલા પુત્રોજ જન્મે તો સંસાર નભી ન શકે. જેટલી જરૂર પુત્રની છે, તેટલી જરૂર પુત્રીની છે તે વાત લક્ષમાં ન રાખતાં પુત્રીની સંભાળ બેદરકારપણે લેવાય છે. એમ ધારી તેને પાળવા પોષવામાં લક્ષ થોડાજ માબાપ આપે છે. ખાવા-પીવાની બાબતમાં ને લુગડાલત્તા પહેરવામાં તેના શરીરનું પોષણ અને રક્ષણ થાય એ ઉપર ધ્યાન અપાતું નથી. કાચું, કોરૂં, ટાઢું, શીળું, કોહ્યું, દવાયું હોય તે સ્ત્રીવર્ગને ભોગ પડે છે. મંદવાડ વખતે ચાંપતા ઉપાય લેવાતા નથી. વ્રત અપવાસવડે કાયાકષ્ટી હદ ઉપરાંત કરવામાં આવે છે. લુગડાં ઘરેણામાં ઉપયોગ કરતાં શોભા ઉપર લક્ષ વધારે અપાય છે. ભલે જાડા લઠ્ઠ દાગીનાવડે હાથપગનાં કાંડાં કંતાઈ જાય અને નાક કાનના વહે વધીને તૂટી જવાનો પ્રસંગ આવે અથવા દાગીનાની લાલચે ચોર લુચ્ચાઓ છોકરાંનો જીવ લે, તોપણ તે પહેરાવવા ખરા. છોકરાં ભલે લુગડાંવિના નાગાં ફરે પણ તેમના અંગપર દાગીના તો જોઈએજ. છોકરીઓને વિવાહમાં ગમે તેવે ટાણે ગમે તેવા વર સાથે પરણાવી કાચી વયે સાસરે મોકલવામાં આવે. સાસુ વઢકારી હોય, નણદી છિદ્રો ખોળનારી હોય અને બીજા ચાડીચુગલી કરનારાં હોય તો નાનીશી વહુપર પસ્તાળ પડવા માંડે, તેને માથે અનેક કામનો બોજો પડે, અને આરામ વિશ્રામ લેવા જાય તો તેની ફજેતી કરવામાં આવે. માઠાં ભાગ્યે ઘણીવાર કજોડાં હોય છે તો છોકરીની માઠી દશા થાય છે. કેટલીકવાર કુલવાન વર ખોળવાની લાહેમાં ઘરની કંગાળ સ્થિતિ જોવામાં આવતી નથી તેથી છોકરીને સાસરીઆમાં અન્નપાણીના વેલા પડે છે. કદી તે સુખી ઘરમાં પડી હોય અને ત્યાં ચાકર નોકર કામ કરનાર હોય તો તે વિના કામકાજે શરીર બગાડે છે. બાળલગ્નની રૂઢીથી છોકરીઓને સારૂં શીખવાનો પ્રસંગ આવતો નથી. આ બધી પીડાઓ ને અડચણો જાણવામાં છતાં માતાઓ પોતાની દીકરીઓના સુખનો વિચાર ન કરે તો તે પોતાના ફરજંદ ઉપર એક જાતનું ઘાતકીપણું વાપરે છે, અને તે સંતાન પ્રત્યેની પોતાની ફરજ

અદા કરતાં નથી તેથી પાપમાં પડે છે એમ સમજવું. દીકરીઓનો સંસાર ઘણી માતાઓ બગાડે છે. બાળપણામાં પરણાવી દેવાની અને પોતાના હાથ કંકુના કરવાની તે હઠ લે છે, આજુબાજુનો વિચાર કર્યા વગર તે અમુક ઠેકાણેજ પરણાવવાની જીદ કરે છે. દીકરીને શિક્ષણ આપવાના કામમાં પણ તે આડી આવે છે અને કેટલીકવાર તો તે દીકરીને સાસરે જતાં ઉંધી શીખામણ આપે છે.

ઘર એ સ્ત્રીનું કહેવાય છે અને તેથીજ તેને ઘરધણીઆણી કહેછે. ઘરનું રાજ તેને સોંપાએલું હોય છે, પરંતુ આપણે ઘણીવાર જોઇએ છીએ કે સ્ત્રીઓ રાજસત્તા ખોઈ બેસેછે, કેમકે તે ચલાવવાની તેનામાં શક્તિ કે આવડત હોતી નથી; એને માટે જે જ્ઞાનની જરૂર છે તે તે મેળવતી નથી; એને માટે જે અનુભવ જોઈએ તે તે સંપાદન કરતી નથી; એને સારૂ જે સામદામ ઉપાય લેવા જોઈએ તે લેતાં તેને આવડતા નથી. કાંતો તે અતિ મિજાસી હોય છે કે કાં તો તે અતિ ભલી નીવડેછે, એટલે ઘરનાં માણસો કાં તો કંટાળેછે કે કાં તો તેને ગણકારતાં નથી. ઘરખટલો ચલાવવામાં કાં તો તે અતિ ઉદારતા દેખાડેછે, કે કાંતો તે અતિ કંજુસાઈ બતાવેછે. તેનું પરિણામ એ આવેછે કે કાંતો તેનું રાજપદ તેનો ધણી છીનવી લેછે, કે કાંતો તેથી ઘરની ખરાબી થાયછે. ઉડાઉપણાથી ઘર ખાલી થઈ જાયછે, ને કંજુસાઇથી ઘરમાં રહેનાર હેરાન થાયછે, મધ્યમ માર્ગ કરકસરનો પકડયા વગર ઘર સારી રીતે ચાલે નહિ. ઘરમાં વૃદ્ધ વડીલો સાથે ને નાનાં બાળકો સાથે કેવી રીતે વર્તવું તે ઘણી સ્ત્રીઓ જાણી શકતી નથી. બધાંના મિજાજ એકસરખા હોતા નથી. તેથી ઘર નિભાવવામાં ઘણી યુક્તિ કરવી પડેછે. કેટલીકવાર "બારણાં ઉઘાડાં ને ખાળે ડાટા" ની માફક–ખાવાપીવામાં ને ખરા સુખનાં સાધનોમાં કંજુસાઈ કરવામાં આવેછે, અને દરદાગીના પાછળ અને નાતવરા પાછળ ઘેલાળપણું બતાવવામાં આવેછે. લોકનાં વખાણ સાંભળવા માટે ફુલણજી થવું એ ચહાવા લાયક નથી. પેટે પાટા બાંધી વૈતરું કરવું અને શુભાશુભ પ્રસંગે ઘીની છોળો ઉડાવવી એ શું ડહાપણ ભરેલું છે ?

છોકરીઓને વળી કસરત કેવી એવું ઘણાં બૈરાં કહેછે, અને નિશાળમાં કસરત ચાલતી હોય તો તે વિષે હાસ્ય કરેછે. જેમને ઘરના કામકાજથી અંગકસરત જોઈએ તેટલી થતી હોય તે છોકરીઓને બીજી કસરતની જરૂર નથી, પરંતુ જેમને ઘરનું કામકાજ કરવું ન પડતું હોય તેમને કસરતની ખાસ જરૂરછે, કેમકે લોઢાની માફક શરીર પણ ઘસાયા વગર કટાયછે ને ખવાઈ જાયછે. પ્રાણીમાત્રને ઇશ્વિરે કામકાજ કરવા સરજ્યાં છે. પશુપક્ષીઓ આખો દહાડો ફર્યાં કરેછે. "ફરે તે ચરે" એ કહેવત પણ એથીજ ઉત્પન્ન થઈ છે. જેણે કામ કર્યું તેણે કામણ કર્યું એ કથન ખોટું નથી. કામ કરવામાં નાનમ નથી. કામ ન હોય એટલા માટે આખો દહાડો પડી રહેવું કે બેસી રહેવું એ બરાબર નથી. એથી અનેક જાતના રોગ અંગમાં દાખલ થાય છે. શ્રીમંત લોકને ત્યાં સંતાનની ખોટ હોયછે તેનું કારણ મુખ્ય કરીને શરીરની નિર્બળતા છે. બેસી રહેવાથી ખાધેલું પચતું નથી અને તેથી શરીર નબળું પડેછે. દેવ દેવસ્થાન ગામની બહાર દૂર રાખેલાં હોય છે તેનું એક કારણ લોકોને દર્શન કરવા જતાં કસરત અને ખુલ્લી હવાનો લાભ મળે, પણ શ્રીમંતના બૈરાં તો જાણે પૃથ્વી ઉપર પગ પણ ન મંડાય તો સારૂં એમ સમજી દર્શન કરવા પણ ગાડીઓમાં બેસીને જાયછે. ગામ કરતાં બહારની હવા વધારે સ્વચ્છ હોય છે. ઘરનાં અંધિઆર ઓરડામાં રાતદિવસ કાઢવાથી ખુલ્લી ને સ્વચ્છ હવાનો લાભ મળતો નથી. જ્યારે દરીઆકાંઠે સેંકડો પારસણોને મડમોને ફરતી જોઈએછીએ ત્યારે ત્યાં હિંદુ—ખાસ કરીને ગુજરાતી સ્ત્રીઓ જવલેજ નજરે પડેછે. હવા અજવાળાનો વિચાર કર્યા વગર જો ઝાડનાં કુંડાં અંધારામાં મૂકવામાં આવે તો ઝાડ કરમાઈ જાયછે. એક ભેંસને છ માસ સુધી અંધારા કોઢીઆમાં પુરી રાખવાથી તેનો રંગ બદલાઈ ગયો હતો. આ ઉપરથી ખુલ્લી ને સ્વચ્છ હવા અને પ્રકાશનો લાભ કેટલો છે તે સમજાશે.

અંગની સાથે બુદ્ધિબળ વધારવાની જરૂર છે. જેમ શરીર બળવાન હોય તેમ મગજ પણ બળવાન થાયછે. પરંતુ એ બંનેને કસવાની ને ઉપયોગમાં લેવાની જરૂર છે. બુદ્ધિબળ વધારવા માટે છોકરીઓને શિક્ષણ આપવુંજ જોઈએ, સૌથી સારૂં શિક્ષણ માતા આપી શકેછે. કેમકે તેના

સંગમાં છોકરાં રાત દહાડો રહેછે; પણ એ કામ માટે આપણા દેશની થોડીજ માતાઓ લાયકાત ધરાવેછે. પોતેજ ભણેલી ન હોય તો પોતાનાં છોકરાંને તે કેમ ભણાવી શકે ? પોતેજ બીકણ બિલાડી હોય તો પોતાનાં છોકરાંને તે હિમ્મતવાન શી રીતે કરી શકે ? પોતેજ નીતિ, રીતિ, વિવેક જાળવતી ન હોય, તો તે પોતાનાં છોકરાને લક્ષણવંતા કેમ કરી શકે ? જેટલું જ્ઞાન આપણાં છોકરાં નિશાળમાંથી આઠ દસ વરસની વયે મેળવેછે તે કરતાં પણ વધારે જ્ઞાન વિલાયતમાં છોકરાં પાંચ છ વર્ષની વયે ગૃહ-શિક્ષણથી પ્રાપ્ત કરી શકે છે. છોકરીઓ નિશાળમાં લાંબી મુદત રહી શકતી નથી. કેમકે તેમને પરણાવી હોય તો નાની વયે સાસરે વળાવી દેછે, અને સાસરે ગયા પછી નિશાળમાં મોકલાય નહિ એમ લોકો સમજે છે; એનું પરિણામ એ થાય છે કે છોકરીઓ થોડું ને નજીવું જ્ઞાન માત્ર નિશાળમાંથી મેળવી શકે છે, અને તે થોડી મુદતે વિસરી જાયછે, કેમકે પાછળથી પુસ્તકો વાંચવાનો કે અભ્યાસ આગળ વધારવાનો તેને પ્રસંગ મળતો નથી. આવું ટુંક ભંડોળીઉં શિક્ષણ શા કામમાં આવે ? ઘરનો હિસાબ રાખતાં પણ તેને આવડતો નથી, તેથી ઘરની વ્યવસ્થા ચલાવ-વામાં તે કાચી પડેછે. ઉંચી જાતના શિક્ષણ વગર સ્ત્રીજાતિ સુધરવાની નથી. અને જ્યાં સુધી સ્ત્રીઓ અજ્ઞાન રહેશે ત્યાં સુધી દેશની સ્થિતિ પણ સુધરવાની નથી. આપણે અહીં જ્ઞાનનાં કજોડાં ઘેર ઘેર જોવામાં આવે છે. છોકરો બી. એ. એમ. એ. થયો હોય ત્યારે તેને જે ઝાંખરૂં કોટે વળગ્યું હોય તે કાળા અક્ષરને કૂટી મારે એવું કે બે ચાર ચોપડાઓનું જ્ઞાન ધરાવતું હોયછે. બંને ભેગાં મળે ત્યારે વાતચીતમાં શો આનંદ મળે ? બૈરી નાત જાતની લગ્નની મરણની વાતો કાઢે કે પડોશણો ને સગાં વહાલાંની નિંદા કરે તે ધણીને પસંદ ન પડે. ધણી કંઈ જ્ઞાનની વાત કરે તેનાપર સ્ત્રીને અભાવો થાય. સ્ત્રીઓ ગાવા બજાવવાની કળા શીખવાનું કરે તેનાપર તો લોકોમાં તેની ભારે વાતો થાય, પણ ઘરની અંદર નિરપરાધી આનંદ મેળવવામાં ગાનતાન કેટલી મદદ આપેછે તે ઘણાંના સમજવામાં નથી. બીજી વિદ્યાઓ જે સ્ત્રીપુરૂષને અનેક રીતે ઉપયોગી થઈ પડે તે સ્ત્રીઓને શીખવવામાં આવતી નથી. છોકરીઓ થોડું ઘણું શીવણ, ભરત

શીખેછે તો ઉંચી જાતનું વેતરતાં ને કપડાં બનાવતાં આવડતું નથી. અગર ભરતકામ માલવગરનું કરેછે.

---

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

## ૧૪૪—દંપતીનું અન્યોઅન્ય કર્ત્તવ્ય.

કુટુંબસંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે. દીર્ઘદ્રષ્ટિ, સ્વાર્થ ત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્યવહારકુશળતા, સેવ્યબુદ્ધિ, સેવકબુદ્ધિ ઇત્યાદિ અનેક મહાગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલો જ છે. ગૃહિણીનું કામ ભાડુતી ચાકરોથી થવાનુંજ નથી અને ગૃહકાર્ય હલકું ગણી તેમાંથી ઉદ્ધારવાને બહાને સ્ત્રીને બાહ્યસંસારમાં ધકેલવી એ પાશ્ચાત્ય બુદ્ધિ વિદ્યાચતુરને ઘણાં કારણથી રૂચતી ન હતી. એ કારણોનો ટુંકામાં સમાસ એક પ્રસંગે તેને ગુણસુંદરીએજ કરી બતાવ્યો હતો. એક પારસી વર્તમાનપત્રમાં સ્ત્રીઓને બહાર પાડવા વિશે નિબંધ હતો તે વાંચી રહી પત્ર પતિના હાથમાં મૂકતી મૂકતી ગુણસુંદરી બોલી, " મારા ચતુર વ્હાલા! આ લોકો લખેછે તે શું તમે ખરૂં ધારોછો ? અમારે અમારૂં શું ઓછું છે ? અમારાં શરીર તેમ અમારાં મન સંસારના ગર્ભ ધારણ કરવાનેજ સરજેલાં છે. અમારાં શરીર છે તે સંસારને ઉછરવાનું સ્થાન છે. એ શરીરને પુરૂષના સંસારને ધક્કેલે ચડાવવાં તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે. તમે દાંત–અમે જીભ. તમે તમારૂં કામ કરો અમે અમારૂં કરીશું. તમે કમાવ, અમે ઘરસંસાર નિભાવીશું. સ્ત્રી વિના તમારી કમાઈનો અર્થ કોણ સરાવશે ? તમે પણ પેટની સેવા સારૂ જીવશો, અને અમે પણ તેમ કરીશું, ત્યારે તમારી સંતતિની, તમારા કુટુંબની, તમારા ઘરની, તમારા મનની, તમારા આનંદની, તમારા ધર્મની સંભાળ કોણ લેશે ? શું ઈશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની

સેવા કરવી ? અમને અમારૂં કામ જે આવું મોટું છે તે શીખવવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય; વધે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. કુમારા પુરૂષો ગરીબ હોયછે ત્યારે પોતે પોતાના ચાકર ને રસોઇઆ બનેછે તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બનેછે. રસોઇનું કામ સોંપી સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલેછે, કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરૂષ અને સ્ત્રી ઉભયને કરવું પડેછે. દશ રૂપીઆ કમાવા બજારમાં મજુરી કરવી અથવા બસો રૂપીઆ કમાતા ડાકતર બની દવા ઉકાળવી અને ગુમડાંનાં પરૂમાં હાથ બોળવા તેના કરતાં રસોઇને કીયા ઇશ્વિરે હલકી કહી છે જે ? અમે અમારી બુદ્ધિ રસોઇમાં ચલવીશું. તમારાં સાધન વધશે ને રસોઇઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે અમે મહેલ રચીશું, તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું, તમને જે વિદ્યા સેવવાને અવકાશ નહી મળે તે અમે સેવીશું; તમારી રસવાસનાને, તમારા કવિત્વને, તમારા જ્ઞાનને, તમારા શૌર્યને, તમારી દેશ ભક્તિને, ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું. જીભ કોમળ કામ કરશે ને દાંત કઠોર ચાવણું ચાવશે. તમારાથી અમારૂં કામ નહી થાય. અમે અમારૂં કામ યોગ્ય રીતે કરીશું તોજ તમારો સંસાર આગળ ચાલશે. તમારો સંસાર આગળ ન ચાલે તો અમને પણ હાનિજ છે. મારી તો એવી બુદ્ધિ છે," આ સાંભળી વિદ્યાચતુર હસ્યો અને બોલ્યોઃ–ઠીક તને પણ ભલું મનવતાં આવડેછે. 'આપણામાં સ્ત્રીઓ પોતાને પતિની દાસી કહેવડાવે છે, સેવકનું કામ છે કે સેવ્યને મોટપ આપવી, પણ અમે તો હવે અંગ્રેજી ભણ્યા એટલે આપણા હક સરખા !"

ગુણસુંદરી–" કોણ કહેછે જે હક સરખા નથી ? ખાવું, પીવું સર્વ તમારે ને અમારે સરખું જોઇએ છીએ. પણ સરખા હક કરીને તમારાથી ગર્ભ ધરાવાનો નથી ને અમારાથી અમારૂં કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઈ મોટું નાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજુરી કરે છે ને નોકર શેઠને સારૂ મજુરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી ને નોકર હથ નીચે, પણ ઉભયને પરસ્પરની ગરજ. હાથ ઉપર ને પગ નીચે એથી

ઇશ્વરને મન હાથ વધારે નથી ને પગ ઓછા નથી. શાના વગર ચાલશે ? સ્ત્રી પુરૂષને પણ એમજ છે. મારા ને તમારા સરખા હક, પણ મને ઇશ્વરે તમારા કરતાં ચાર તસુ નીચી: કરી તે કંઈ ઉંચાં થવાશે ને સ્ત્રી મટી પુરૂષ થવાશે ? અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો, અમને માણુસને ઠેકાણે ઢોર ગણુતા હો ત્યારે તમારો દોષ. આ તો શું ? પુરૂષ તો પુરૂષનું કામ કરેસ્તો, ને સ્ત્રીએ ઘરની ચિંતા ન ઉપાડવી ને ડાહ્યાં ડમકાં બની ટાપટીપ કરી ગપાટા મારવા ને બેસી રહેવું ને ધણીને કહેવુ કે મારે તો ખાવાનું જોઈએ, પહેરવાનું જોઈએ, રસોઈઓ જોઈએ ને તમારા માબાપ વૃદ્ધ થયાં માટે હું કાંઈ મારૂં જોબન જવા દઉં ? એ તો કેવું કે તારૂં મારૂં સહીઆરૂં ને મારૂં મારૂં પોતાનું. આપણે એવાં થઈ આપણું ઘર બગાડવું ને દીકરીઓને એવી કરી જમાઈનાં ઘર બગાડવાં, એ તો બહુ સારો ધંધો માંડયો. તમે બહાર દિવાન થાવ તો તમારૂં ઘર દિવાનના જેવું કરવું, તમારા કુટુંબને દિવાનના કુટુંબનું સુખ આપવુ, ને તમે તમારા બહારના કામના વમળમાંથી થાકી ઘેર આવો ત્યારે તમારી પદવી જેટલા ઉંચા સુખસંસારમાં તમને લઈ લેવા એ અમારૂં કામ ને એમાં અમારી વડાઈ."

"વારૂ, હું દીવાન થઉં તો એમ કરજે. હાલ તો આપણા આ નાના ઘરમાં તહારી ચતુરાઈ કેટલી પહોંચેછે તે દેખાડજે. પણ હાલ અભ્યાસ કેમ ચાલે છે ?" વિદ્યાચતુરે પુછયું ને ગુણસુંદરી નરમ જવાબ આપશે એમ ધાર્યું.

ગુણસુંદરી:–"અભ્યાસ ? આ બધો એ અભ્યાસજ છે કની ? કાગળનું પુસ્તક કે સંસારનું પુસ્તક જેમાંથી શીખીએ તેમાંથી શિખાય ! વંચાશે હળવે હળવે–ત્યાર સોરૂં બધું રસ્તે પડશે એટલે, હાલ તો ઘરમાં ગમ્મત છે. ચાર વાગે કુકડો બોલતાં ઊઠી તમારી પાસેથી નીચે જાઉંછું તે તમને ખબર છે. જઈને પહેલું કામ એ કે ઘરમાં દીવા કરૂંછું એટલે તમારા ઘરમાં અંધારાનું અજવાળું થાયછે. ચાકર બિચારો બાર વાગે સુવા પામેછે તેને ઉંઘમાંથી ઉઠાડવાનું પાપ વહોરવું એ સવાર થતાં પહેલાં મારૂં બીજું

કામ. શું કરૂં ? કોઈ જાગે નહી એમ ધીમે ધીમે ઉઠાડવાનું કરૂંછું, તે કોઈ વખત તો ઉઠે અને કોઈવખત તો દયા આવેછે એટલે સુવા દઉંછું. પછી એ ગરમ પાણી મૂકે કરે એટલામાં હું મારી મેળે દાતણ બાતણ કરી, મારી જાતનું કામ કરી નહાઈ ધોઈ, ચોટલો ચાંલ્લો કરી પરવારૂંછું. ત્યારપછી સાસુજીની પૂજાની સામગ્રી તૈયાર કરી એ ઉઠયાં હોય એટલે એમને સ્વાધીન કરૂંછું. એ કામ બીજા કોઈને સોંપું પણ એમનો સ્વભાવ ચટવાળો ને આકળો ને તેથી જેને સોંપું તેને ને એમને બેને દુઃખ થાય એવું છે માટે હુંજ કરૂંછું. એટલામાં ઘરમાં સઉ ઊઠયાં હોય તો પોતપોતાનું કામ કરવામાં રોકાય તેટલી વારમાં રસોઈનો સામાન હું તૈયાર કરૂંછું. દુઃખબા બેન ઘણું ખરૂં દિલગીર રહ્યાં કરે છે એટલે કામ કરતાં કરતાં વિચારમાં પડી જાય છે ને એમનાથી હેરાફેરા થતા નથી એટલે રસોઈમાં નાવાનું એમને ઠીક પડે છે ને કુમારીને સાથે શીખવાને નવડાવુંછું. આપણે શીખવીએ ત્યારે ઠીક ન પડે ને બહેન શીખવે ધમકાવે તેથી હરકત નહી. ઘરમાં હાલ છોકરાં બહુ થયાંછે તેમને નવરાવવાં શણગારવાં વગેરે કામ સુંદરભાભીને ગમેછે ને એમની મેળે કર્યા કરેછે. ચંચળબેન સવારનો વખત વડીલને સારૂ ચાહ, ઓસડ વગેરે તૈયાર કરવામાં ગાળે છે અને હું ઘરમાં સૌને સારૂ હેરાફેરા કરૂંછું ને સામાન સુમનની ગોઠવણ કરાવી ચાકર ઉપર દેખરેખ રાખુંછું. એનાપર દયા રાખુંછું ખરી પણ દેખાડતી નથી કારણ દયા દેખાડીએ તો બગડી જાય. આમને આમ આખો દિવસ ચાલ્યો જાય છે ને ઘરમાં આનંદ વર્તે છે."

## ૧૬૫--ગંગાનો પત્ર.

ઓઠ કરડી ભ્રમર ચડાવી સરસ્વતીચંદ્રે બીજો પત્ર વાંચવાનું આરંભ્યું. એને મથાળું ન હતું અને નીચે સહી ન હતી. માત્ર ચંદ્રકાંતની સ્ત્રી ગંગાના વાંકાચુકા અક્ષર હતા.

"તમારો કાગળ પહોંચ્યોછે. નણંદે કોડી વાંચી આપ્યો છે. તમે એ કાગળ જુદો લખી ઉપર ટીકટ ચોડવાનું ખરચ કર્યું તે કોઈને ગમ્યું નથી તેથી મેં આ કાગળ સંસારીલાલને બીડવા આપ્યો છે. હવેથી તો

"એમ પણ કાગળ નહી લખાય. કારણ સંસારીલાલને કાગળ આપવા જઉં 'એટલે ઘરમાંથી સઉ સતીઓ મારી વાતો કરેછે. તે તો જાણે કે ન ગાડું પણ બચારા સંસારીલાલ મારે માટે નકામાં વગોવાય એ અણજુગતું. તમારા ઘરમાં જે વાત અણજુગતી નહિ થાય તે નવાઈ. હું મારી પોતાની વાતમાં તો ઘુટડા ગળી જાઉંછું પણ આટલું આટલું તમે કરોછો તેનો પાડ ન માને તો ધૂળ નાંખી; પણ ઉલટાં ખાય ને ખોદે તે આપણાથી ખમાતું નથી. તમારી વાતમાં કોઈ બોલે ત્યારે તો હું સઉને શેર શેરની ચડાવું છું ને માથાની થાઉંછું. બાકી ઘરનું કામ ઉસેડીને કરૂંછું ને મને કાપડું આપતાં સઉના જીવ કચવાયછે તે જુદું."

બધાને બધું જોઈએ ને તમારે કે કીકી સરખીને પાઇ જોઈએ નહી એવો ધંધો છે. પણ વળી લખશો કે પરદેશ ગયો તોયે કુથલી કરેછે ને જંપવા દેતી નથી. માટે આટલાથી બધું સમજજો."

"કીકી નીશાળે જાયછે તે સહુ બડબડેછે કે ઘરમાં રહેતી હોય તો કામ તો કરવા લાગે ને છોકરીઓને ભણીને શું કરવું છે. જમવાને વખત સઉને થયો હોય તોયે કીકીને નિશાળને માટે મોડું થાય તેની ફીકર કોઈને નહી. બે દિવસ એણે ફી માગી તોયે કોઈને તે આપવા વખત ન મળ્યો. કાલ તો નંબર ગયો ને રોઈને ફી માગી ત્યારે એને ઉલટી ધમકાવી અને મારો મિજાજ હાથમાં રહ્યો નહી એટલે જુદ્ધ મચાવ્યું ત્યારે ફી મળી. હું રોઈ નથી માટે ફીકર કરશો નહી."

"કીકીનો વિવાહ કરવાનો વિચાર ચાલેછે પણ ઠેકાણું તમને અણગમતું છે તેથી સઉ અટક્યુંછે. બને તો તમને પૂછ્યા વગર પરબાર્યું કરી દેવા સુધી ઉમંગ રાખ્યો હતો. પણ હું કાગડી જેવી ચેતી ગઈ એટલે બીજું જુદ્ધ મચવ્યું ને તરત તો વાત તોડી નાંખી છે. ભાણુને કન્યા નથી તેથી સાટું થાય એવો તાલ હતો તેમાં તરત મેં ધૂળ નાંખી છે."

"આટલી નવાજુનીથી તમારૂં પેટ ભરાશે પછી પરદેશમાં અજીણ થાય એટલું લખું તો મારેજ વેઠવું પડે, કારણ તમારા વગર બીજું કોઈ

મારી દયા જાણે એમ નથી. કોણ જાણે કેઈ રાંડ આ સંસાર બડવા જેટલી નવરી પડી હશે."

"બધાંને બકવું હોય તે બકે ને ઘરમાં પઇસા ખુટશે તો હું ચાંદ્રાયણ કરીશ ને સઉને સાથે ભુખ્યાં રાખીશ. પણ જેને શોધવા ગયા છો તેને લેઈનેજ આવજો ને હાથમાં આવેલા પાછા નાસવાનું કરે તો આ કાગળ વંચાવી દાખલો દેજો કે ગંગાના જેવી બાયડીઓ ઘેર ઘેર વેઠેછે તે પહોંચી વળેછે તેનાથી હજારમા ભાગ જેટલી તમને તો કોઈએ ચુંટી પણ ભરી નથી ને એવા સકોમળ તમે થયા તેમ સઉ ભાયડાઓ થશે તો બ્રહ્માએ ઘડેલી બધી બાયડીઓ કુમારી રહેશે. પણ બાપનાં વાંક માટે બાયડીને રોવડાવે એવો ન્યાય બારીસ્ટરે કર્યો તેવો ન્યાય તમારૂ જોઈ વકીલ કરી બેસશે તો બીચારાં કુમુદસુંદરી તો ગરદન માર્યા મુવાં પણ ગંગાભાભી તો તમારી કોટે વળગશે."

## ૧૪૬—ચંદ્રકાંતનો પત્ર.

ગંગાના પત્ર નીચે ચંદ્રકાંતે લખેલું ટાંચણ વાંચવા માંડયું. "મને "સમાચાર કહેતાં કે લખતાં કે મારી પાસે ઉભરા કહાડતાં મારી દયા ન જાણવી ને બીજા કોઈની બીક ન રાખવી. સ્વામી અને સ્ત્રીના અંતઃકરણ એક બીજા પાસે ઉઘડે એ તેમનો અનિવાર્ય અધિકાર છે. તેમાં માતા-પિતા કે બ્રહ્મા જે કોઈ અંતરાય નાંખવા આવે તેને ધક્કો મારવામાં ધર્મ છે. એ ધર્મ ન પાળવાથી લગ્ન રદ થાયછે ને માબાપ છોકરાનું લગ્ન કરાવે ત્યારથી તેમને આટલી વાતમાં અધિકારનું રાજીનામું આપેછે. માટે આ વાતમાં કોઈનું કહ્યું માનવું નહી. બાળક પ્રતિ આપણો ધર્મ પણ એવાંજ કારણથી અનિવાર્ય છે. કીકાના વિવાહ અને અભ્યાસની વાતમાં મેં કહ્યું છે તેજ કરવું અને કોઈની વાત ગાંઠવી નહી પણ માથાનાં થઈ ધાર્યું કરવું.

કેટલાક સ્વામી માને વશ થઈ સ્ત્રી ઉપર જુલમ કરેછે અને કેટલાક સ્ત્રીને વશ થઈ માબાપ ઉપર જુલમ કરેછે. આ ઉભય જાતના સ્વામી

અધર્મી અને અન્યાયી છે. એક પાસ માબાપ અને એકપાસ સ્ત્રી બેની વચ્ચે ન્યાય કરવો એજ ધર્મ છે. પણ બે પાસાના વિશ્વાસ વિના આ ન્યાય શુદ્ધ થતો નથી અને તે શુદ્ધ હોય તો પણ તેનો અમલ બરોબર થતો નથી. ગંગાવહુ, આટલું સમજવા જેટલું મેં તમને ભણાવ્યાં છે. તમે મારી પાસે મન ઉઘાડી વાત કરી શકોછો એટલું ઘરનાં બીજાં માણસ કરે એમ નથી. તમે નાનાં હતાં ત્યારે અરસપરસ સ્નેહ બંધાય અને મારાં માણસ તમારાં થાય અને તમે એમનાં થાઓ એટલો પ્રયત્ન મેં કરેલો છે તે તમને ખબર છે. તમે મોટાં થયાં ત્યાર પછી મેં તમને અને તેમને પુરી સ્વતંત્રતા આપી છે, એટલે તમારે સઉએ એક બીજાને કેમ સંભાળી લેવાં અને કેમ સુધારવાં કે પાંસરાં કરવાં એ હવે તમારી ચતુરાઇનું અને તમારા મનગમાનું કામ છે તેમાં હું વચ્ચે પડવા ઇચ્છતો નથી. રોપશો તેવું લણશો ને તમારાં સુખદુઃખ તમે જાતે ભોગવશો–તે મારે માથે નહી. શાસ્ત્રના વચન પ્રમાણે પુત્રને સોળે વર્ષે મિત્ર ગણવો ને સ્ત્રી ઘેર આવે ત્યાંથી મિત્ર થાય. તેને સટે દેશરિવાજ પ્રમાણે મેં ગંગા વહુ વીશ વર્ષનાં થયાં ત્યાં સુધી તેમને બાળક ગણ્યાં ને તેમને ત્યાં સુધી રમાડયાં પણ ખરાં ને રોવડાવ્યાં પણ ખરાં. ત્યાર પછી એ અધિકાર છોડી તેમને કુલઅધિકાર આપેલો છે. એટલે હવે તમારે કે ઘરમાં કોઈએ એવી આશા ન રાખવી કે ઘરકુથલીના ન્યાયના કડાકુટમાં ચંદ્રકાંત પડે. બાકી આપણી મિત્રતા તો મરતા સુધીની ઠરી, તેથી તમારી વાતો સાંભળવા અને માગો ત્યાં તમને સારી શિખામણ આપવાને આપણુ કેડ ભીડીને તૈયાર છીએ. તમારે જે જોઈએ તે માગવા તમારી સ્વતંત્રતા છે. તમે ઘેલું માગોછો કે ડાહ્યું માગોછો તે વિચારવાનું કામ તમે મિત્ર થયા પછી હું હાથમાં રાખતો નથી. કારણ પુરૂષ જે ઇચ્છે તે ડાહ્યું અને સ્ત્રી જે ઇચ્છે તે ગાંડું એ શાસ્ત્ર હું માનતો નથી. નાનાં છોકરાંની પેઠે મોટી ઉંમરની સ્ત્રીઓને પણ સ્વામીની ઇચ્છાના સાંકડા ચીલામાં કેદ કરી ચલવવી એ વાત મિત્રધર્મથી ઉલટી છે અને એમાં જગતનું કલ્યાણ પણ નથી. કારણ પુરૂષ કરતાં સ્ત્રીઓ ડાહી હોય એવું પણ હોયછે અને સ્ત્રીપુરૂષ એ બે મિત્રોએ સંસાર એકઠો ચલાવવો

હોય અને એ બે જણે સુખી થવું હોય તો બે જણે કાળજાં ઉઘાડી એક બીજાને શાણપણ આપવું અને પુરૂષે સ્ત્રીનું કહ્યું કરવું કે સ્ત્રીએ પુરૂષનું કહ્યું કરવું તેના કરતાં બેમાંથી જે ડાહ્યું હોય તેનું ચાલે એ કરવું સારૂં છે. મારા કરતાં ગંગાવહુ ડાહ્યાં છે એમ હું માનતો નથી. પણ એમની પોતાની બાબતમાં હવે એ સગીર નથી માટે જાતે વહીવટ કરે એવો મેં ઠરાવ કર્યો છે. તમારે અને ઘરનાં માણસને કજીયા થાય ત્યાં તમારે તથા તેમને જેવો વહીવટ કરવો હોય તેવો કરવો. લડીને કે લડયા વગર કળા વાપરીને જે જીતશે તેનું ચાલશે. આપણે એ કડાકુટમાં પડવાના નથી ને સઉ તમને અને તેમને સોંપ્યું. ઘરમાં વહીવટ તમારો તેમાં હું વચ્ચે નહી પડું, અને ઘરબહાર વહીવટ મારો તેમાં તમને પૂછવાનો નથી. તમારો આ વહીવટ કરવામાં જે માગશો તે આપીશ. પણ કુવામાંથી ખૂટે ને તમે તરસ્યાં રહો તો હવાડાનો વાંક નથી."

"સરસ્વતીચંદ્ર બાબત તમે લખ્યું તે બરાબર છે. લોક ધારેછે કે એ બાપ ઉપર રીસાઈને નહાસી ગયા પણ તમે ખરી વાત સમજ્યાં છો. જે સંસારનો કડાકુટો આપણને ગભરાવેછે તેનો એમણે પરણ્યા પહેલાજ ત્યાગ કર્યો. આપણી પશ્ચિમ બુદ્ધિ થઈ તે પરણીને પસ્તાયાં અને એમણે આગળ બુદ્ધિ વાપરી તે સુખી થયા; પણ એમનો દોષ એ કે એકલપેટા થઈ એમણે પોતાનો સ્વાર્થ વિચાર્યો અને બિચારાં કુમુદસુંદરીનો ન વિચાર્યો. આપણે ઘરનું દુઃખ વેઠીએ છીએ ને ગજા પ્રમાણે એક બીજાને સુખી કરીએ છીએ તો એમનાથી કુમુદસુંદરી કેવાં સુખી થાત ? લક્ષ્મીનંદનના બોલ સામું એમણે જોયું, પણ અનુભવ નહી તેથી એમ ન સમજ્યા કે મ્હોડે બોલે એટલું મનમાં હતું નથી ને ઘડીનો ઉભરો જન્મારો પહોંચતો નથી. સાંભળ્યા પ્રમાણે લક્ષ્મીનંદન બહુ પસ્તાયછે, અને એમનું શું થશે તે ખબર નથી. સરસ્વતીચંદ્ર ઘેર આવશે તો સંસારમાં પડી જાતે દુઃખી થશે એમાં વાંધો નથી, પણ બીજાં સઉને સુખી કરશે. રામસીતાને દુઃખ પડયું તો રાવણ મુઓ અને જગતનું કલ્યાણ થયું, માટે મારે સરસ્વતીચંદ્રને ઘેર આણી દુઃખી કરવા છે ને

સંસારને સુખીઓ કરવોછે; માટે મારી લાડકી ગંગા! તારૂં કહ્યું કરીશ ને ચંદ્રને લીધા વિના ચંદ્રકાંત પાછો ઘેર આવવાનો નથી. એ બે જણ આવે ત્યાં સુધી આપણા ઘરમાં જાદવાસ્થળી કરવી કે દ્વારામતીનું સુખ કરવુ એ તમારી મરજીની વાત છે. તને 'તમે' લખુંછું તે વાંચી તુ ખીજવાઈશ, ઘરમાં કોઈ જાણશે તો મોં મરડશે, અને બહારનું કોઈ જાણશે તો હસશે, પણ એવું જોવાની તો મને ટેવ પડી છે તે ગંગાને ખબર છે. કાગળ પેટ ભરાય એટલો લાંબો લખ્યો છે કે મુંબાઈ આવીને મહેણું સાંભળવું ન પડે."

---

# ઈચ્છારામ સૂર્યરામ

## ૧૪૭—પતિવ્રતાખ્યાન–પતિસેવા તત્ત્વ.

ક્ષણભર યોગીરાજ મૌન ધરી, ચિત્તને સ્થિર કરી, નાસિકાના અગ્ર ભાગ તરફ દૃષ્ટિ રાખીને બેઠા પછી બોલ્યા; "હે દ્વિજપુત્રી! તારાજ સરખી હતભાગિણી અને પતિવિયોગિણી સ્ત્રીની એક વાત હું તને કહુંછું, તે સાંભળ. એ સ્ત્રી તારી પેઠે ઉચ્ચ કુળની બ્રાહ્મણી છે, ધનવાન્ માત-પિતાની કન્યા છે, સાસરામા પીયરના જેવી ધનસંપત્તિ ન છતાં માત્ર વિદ્યા વિનયસંપન્નતા જોઈનેજ તેને પરણાવવામાં આવી છે. તેનો પતિ સુશીલ, વિદ્વાન, દયાળુ, ધર્મિષ્ઠ, ભગવચ્ચરણમાં પ્રીતિમાન્, માયાળુ અને રૂપયૌવનથી સંપન્ન છે. એ સ્ત્રી પરણીને સાસરે ગયા પછી થોડાજ વખતમાં તેનાં સાસુ સસરો થોડે થોડે અંતરે મરણ પામ્યાં, તેથી ઘરમાં તે અને તેનો સ્વામી એજ રહ્યાં તે સ્ત્રી સ્વભાવે ઘણીજ માયાળુ, શાંત, [illegible]સતા [illegible]ગૃહધર્મમાં કુશળ છે. સાસુ સસરાનો સ્વર્ગવાસ થયા પછી તે સ્ત્રીએ ઘરનો તમામ કાર્યભાર ઉઠાવી લીધો, ને પ્રથમથી ચાલતા આવેલા વ્યવહારમાં કોઈ પણ જાતની ખામી આવવા દીધી નહીં; કારણ

કે તેને નાની વયથી જ તેનાં સુશીલ માતપિતાએ ગૃહસંસારની ઉત્તમ પ્રતિની કેળવણી આપી હતી, તેથી તે સ્ત્રી, સ્ત્રીધર્મમાં બહુજ કુશળ છે.

સ્ત્રી અને પુરૂષ એ બન્ને સંસારરથનાં ચક્ર જેવાં છે. જેમ એક ચક્રથી (પૈંડાથી)રથ આગળ ચાલતો નથી, પરંતુ તેને બન્ને ચક્રની જરૂર પડે છે, તેમજ સંસાર વ્યવહાર પણ સ્ત્રી અને પુરૂષ એ બન્નેના પરસ્પર સહાયકપણાંથી સારી રીતે ચાલેછે. વ્યવહારનું બંધારણ યોગ અને ક્ષેમ એ બે વિષયોને આધારે ટકી રહેલું છે. યોગ કહેતાં પરિશ્રમ કરીને વસ્તુને સંપાદન કરવી તે. એ કામ મુખ્યત્વે કરીને પુરૂષને માટેજ નિર્માણ થયેલું છે. ક્ષેમ કહેતાં મેળવેલી વસ્તુનો યથોચિત્ત રીતે ઉપયોગ કરવો તે. આ કામ બહુધા સ્ત્રી જાતિને માટેજ નિર્માણ કરવામાં આવ્યું છે. આ ઉભય કાર્ય કે જેના ઉપર અર્થશાસ્ત્રનો તમામ આધાર રહેલો છે, તેવું મહત્વ-ભર્યું કાર્ય સ્ત્રી પુરૂષ એમ ઉભયની સહાયતાઃથીજ પાર પાડી શકાય છે. તેમાં પણ યોગ કરવા કરતાં ક્ષેમ કરવામાં વધારે ડહાપણની જરૂર છે, અને તે કામ સ્ત્રીના અધિકારનું છે. સચ્ચરિત્રશાળી સ્ત્રી આ કાર્ય પૂર્ણ કુશળતાથી કરેછે; અને જે સ્ત્રી વ્યવહારકુશળ હોય છે, તે પોતાના પતિનાં કુળને ઉન્નતિમાં આણે છે સાસુ સસરાની સેવા કરવી, પોતાને જે કંઈ ઘરેણુંગાંઠું તથા અન્નપાન મળતું હોય તેટલા ઉપર સંતોષ રાખવો, પોતાને ત્યાં આવનારાં સગાં સંબંધીઓનો સારી રીતે સત્કાર કરવો, વાતચીત કરતી વખતે પ્રસન્ન મુખથી વાતચીત કરવી, પારકા કજીઆમાં પડવું નહિ, પરંતુ પોતાથી બને તો સારી સમજણ આપીને તેનું સમાધાન કરવું, ઝીણા વસ્ત્રો કે જેમાંથી અંગો દેખાય તેવાં વસ્ત્રો પહેરવાં નહિ, પરંતુ સઘળાં અંગો ઢંકાય તેવાં વસ્ત્રો પહેરવાં, ઉંચે સાદે બોલવું નહિ, ખડખડાટ હસવું નહિ, દરરોજ પ્રભાતમાં પતિના ઊઠયા પૂર્વે ઊઠવું અને પછી પોતાનાં છોકરાંને ઉઠાડી, આંખ, મોઢું ધોઈને વડીલોની પાસે પ્રણામ કરવા મોકલવાં; કારણ કે તેમ કરવાથી છોકરાંઓ વિવેકી બનેછે તથા વૃદ્ધોના આશીર્વાદથી તેઓના આયુષ્યમાં વધારો થાય છે. અનાજ વગેરે ખોરાકની જાતેજ તપાસ કર્યા કરવી, વસ્ત્રો ઝીણાં અથવા તો જાડાં પોતાની શક્તિ પ્રમાણે પહેરવાં, પરંતુ મેલાં, ગંધાતાં અને વાસ

આરતાં પરહેરવાં નહિ—દરરોજ ધોયેલાં સ્વચ્છ વસ્ત્ર પહેરવાં વગેરે સ્ત્રીઓનો વ્યવહારધર્મ બહુ ઉત્કૃષ્ટ ને ઉન્નતિમાં આણનાર છે. ગૃહરાજ્યની શોભા ને સ્વચ્છતાનો સર્વ આધાર પુરૂષ કરતાં પણ સ્ત્રીના ઉપર વધારે છે. સ્ત્રીએ ઘરના કામકાજમાંથી પરવાર્યા પછી પતિસેવામાં તત્પર થવું, પતિ બહારથી, કાર્યથી પરવારી સાયંકાળે ઘેર આવે ત્યારે તેને પીવાને પાણી અને બેસવાને આસન આપવું; ભોજન કરવા બેસે ત્યારે નવનવી રસોઈ બનાવીને જાતે પીરસવી અને તે વખતે દુઃખની અથવા તો પોતાનાં ઘરેણાં ગાંઠાં વગેરેની વાતો કરીને પતિને કંટાળો આપવો નહિ, એવી પતિસેવા એજ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. વ્રત ઉપવાસ તથા બીજાં સર્વ ધર્મકૃત્યો પતિની સેવાથીજ સફળ થાય છે. સીતા, દમયંતી, દ્રૌપદી, સાવિત્રી વગેરે સ્ત્રીઓ પોતાના ઘરમાં હજારો દાસીઓ છતાં પણ જાતેજ પતિસેવામાં રાતદહાડો તત્પર રહેતી હતી એટલુંજ નહિ, પરંતુ પતિના દુઃખમાં ભાગ લેવા માટે સતી સીતાએ રાજ્યસુખનો એકદમ ત્યાગ કરીને રામ સાથે વનવાસ વેઠવાનું પણ અંગીકાર કર્યું હતું; વીરપત્ની દ્રૌપદીએ પણ પાંડવોની પાછળ છાયાની પેઠે વનમાં રખડી રઝળીને તેઓના દુઃખમાં ભાગ લીધો હતો અને સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ધર્મનું પવિત્ર ચરિત્ર આ જગતમાં લાંબા વખત માટે મૂકી ગઈ છે. સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ધર્મને લીધેજ મોટામોટા મુનીશ્વરો પણ સ્ત્રીઓનાં ચરણની પવિત્ર રજને પોતાને મસ્તક ધારણ કરે છે. સ્ત્રીઓને સર્વ ધર્મમાં પતિસેવા એજ મુખ્ય ધર્મ છે અને તેમાં તેનું પરમ કલ્યાણ સમાયલું છે. હે સાધ્વીઓ! આવો પતિવ્રતાનો ધર્મ સાંભળીને તમારા મનમાં કદાચ શંકા થશે કે, નિઃસ્વાર્થપણે પોતાનાં ક્ષુધાદિક તજી દઈને સેવા કેમ થઈ શકે? અર્થ વગરની સેવાનું પ્રયોજન શું? તેનો ખુલાસો સાંભળો. પોતે પોતાનાં મનથી પોતાના સેવ્યની સેવાને અર્થે સ્વસુખાદિકનો ત્યાગ કરવાથી તે સુખાદિક નાશ પામતાં નથી. પણ ઉલટાં વૃદ્ધિ પામે છે. વધારે તો શું, પણ એ સેવા પોતેજ સર્વાંગે સુખરૂપ છે એટલુંજ નહિ, પણ તેનું પરિણામ પરમ અવિનાશી સુખ આપનારૂં નિવડે છે. સેવા જો કે દેખીતી સેવ્યનેજ સુખ કરનારી છે, પણ તેમાં સેવકનાં સર્વ સુખોનો સમાવેશ થાય છે.

પરિણામ પરમ
...ાર નિવડે છે. સેવા જો કે દેખીતી સેવ્યનેજ
કરનારી છે, પણ તેમાં સેવકનાં સર્વ સુખોનો સમાવેશ થાય છે.

તાત્પર્ય એટલુંજ સમજવાનું કે-જેમ ભક્તજન પોતાના સેવ્ય શ્રીહરિને સારૂં ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ સામગ્રી સિદ્ધ કરીને, તેમને નિવેદન કરે છે, પણ પછી તેનો પુણ્યરૂપ પ્રાસાદ પોતાના સ્નેહી સજ્જનો સાથે જમીને પોતે પરમ સુખનો અનુભવ કરે છે, એમાં સામગ્રી સિદ્ધ કરીને, સેવ્યભાવથી શ્રીહરિને સમર્પણ કરવાનું ગર્ભિત ફળ તેનેજ મળે છે અને તેથી આનંદ થાય છે, તેની બલિહારી શું ગાઉં ? મેં માત્ર સેવાનાં ઐહિક સુખનુંજ એટલે કે સેવા સ્વતઃ સુખરૂપ છે તેનુંજ દિગ્દર્શન કરાવ્યું છે. તેવી જન્મ પર્યંત કરેલી સમસ્ત સેવાનું ફળ તો એટલું બધું અમૂલ્ય છે, કે જેનું વર્ણન મારી જીભે થઈ શકે તેમ નથી.

(મન્દાક્રાન્તા.)

---

# આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

## ૧૪૮—નારી પ્રતિષ્ઠા.

હવે આપણે આપણા દેશના ઇતિહાસ ઉપર આવીએ. આપણે ત્યાંનું સૌથી પ્રાચીનમાં પ્રાચીન પુસ્તક તે ઋગ્વેદસંહિતા છે. એમાં સ્પષ્ટ તેમજ ગર્ભિત રીતે સ્ત્રીની પ્રતિષ્ઠા વિષે માહિતી આપતાં ઘણાં વચનો મળી આવે છે. પ્રથમ તો એટલુંજ જુઓ કે પરમાત્મા સંબંધી ઋષિઓની પ્રાચીનમાં પ્રાચીન ભાવના તે પુરૂષરૂપે નહિ પણ સ્ત્રીરૂપેજ પ્રત્યક્ષ થએલી છે. '**अदिति**' શબ્દ ઉપરથી '**आदित्य**'-શબ્દ થએલો છે. અને તેથી વરૂણ વગેરે આદિત્યો કરતાં પણ એની પૂજા જુની હોવી જોઈએ એમ સહજ અનુમાન થઈ શકેછે. અને તેમાં પ્રકૃત વિષય માટે ખાસ ધ્યાનમાં લેવા જેવું એ છે કે એ અદિતિ તે કોઈ અન્ય દેવની સ્ત્રીરૂપે કલ્પાએલી નથી, પણ સ્વતંત્ર આદિકારણ—દેવોની માતા— તરીકે મનાએલી છે. અર્થાત્, પછીના કાળમાં આપણે જેમ વરૂણ ઉપરથી વરૂણાની, ભવ

ઉપરથી ભવાની, ઇન્દ્ર ઉપરથી ઇન્દ્રાણી વગેરે રૂપો થતાં જોઈએ છીએ અને તે ઉપરથી સ્ત્રીની ગૌણતાનું અનુમાન કરવાનું કાંઇક પણ દેખીતું કારણ મળે છે તેમ આદિતિની બાબતમાં જણાતું નથી. વળી સ્ત્રીની જાત તેઓને કેવી મનોહર લાગતી હશે તે ઉષા (Dawn)નાં અસંખ્ય વર્ણનોમાં શબ્દે શબ્દે જણાઈ આવે છે. સ્ત્રી અને પુરૂષ યજ્ઞમાં સાથે ભાગ લેતાં; સ્ત્રી અને પુરૂષ બને ઘરનાં એકઠાં માલિક ( **दम्पती—दम्: Domus, a house पति—Lord.**) ગણાતાં; અને **न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते** ઇંટ માટીનું ઘર તે ઘર નથી પણ ગૃહિણી એજ ઘર છે" ઇત્યાદિ પાછલા કાળનાં વચનોમાં પ્રત્યક્ષ થતો કોમળ ભાવ તે વેદકાળમાં પણ અસ્તિત્વમાં હતો એમ બતાવનારાં પ્રમાણો છે. મં. ૩. ૪. ૫૩ માં ઋષિ " **जायेदस्तं मघवन् सेदु योनिः**" હે મેઘવના (ઇન્દ્ર) સ્ત્રી એજ ઘર છે, એજ સર્વનું કારણ છે. એમ સ્ત્રીનો મહિમા ગાઈ ઇન્દ્રને ગૃહસ્થાશ્રમીને ત્યાં આવવાની પ્રાર્થના કરેછે.

મં. ૭. ૧૮. ૨ માં "**राजेव हि जनिभिः क्षेष्येवाव द्युभिः**" રાજા જેમ 'જનિ' થી અર્થાત્ જનાનાથી–સ્ત્રીઓથી–વીંટળાએલો હોય તેમ જ્યોતિઓથી તું વીંટળાએલો રહે છે."–એવું એક વચન છે. અને તે ઉપરથી ઋગ્વેદસંહિતાના સમયમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ હશે એમ અનુમાન ઉપસ્થિત થાય. પરંતુ એ વાકયમાં '**जनि**' નો અર્થ માત્ર સામાન્ય સ્ત્રી એટલે કે દાસી સંભવે છે, તેમ '**द्युभि**' 'જ્યોતિઓ' બહુ-વચનમાં હોવાથી '**जनि**' ને બહુવચન આપવાની જરૂર પડી હશે એમ પણ કહી શકાય ખરૂં. પણ ઘણું કરીને તો રાજાઓજ બહુ સ્ત્રી પરણવાની છૂટ લેતા હશે અને સામાન્ય નિયમ એક સ્ત્રી (જેમ કે વસિષ્ઠની અરૂન્ધતી) પરણવાનો રિવાજ હશે એમ લાગે છે. કારણ કે દશમા મંડળમાં લગ્ન સંબંધી જે સૂક્ત છે અને જેમાં તે વખતનાં પતિપત્નીના સંબંધ વિષેના વિચારો એકત્રિત થઈ ગોઠવાયા છે તેમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છે.

સુખી કર; આ ઘરમાં તારું ગૃહપતિ (ત્ની) પણું ભોગવવા માટે જાગતી રહે; એ પતિ સાથે તારું શરીર જોડ; અને તમે ઘરડાં થાઓ ત્યાં સુધી એકઠાંજ પરમાત્માની જ્ઞાનભરી પ્રાર્થના બોલો."

સારા મન વાળી, સારા શરીરવાળી, વીરમાતા જે 'देवकामा' એટલે કે ધાર્મિક વૃત્તિવાળી હોય, અને જેની આંખ સર્વત્ર શીળી પડે ('अघोरचक्षुः') અને જે ઘરનાં સઘળાં માણસ તથા પશુઓને કલ્યાણકારિણી હોય એવી સ્ત્રી ઋષિઓ માગતા. અને તેઓનો સંબંધ આ લોક પુરતો જ ન હતો. "ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टां त्वा सह पत्या दधामि" એમ પરલોકમા પણ પતિની સાથે પત્નીનો વાસ કહ્યો છે. શુકલ યજુર્વેદની સંહિતામાં પણ "तं पत्नीभिरनुगच्छेम देवाः पुत्रैर्भ्रातृभिरुत वा हिरण्यैः नाकं गृभ्णानाः सुकृतस्य लोके तृतीये पृष्ठे अधिरोचने दिवः" એમ સર્વોપરિ દ્યુલોકમાં પત્ની સહવર્તમાન જવાની ઇચ્છા બતાવી છે. અને અથર્વવેદમાં "पत्युरनुव्रता भूत्वा संनह्यस्वामृताय कम"—એમ સ્ત્રીને પતિની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે.

અથર્વવેદસંહિતામાં ઋગ્વેદસંહિતાના લગ્નસૂક્તના ઘણા મંત્રો થોડાક ફેરફાર સાથે રાખેલા છે. એથી લગ્નની ભાવના અથર્વવેદસંહિતાના કાલપર્યંત ઘણે ભાગે એવી ને એવી ઉચ્ચ હતી એમ અનુમાન થાયછે. વહુ એક 'ગૃહપત્ની' હતી એટલુંજ નહિ પણ ગૃહમાં તો બધો અધિકાર એનો એકલીનોજ હતો.

"शिवा नारी यमस्तमागन्निमं धाता लोकमस्यै दिदेश"

અર્થાત્ ' ગૃહરૂપી દુનીઆ તો પરમેશ્વરે સ્ત્રીનેજ સોંપી દીધી છે' એમ સ્પષ્ટ પ્રતિપાદન થયું છે. પણ ઋગ્વેદસંહિતાના સમયની એક ઉચ્ચ ભાવના અથર્વવેદસંહિતાના સમય સુધીમાં અધમતાએ ગયલી જોઈ આપણને શોક થાય છે. યજુર્વેદસંહિતામાંથી ઉપર ટાંકેલા વાક્યમાં 'पत्नीभिः' એમ જે બહુવચનવાળો શબ્દ છે તે હવે અનેક સ્ત્રી પરણ-

વાનો રિવાજ થયો હશે એમ શંકા ઉપજાવેછે. અને અથર્વવેદમાં આવતાં તો આપણે સપત્નીઓનું દુઃખ એવું ભારે થએલું જોઈએ છીએ કે સ્ત્રીઓ તરફથી "**सपत्नी मे पराणुद । पतिं मे केवलं कुरु**"— " મારી સપત્નીને પાછી પાડ, અને મારા પતિને મારી એકલીનો કર" એવી પ્રાર્થના થતી સંભળાયછે.

**यथा सिन्धुर्नदीनां साम्राज्यं सुषुवे वृषा**
**एवा त्वं सम्राज्ञ्येधि पत्युरस्त परेत्य**"–

એ પ્રમાણે લગ્નસૂક્તમાં સાસુ સસરા નણંદ અને દીયર ઉપર સામ્રાજ્ય મેળવવાના મંત્ર સાથે નદીઓમાં સિંધુની માફક પતિને ઘેર જઈ સામ્રાજ્ય મેળવવાનો મંત્ર ઉમેરાયો છે. પણ પતિને પોતાને વશ કરી લેવા માટે તથા સપત્નીને કાઢવા માટે જડીબુટ્ટી ખોદવાનો અથર્વવેદમાં મેલો મન્ત્ર આપેલો છે તેથી જણાય છે કે મૂળની ભાવનામાં થએલો ફેરફાર અનાર્યોની સંગતિનું પરિણામ હશે અગર તો હજી પણ તે માત્ર નીચ વર્ગના માણસો માટેજ સત્ય હશે.

બ્રાહ્મણ-આરણ્યક-અને ઉપનિષદ્ ગ્રંથોના કાળમાં સ્ત્રીની પ્રતિષ્ઠા તત્ત્વજ્ઞાનની રીતિએ પ્રતિપાદન થતી જોવામાં આવેછે. શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

**"मिथुन उ एवायमात्मा। अङ्गुष्ठा इति पुमांसः अङ्गुलय इति स्त्रियः कर्णाविति पुमांसौ भ्रुवाविति स्त्रियौ ओष्ठाविति पुमांसौ नासिके इति स्त्रियौ दन्ताविति पुमांसौ जिह्वेतिस्त्रीः"**

આ આત્મા (શરીર) મનુષ્ય પોતે સ્ત્રી અને પુરૂષ ઉભયરૂપ છે. અંગુઠા એ પુરૂષ, આંગળીઓ એ સ્ત્રી; કર્ણ એ પુરૂષ, ભમ્મરો એ સ્ત્રી; હોઠ એ પુરૂષ, નાસિકા એ સ્ત્રી; દાંત એ પુરૂષ, જિહ્વા એ સ્ત્રી."

વળી બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**'स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् सहैतावानास यथास्त्रीपुमांसौ संपरिष्वक्तौ स इममेवात्मानं द्वेधापातयत्ततः पतिश्च पत्निश्चाभवतां तस्मादिदमर्धं बृगलमिव स्वः। इति ह स्माऽऽह याज्ञवल्क्यः। तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव"**

પ્રજાપતિ—પરમાત્માને—એકલા ગમ્યું નહિ (અને તેથી હજી પણ કોઈ માણસને એકલા હોવું ગમતું નથી); અને તેથી એને બીજાની ઇચ્છા થઈ. એ સ્ત્રી અને પુરૂષ મળીને જે આખું સ્વરૂપ થાયછે તે તે પોતે હતા. પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ પાડયા—'પાડયા' ('**पत्**—પડવું') તેથી એક ભાગ પતિ અને બીજો ભાગ પત્ની કહેવાયછે. તેથી વિવાહ પૂર્વે, પુરૂષ તે પોતાના ખરા સ્વરૂપનું માત્ર અડધીયુંજછે. આ 'આકાશ' કહેતાં શૂન્યકાર (સ્ત્રી વિનાનો પુરૂષ અગર તો આ સમસ્ત વિશ્વ.) તે સ્ત્રી થકીજ પુરાય છે."

રૂગ્વેદના સમયમાં સ્ત્રીઓએ મંત્ર રચેલા આપણે જોઈએ છીએ; અને ઉપનિષત્કાળમાં પણ મૈત્રેયી ગાર્ગી જેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ થએલી સુપ્રસિદ્ધ છે; અને પાછળના વખતનું શ્રીમદ્‌ભાગવતનું પ્રમાણ લઈએ તો આ પ્રાચીનકાળમાં વયુના અને ધારિણી નામની વગર પરણ્યે બ્રહ્મ-વાદિની થએલી સ્ત્રીઓ પણ થઈ ગઈ છે. સૌ કરતાં વિશેષ જાણવાજોગ એ થઈ પડેછે કે સારી માતા વિના બ્રહ્મવિદ્ થવું અશક્ય છે એવો સિદ્ધાંત આ સમયમાં સ્પષ્ટ રીતે બહાર પડ્યો છે. બૃહદારણ્યક જે સર્વ ઉપનિષદ્‌માં જુનામાં જુનું ગણાયછે તેમાં એક આવો પ્રસંગ છે. યાજ્ઞવ-લ્ક્ય મુનિ જનકરાજાને ત્યાં જાયછે, અને વિવિધ વિદ્વાનો પાસેથી પ્રાપ્ત કરેલું એનું જ્ઞાન કેવું છે એ જાણવા માગે છે. તે વખતે જનકરાજા **वाग्वै ब्रह्म प्राणो वै ब्रह्म** ઇત્યાદિ જુદા જુદા વિદ્વાનો પાસેથી પોતે બ્રહ્મનાં જુદાંજુદાં ઉપાસનાનાં સ્વરૂપ જાણેલાં તે કહેછે અને તે દરેક વિદ્વાન વિષે ખાસ કરી જણાવે છે કે; "**यथा मातृमान् पितृमान् आचार्यवान् ब्रूयात् तथा तत् शाकल्यः अब्रवीत्**" જેમ માતૃમાન્

પિતૃમાન્ આચાર્યવાન્ કહે તેમ શાકલ્ય વગેરેએ કહ્યું; આ વાક્ય પુનઃ પુનઃ ઉચ્ચારવામાં આવ્યું છે અને તેનું તાત્પર્ય એવું છે કે સારી માતા પાસે, સારા પિતા પાસે, સારા આચાર્ય પાસે કેળવણી પામ્યા વિના બ્રહ્મવાદી થવું અશક્ય છે. અત્રે **प्रशंसायां मतुप्** એ સૂત્રાનુસાર **मतुप्** પ્રત્યય લાગી **मातृमान्** શબ્દ થએલો છે. અને એનો અર્થ **"मातृमान् माता यस्य विद्यते सम्यगनुशास्त्री अनुशासनकर्त्री स मातृमान्"** જે પુત્રને સારૂં અનુશાસન શિક્ષણ આપનારી માતા હોય તે **मातृमान्** એમ શંકરાચાર્ય કહે છે.

અન્યત્ર–ડાબી અને જમણી આંખમાં પ્રકટ થતા ચૈતન્યમાં સ્ત્રી અને પુરૂષની કલ્પના કરી છે–અને એ સ્ત્રી અને પુરૂષ મળીને હૃદય–આકાશ ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. આમ વ્યક્તિનું હૃદય સ્ત્રી અને પુરૂષ બે મળીને થયું છે, તેમ વિશ્વનું હૃદય પણ સ્ત્રી અને પુરૂષ બે મળીનેજ બનેલું છે–આનેજ શાસ્ત્રો ઇંદ્ર અને ઇંદ્રાણી એવાં નામ આપે છે એમ એ ઉપનિષદ્ કહેછે.

આજ કારણથી તૈત્તિરીય ઉપનિષદ્‌માં **"मातृदेवो भव:"** એમ ઉપદેશ કરેલો છે. **"प्रजातन्तुं मा व्यवच्छेत्सी:"** એમ ગૃહસ્થાશ્રમની ભલામણ કરનારા આ ઉપનિષદને બાદ કરતાં કહી શકાય કે ઉપનિષદ્‌ના સમયથી દેશોમાં વૈરાગ્યની ભાવના પ્રસરવા માંડેલી હતી, અને તેથી યાજ્ઞવલ્કય જેવા વિરાગી તત્ત્વવેત્તાને સંસારમાં આસક્તિવાળી કાત્યાયની કરતાં અમૃતત્વની ઇચ્છાવાળી મૈત્રેયી વધારે ગમે એ સ્વાભાવિક છે. સંસારમાં સ્ત્રીને સ્વભાવથી જ વિશેષ આસક્તિ હોયછે એમ હવે મનાવા લાગ્યું હતું અને તેથી કાત્યાયનીને **"स्त्रीप्रज्ञा"** સ્ત્રી બુદ્ધિવાળી કહી છે. એક કરતાં વધારે પત્નીનો રિવાજ ઘણું કરીને પુત્રને અભાવે કે એવાજ બીજા કારણસર–હવે પહેલાં કરતાં વિશેષ પ્રચલિત થયો હશે એમ લાગેછે. પણ આ બાબત આપણા પૂર્વજો સામે સખ્ત આક્ષેપ કરતા પહેલાં બે વાત ધ્યાનમાં રાખવાની છે. એક તો એ સમસ્ત આર્ય જાતિની પ્રજામાં પુત્રો માટે સ્વાભાવિક રીતેજ, તેમજ સમયની પરિસ્થિતિને લઈ, ઉત્કટ

ઇચ્છા રહેતી; બીજું સ્ત્રીને છેડો છુટકો આપી દઈને ઘણી પત્નીઓ છતાં એકજ પત્ની હોય એવો મિથ્યા દેખાવ કરવામાં આવે અને એના ભરણપોષણની જવાબદારી ખસેડવામાં આવે તે કરતાં ઉપલો રિવાજ ખોટો નહિ. ત્રીજું, આપણા દેશમાં પ્રાચીન સમયમાં વારાંગનાની સંસ્થા નહોતી, એટલે એક પુરૂષને એક કરતાં અધિક સ્ત્રીઓ પરણવાનો પ્રસંગ આવે એ પણ સ્વાભાવિક છે. પણ આટલો ખુલાસો બહુ પત્ની પરણવાના રિવાજની પ્રશંસા કે બચાવ કરવા માટે નથી, પણ કેટલાં કારણોથી એ ક્ષન્તવ્ય બને છે એટલુંજ જણાવવા માટે છે.

વેદાંગના સમયમાં આવતાં યાસ્કનું નિરૂક્ત એ મુખ્ય ગ્રંથ છે. એમાં '**देवर**' શબ્દનું નિર્વચન આપતાં કહ્યું છે કે "**दीव्यते**"–સ્ત્રી દીયર સાથે બાજી રમે છે માટે (**दिव्**-બાજી રમવી) **देवरः** 'દીયર' એવું નામ પડયું છે–આથી કુટુંબના વિવિધજનો દીયર ભોજાઈ વગેરે પરસ્પર કેવો વિનોદ કરતાં હશે એનો કાંઈક ખ્યાલ આવેછે. વળી એમાં એક ઠેકાણે પુત્ર અને દુહિતા બને દાયાધિકારી છે કે કેમ એ પ્રશ્ન ચર્ચ્યો છે. બને સરખી રીતે માતાપિતાનાં શરીરમાંથી ઉમજ થાયછે અને તેથી બને સરખાં અધિકારી છે એમ એક મત ટાંકયો છે, અને છેવટે એવો સિદ્ધાંત બાંધ્યો છે કે જે છોકરીને ભાઈ ન હોય તેને દાયનો અધિકાર છે. બંનેના સરખા અધિકાર પ્રતિપાદન કરનારો એક મત હોય એ વસ્તુ જાતેજ જાણવાજોગ પણ દીકરીને વારસો શા માટે નહિ એનું કારણ યાસ્કે બતાવ્યું છે તે ખુશી ઉપજાવે એવું નથી. '**तस्मात् स्त्रियं जातां परास्यन्ति न पुमांसमिति च स्त्रीणां दानविक्रयातिसर्गा विद्यन्ते न पुंसः**'–"દીકરીને ફેંકી દેતા નથી–સ્ત્રીઓનું દાન વેચાણ અને ત્યાગ થાયછે, પુરૂષોનું નહિ." આ સ્થિતિ બેશક ખેદ ઉપજાવનારી છે. ટીકાકાર કહે તેમ આ દાન વેચાણ અને ત્યાગ તે જુદાજુદા પ્રકારના વિવાહ માત્રજ હોય તો દિલગીર થવાનું કારણ નથી. પણ મને ભય રહે છે કે આ વાકય સ્ત્રીની હવે થવા માંડેલી અધમ ગણનાની સાખ્ય પૂરેછે. વળી **दुहिता** શબ્દનું નિર્વચન કરતાં યાસ્ક કહેછે કે–**दुहिता, दूरे हिता, दोग्धेर्वा.** તેમાં **दूरे हिता** (આઘે મૂકેલી, દૂર દેશ કે પારકે

ઘેર પરણાવેલી; અથવા તો **દોગ્ધે**: (દુહે છે-ટીકાકાર કહેછે તેમ માબાપના પૈસા દૂહે એમ પણ અર્થ થાય; અથવા તો ઑરિયન્ટલ સ્કૉલરો કહે છે તેમ ગાયોનું દૂધ દુહે છે એમ પણ થાય.) એ બે નિર્વચનો તો ઠીક-પણ "**દુર્હિતા** (ખોટી મૂકાએલી, દુઃખરૂપ આવી પડેલી). અગર તો '**દૂરે હિતા**' (પારકે ઘેરજ સારી એ અર્થમાં) નિર્વચન ખેદકારક છે. માત્ર સાસરે દીકરીનું દુઃખ જોઈ અનુકંપાથી આ વચન નીકળ્યું હોય તો માબાપ ઉપર આપણને ગુસ્સો ન આવે; સાસરીઆં ઉપર તો તોપણ આવશેજ.

યાસ્કનો સમય વેદના સમયથી કેવો જુદો હતો તે આટલાથીજ સમજાશે કે દીકરીના વારસાનો સવાલ જેમ યાસ્કે ચર્ચ્યો છે તેમ ઋગ્વેદ-સંહિતાની કેટલીક ઋચાઓમાં પણ ચર્ચાયોછે. પણ એ ઋચાઓમાં દીકરીને વારસો ન આપવાનું કારણ દીકરી સ્ત્રી હોઈ દીકરા કરતાં ઉતરતી છે એમ બતાવ્યું નથી; પણ દીકરી ગર્ભમાં હોય ત્યારથી એ જમાઈનું ધન ( નિક્ષેપ deposit ) છે; અને એની માને છોકરો હોય છતાં તે દીકરીને વારસો આપે તો વંશનું કલ્યાણ એક કરે અને દ્રવ્યનો ઉપભોગ બીજો કરે એવી વિષમ સ્થિતિ પ્રાપ્ત થાય એમ કહ્યું છે.

યાસ્કનો સમય ધર્મની બાબતમાં પણ અસંતોષકારક હતો. વેદના અર્થમાંથી ધાર્મિક તેજ ઉડી ગયું હતું. અને તેથી સંસારની અધિદેવતા —સ્ત્રી સંબંધી પણ એ સમયના વિચારો નિકૃષ્ટ હોય એમાં શું આશ્ચર્ય ? એ સમયની ધર્મહીનતામાંથી દેશનો નિસ્તાર બે રીતે થયો. બુદ્ધદેવ અને મહાવીરસ્વામીએ ફરી ફરી જગાવેલી વૈરાગ્યની ભાવનાદ્વારા, અને કૃષ્ણ ભગવાને પ્રવર્તાવેલી કર્મ ભક્તિ અને જ્ઞાનની અદ્ભુત એકતાવાળા ઉપદેશ-દ્વારા. ગૌતમબુદ્ધના વિષમ પરાઙ્મુખ હૃદયને સંસારી સ્ત્રીનો ઘણો કંટાળો હતો. આનંદે એને પૂછ્યું કે; અમારી ભિક્ષુઓની નજરે સ્ત્રી પડે તો અમારે શું કરવું ? ગૌ૦ જોવી નહિ. આ૦ પણ નજરે પડી જાય તો ? ગૌ૦ એમની સાથે બોલવું નહિ. આ૦ પણ એ બોલે તો ? ગૌ૦ ધ્યાનમાં વૃત્તિ સ્થાપી દેવી. આનંદના આગ્રહથી ગૌત્તમબુધ્ધે સ્ત્રીઓને ભિક્ષુકી

થવાનો અધિકાર આપ્યો, અને તે પ્રમાણે એમની ધાત્રેયિકા–મહાપ્રજાપતિ નામની–પહેલી ભિક્ષુકી થઈ. ભિક્ષુકી થયા પછી સ્ત્રી અર્હત્‌પણું પ્રાપ્ત કરી શકે એટલો સ્ત્રીનો અધિકાર ગૌતમબુદ્ધને માન્ય હતો. આ સંસ્થાનુ પરિણામ એ આવ્યું કે બૌદ્ધધર્મની અંદર તેમજ બહાર ઘણી વિદુષી સ્ત્રીઓ આચાર્યા–એટલે કે 'સ્વયંવ્યાખ્યાત્રી'–થઈ અને પરમ જ્ઞાન મા૨નો સ્ત્રીઓનો અધિકાર અમલમાં આવ્યો. પણ સ્ત્રીઓના કર્તવ્યનો મુખ્ય પ્રદેશ–જે ગૃહસ્થાશ્રમ–તે તો અંધારા મઠ જેવોજ રહ્યો. ભગવદ્‌-ગીતામાં કૃષ્ણે ભક્તિની પરબે ચારે વર્ણનાં સ્ત્રીપુરૂષોને એકઠાં કર્યાં, અને " **स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम** "–સ્ત્રીઓ વૈશ્યો અને શૂદ્રો (જેઓ તે વખતમાં પરાગતિનાં અનધિકારી મનાતાં હતાં અને તેથીજ ભગવદ્‌ગીતામાં એકઠાં મૂક્યાં છે–નહિ કે કૃષ્ણની દૃષ્ટિએ તેઓ અધમ હતાં) તેમને પણ પરાગતિનું દ્વાર ઉઘાડી આપ્યું; અને તે સંસાર ત્યજીનેનહિ પણ સ સારમાં રહીને. આ રીતે વિધાતાની સૃષ્ટિમાં સ્ત્રીનું પ્રયોજન સચવાઈ રહ્યું. અને મહાભારતમાં વ્યાસજીએ પણ ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમમાં શ્રેષ્ઠ છે, અને વિશુદ્ધ ગૃહસ્થાશ્રમ એ બ્રહ્મચર્યજ છે એમ બહુ ભાવથી જણાવ્યું. પણ આ દરમિયાન બૌદ્ધ ધર્મના કેટલાંક અનિષ્ટ પરિણામો નીપજી ચૂક્યાં હતાં. ઉચ્ચ મનોવૃત્તિની સ્ત્રીઓ સંસાર ત્યજી ભિક્ષુકીઓ થઈ એટલે એમના વિના સંસાર અંધારો રહ્યો. સામાન્ય જનસમાજમાં અધમવૃત્તિઓના આત્માઓનું પ્રાધાન્ય થયું. અને એક તરફ ભિક્ષુકીઓ તો બીજી તરફ વેશ્યાઓ એવી વિચિત્ર સ્થિતિ પ્રાપ્ત થઈ ! અને જતે દહાડે વિષયની અસર ભિક્ષુકીઓ ઉપર પણ થવા લાગી. આ વખતે દેશમાં પૈસો પુષ્કળ હતો અને એનો વ્યાપાર પણ ધમધોકાર ચાલતો. સમૃદ્ધિની સાથે વિલાસ આવે એ સ્વાભાવિક છે અને તે પ્રમાણે ઈ. સ. ના આરંભ સમયમાં રચાએલા વાત્સ્યાયન કામસૂત્રમાં અનેક કલામાં નિપુણ ગણિકાઓનાં વર્ણન આપણે વાંચીએ છીએ. એ ગણિકાઓ સઘળી દુષ્ટજ હતી એમ માનવાને કારણ નથી. સ્ત્રીના હૃદયની સ્વાભાવિક ઉચ્ચતા ગણિકાવસ્થામાં પણ બહાર પ્રકટી આવે છે અને તેથી કામસૂત્રમાં કલાગ્રહણનાં ફળ ગણાવતાં કહ્યું છે કેઃ—

"आभिरभ्युच्छ्रिता वेश्या शीलरूपगुणान्विता।
लभते गणिकाशब्दं स्थानं च जनसंसदि।
पूजिता सा सदा राज्ञा गुणवद्भिश्च संस्तुता।"

આ વર્ણન વાંચતાં ગ્રીસની વારાંગનાઓનું સ્મરણ થાય છે અને ગ્રીસની Hetairae (વારાંગના) 'Stranger–women', હતી અને શબ્દનો અર્થ સાથે રહેનારી થાય છે તેટલાથી મારા મનમાં તર્ક ઉપજે છે કે કદાચ એ Stranger–women ઉપરથી આપણો 'वेश्या–immigrant. from विश् to enter–(કેટલાક કહે છે તેમ विशः–immigrants. એ પણ સરખાવો) શબ્દ તો ન આવ્યો હોય? તેમ वृ. to surround ઉપરથી નિષ્પન્ન થતો वार–(वाराङ्गना–वारविलासिनी) શબ્દ તે ગ્રીક Hetairae ના "They wished to have Woman in their walks, in their banquates, in their military expedition." એ વાક્યમાં કરેલા વર્ણન સાથે તો સંબંધ ધરાવતો ન હોય? અને એમ હોય તો જેમ ફલ-જ્યોતિષના કેટલાક વહેમ બાબિલોનમાંથી આવેલા કહેવાય છે તેમ આ ગણિકાની સંસ્થા પણ કદાચ ગ્રીસમાંથી આવી હોય એમ સ્વાભાવિક કલ્પના ઉપજે છે. આ વખતના મૃચ્છકટિક નાટકમાં ચારૂદત્તની સ્ત્રી ધૂતા અને ગણિકા વસંતસેના તે ગ્રીસની કુલાંગના અને વારાંગનાનો બરાબર દાખલો છે. પણ વિશેષ પુષ્ટિદાયક પ્રમાણને અભાવે, તેમજ એકજ સંસ્થા મનુષ્યસ્વભાવમાં રહેલાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિનાં ગૂઢ બીજોમાંથી અનેક સ્થળે ઉદ્ભવી આવે એ સંભવિત છે એ કારણથી, હું આ સંબંધમાં વિશેષ આગ્રહથી કાંઈ પ્રતિપાદન નહિ કરૂં. વાત્સ્યાયન કા. સૂ. જોતાં ગણિકા રાજપુત્રીઓ અને મહામાત્યની છોકરીઓ સવિશેષ કેળવણી પામતી એમ જણાય છે. કલાની કેળવણી તો વધારે સામાન્ય હશે એમ અનુમાન થાય છે. કારણ કે—

"तथा पतिवियोगे च व्यसनं दारुणं गता।
देशान्तरेऽपि विद्याभिः सा सुखेनैव जीवति"

એમ કલાને દુઃખના વખતમાં આજીવિકાના સાધન તરીકે પણ કહી છે. અત્રે એટલું ધ્યાનમાં રાખવું કે કલાની કેળવણી ખીલી છે પણ મહાભારતના સમયમાં "કુંતી તે કૃષ્ણ અને વિદુરના જેવીજ નીતિશાસ્ત્રમાં પ્રમાણભૂત છે" એમ જે વર્ણન વાંચવામાં આવતું તે સમય હવે વીતી ગયો છે.

કન્યા વર કરતાં ત્રણ વર્ષ નાની હોય તો સારૂં એમ મનાતું. અને જે કન્યાનાં મન અને આંખ ઠરે ત્યાંજ કલ્યાણ થાય; બીજીની દરકાર કરવી નહિ એમ એક મત દર્શાવ્યો છે. સપત્નીનાં દુઃખ જામી ગયાં છે અને પતિને કેવી રીતે વશ કરવો એનાં સુકુમાર પણ કુટિલ સાધનો (પણ તે અથર્વવેદની માફક જડીબુટ્ટીનાં નહિ પણ માનસિક અને વ્યાવહારિક) યોજાયાં છે. સાધારણ રીતે જડતા, ખરાબ સ્વભાવ, અકર્મીપણું, છોકરાં ન થવાં, ફરી ફરીને છોકરીઓજ થવી, અને છેવટે ધણીનો સ્વચ્છંદ–એટલાં સ્ત્રી ઉપર સ્ત્રી કરવામાં કારણ કહ્યાં છે.

કાલિદાસના શાકુંતલ નાટકમાં એક સમુદ્રવ્યવહારી વણીક મરી ગએલાની વાત આવે છે. તે પ્રસંગે કવિએ રાજા પાસે કહેવડાવ્યું છે કે **बहुधनत्वात् बहुपत्नीकेनतत्रभवता भाव्यम्** આથી કાલિદાસના સમયમાં ધનિકોમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હશે એમ લાગે છે. વળી લાજ અને પડદાનો રિવાજ–જે વેદકાળમાં તેમજ ત્યાર પછી પણ લાંબા વખત સુધી નહોતો એમ માનવાને પુષ્કળ કારણ છે–તે કાલિદાસના વખતમાં થોડોક પણ હોય એમ દેખાય છે. સાધારણ રીતે પડદાના રિવાજની સઘળી જવાબદારી મુસલમાનોના ઉપરજ નાંખવામાં આવે છે પણ કાલિદાસના ગ્રંથોમાં જનાના માટે **शुद्धान्त** અને **अवरोध** શબ્દ વાંચ્યા પછી એ વિચાર ભાગ્યેજ ટકી શકશે. **शुद्धान्त** એટલે ઘરનો શુદ્ધભાગ, જેમાં કોઈ જા આવ ન કરે તેવો સ્ત્રીઓને રહેવાનો ખંડ; અને **अवरोध** (**रुध् to confine or to obstruct**) એટલે જે ભાગમાં સ્ત્રીઓને રાખવામાં આવે, અગર તો જેમાં પારકા માણસને પેસતો અટકાવવામાં આવે તે ભાગ. પડદાનો રિવાજ–આખી પ્રજામાં તો તે વખતે નહિ હોય, પણ

મને લાગે છે કે હાલ પણ જેમ પરદેશી રિવાજની અસર ઉંચા વર્ગ ઉપર સૌથી પહેલી થાય છે તેમ કાલિદાસના વખતમાં પણ ગ્રીસની અસર રાજા અને રાજા જેવા ધનિકોને ત્યાં સૌથી પહેલી થઈ ચૂકી હશે—અને તેથી ગ્રીસમાં જેમ કુલાંગનાઓ ઘરની મેડીએજ ભરાઈ રહેતી, તેમ અત્રે પણ કાલિદાસના વખતમાં રાજાની રાણીઓ તો જનાનામાંજ રહે એવી માન્યતા જામી હશે. સંસારમાં સ્ત્રીના ઉપયોગ સંબંધી કાલિદાસની ભાવના ઘણી ઉંચી હતી. **गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ । करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम्** । રઘુવંશમાં ઇન્દુમતીને ઉદ્દેશીને અજ રાજાએ ઉચ્ચારેલો એ શ્લોક કોને અજાણ્યો છે ? "**स्त्रीणामशिक्षितपटुत्वम्**"—" સ્ત્રીઓ સ્વાભાવિક રીતેજ પક્કી હોય છે " ઇત્યાદિ વચન દુષ્યંત રાજાના મુખમાં કવિએ મૂક્યું છે ખરૂં—પણ તેનું ખંડન પણ કવિએ પોતેજ પોતાના પાત્રોદ્વારા કરી નાંખ્યું છે. મહાભારત અને કાલિદાસના સમય વચ્ચે દેશના આચારવિચારમાં થઈ ગએલા ફેરફારો પણ ધ્યાનમાં લેવા જેવા છે; ( ૧ ) વ્યાસની શકુંતલા કેવળ પ્રેમમાં ડુબાડુબ થએલી નથી; મારા છોકરાને ગાદી આપવી પડશે એમ છોકરાનું હિત જાળવવાના ચોખ્ખા કરાર સાથે તે પરણે છે. ( ૨ ) શકુંતલોપાખ્યાનમાં શકુન્તલા લાજ કાઢીને—રાજા જમીપ આવી નથી; કાલિદાસે શકુન્તલાને લાજ કાઢીને—'**अवगुण्ठनवती**' આવેલી કહી છે. ( ૩ ) કાલિદાસની શકુન્તલા તો કોમળતા અને સ્ત્રીની સાહિષ્ણુતાનીજ મૂર્તિ છે; વ્યાસની શકુન્તલામાં એધડકપણું અને પુરુષની પ્રગલ્ભતા પુષ્કળ છે. રાજા અસત્ય બોલે છે એમ લાગતાં એનાં રૂંવેરૂંવા ઉભાં થાય છે. અને સત્યના મહિમા પરત્વે રાજાને ઉપાલંભ અને ઉપદેશ રૂપે એ જે ઉદ્દગાર કાઢે છે તેવા, કોઈ પણ દેશના સાહિત્યમાં મળવા મુશ્કેલ છે.

આવોજ વિચારનો પરિવર્ત કાલિદાસ પછીના મહાકવિ ભારવિના રચેલા કિરાતાર્જુનીયમાં પણ નજરે પડે છે; મહાભારતમાં દ્રૌપદી રાજ્ય નીતિના પ્રશ્નમાં પણ યુધિષ્ઠિર સાથે વખતો વખત વાદવિવાદ કરે છે—અને દ્યૂતમાં થએલા યુધિષ્ઠિરના પરાજય પછી સભામાં વૃદ્ધ વિદ્વાનોને વિવાદમાં

પ્રશસ્ત કરતી આપણે જોઈએ છીએ. ભારવિએ યુધિષ્ઠિર સાથેનો એનો સંવાદ કાયમ રાખ્યો છે પણ પ્રારંભમાં એની પાસે એટલું કહેવડાવ્યું છે કેઃ—

**भवादृशेषु प्रमदाजनोदितं भवत्यधिक्षेप इवानुशासनम्**
**तथापि वक्तुं व्यवसाययन्ति मां निरस्तनारीसमया दुराधयः।**

તાત્પર્ય કે હું સ્ત્રી છું, તમને ઉપદેશ કરવા યોગ્ય નથી—છતાં બોલવાની હિંમત ધરું છું—કારણ કે દુઃખને વખતે નારીની મર્યાદા પણ મારાથી છૂટી જાય છે.

ભવભૂતિએ ઉત્તરરામચરિતમાં આત્રેયીને બ્રહ્મવિદ્યા સંપાદન કરવા માટે અગસ્ત્ય ઋષિના આશ્રમે જતી વર્ણવી છે. અને એણે

**"अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्**
**विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः"**

—એ શ્લોકમાં પ્રાચીન ઋષિઓના વાક્યમાં પ્રતીત થતી દામ્પત્યસુખની પરમ ભાવના આપણી આગળ ઉપસ્થિત કરી છે. વળી એના ઉદાર હૃદયને તળીએથી ઊછળી આવેલો

**'गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**

—એ ઉદ્ગાર તો હવે ડૉ. ભાંડારકરની વ્યાકરણમાળા વાંચનાર પાંચમાં ધોરણના વિદ્યાર્થીને પણ સુવિદિત છે. પરંતુ કદાચ ઘણાને આ વિદિત નહિ હોય કે રાજશેખર કવિ (ઇ, સ. ૯ મો સૈકો) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કન્દુક' (દડો) રમાડે છે અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બૅડમિન્ટન રમતી જોઈ ભડકી ઉઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

ભવભૂતિ અને રાજશેખર પછીના સંસ્કૃત કવિઓમાં આ પ્રશ્ન ઉપર અજવાળું પાડે એવી બહુ નૂતનતા નથી. તથાપિ પ્રાકૃત અને પ્રચલિત દેશી ભાષાઓનાં ગ્રંથોમાંથી આ બાબત ઘણું કહી શકાય એમ છે. તુલસીદાસ તુકારામ આદિનો તીવ્ર વૈરાગ્ય અને તજ્જન્ય સ્ત્રી પ્રત્યેનો એમનો

અનાદર—એ મધ્યયુગના ક્રિશ્ચયન ઉદ્‌ગારો સાથે સરખાવવા જેવાં છે. અને તે સામે આપણા ગુર્જર મહાકવિ પ્રેમાનંદે અષ્ટાવક્રાખ્યાનમાં પ્રીતિથી ગાએલો ગૃહસ્થાશ્રમનો મહિમા મૂકવા જેવો છે. વિદ્યારણ્ય મુનિએ જીવન્મુક્તિ વિવેકમાં સ્ત્રીને બ્રહ્મવિદ્યાનો અધિકાર આપ્યો છે તે વિષે પણ કેટલુંક બોલવા જેવું છે. વાચસ્પતિમિશ્રે પોતાની પત્નીને છોકરું ન હતું તેથી તેના આશ્વાસન અર્થે "ભામતી" નામની શાંકરશારીરકભાષ્ય ઉપર પોતાની સ્ત્રીનું નામ અમર કરતી ટીકા લખી—અને સીતા, શિલાભટ્ટારિકા વગેરે બાઈઓએ કાવ્ય રચીને જે નામના મેળવી, તથા લીલાવતીએ ગણિત-શાસ્ત્રની જે વિદ્યા પ્રાપ્ત કરી તે વગેરે ઘણી બાબતો વિષે કહેવું રહી જાય છે. બલ્કે, સ્થળ સંકોચને લીધે રહેવા દેવું પડે છે.

છેવટે હવે ઉપસંહાર કરતાં મારે જણાવવું જોઈએ કે મેં તો આપની સમક્ષ માત્ર આ મહાપ્રશ્નનાં ઐતિહાસિક સાધનોજ મૂકયાં છે—એના ઉપર વિવેકબુધ્ધિ વાપરી દેશ કાલ અને મનુષ્યના સનાતન ધર્મને અનુસરી જે કર્તવ્યનો માર્ગ નક્કી કરવો જોઈએ તે વિષેનો વિચાર તો અત્યારે હું આપનેજ સોંપું છું.

---

# મહાત્મા શ્રીમન્નથુરામ શર્માના શિષ્ય પીતાંબર શર્માકૃત.

## ૧૪૯ સ્ત્રીઓનું નિત્ય કર્મ.

### પહેલો પહોર.

પવિત્ર સ્ત્રીઓએ નિત્ય પ્રાતઃકાળમાં સૂર્યોદય થતા પહેલાં પોતાના સ્વામીના ઉઠયા પહેલાં મંગલ વાણીનો ઉચ્ચાર કરતાં ઉઠી, પ્રથમ પોતાના સ્વામીના મુખનું દર્શન કરી, પ્રભુનું તથા પવિત્રસતીઓનું નામસ્મરણ કરવું.

સતીનામસ્મરણ:—

અહલ્યા દ્રૌપદી સીતા તારા મંદોદરી તથા ।
પંચનામ સ્મરેન્નિત્યં મહાપાતક નાશનમ્ ॥ ૧ ॥
ઉમા ઉષા ચ વૈદેહી, રમા ગંગેતી પંચકમ્ ।
પ્રાતરેવ પઠેન્નિત્યં મહાપાતકનાશનમ્ ॥ ૨ ॥

એ પ્રમાણે સતીનામસ્મરણ કર્યા પછી પથારી ઉપાડી ઘરમાંથી સંજવારી કાઢવી. ત્યારપછી ઝાડે જંગલ જઈ આવી, માટી અને જલ વડે હાથ પગ ધોવા. પછી ચાર કોગળા કરી દાતણ કરવું તે પછી માંથું ઓળી–ગુંથી અંબોડો બાંધી, વસ્ત્ર સહિત નહાવું. કયારે પણ વસ્ત્ર વિના નહાવું નહિ. નહાવાના જલમાં નીચેના મંત્રો ભણી તેમાં તીર્થોનું આવાહન કરવું:

પુષ્કરાદ્યાનિ તીર્થાનિ ગંગાદ્યા સરિતસ્તથા ।
આગચ્છન્તુ પવિત્રાણિ સ્નાનકાલે સદામમ ॥
ગંગે ચ યમુને ચૈવ ગોદાવરિ સરસ્વતિ ।
નર્મદેસિંધો કાવેરિ જલેસ્મિન્ સન્નિધીં કુરૂ ॥
અપાર્માધિપતિસ્ત્વંચ તીર્થેષુ વસતિ સ્તવ ।
વરૂણાય નમસ્તુભ્યં સ્નાનાનુજ્ઞાં પ્રયચ્છમે ॥

એ પ્રમાણે સ્નાન કરી, ધોયેલું વસ્ત્ર તથા કંચુકી પહેરી, સૌભાગ્ય વતીએ પોતાના સૌભાગ્યની વૃદ્ધિને અર્થે શ્રીલક્ષ્મી, શ્રીપાર્વતી, શ્રીસાવિત્રી, શ્રીસીતા, શ્રીદ્રૌપદી એ મહાસતીઓને નમસ્કાર કરી નીચેનો મંત્ર ભણી પોતાને કપાળે કંકુનો ચાંલ્લો કરવો:—

રમામપર્ણાં સાવિત્રીં વૈદેહીં દ્રૌપદીં ચમે ॥
સૌભાગ્યાય નમસ્કૃત્ય કુંકુમં ધારયામ્યહમ્ ॥

ચાંલ્લો કર્યા પછી પોત પોતાના કુલાચાર પ્રમાણે પોતાથી બની શકે તેટલો વખત શ્રદ્ધા પૂર્વક પ્રભુભક્તિમાં ગાળવો.

## અભિવાદન.

પ્રભુભક્તિના કાર્યથી પરવારીને ઉત્તમ કુલની સ્રીઓએ પોતાના પતિ, ગુરૂ, દેવ, બ્રાહ્મણ અને સાસુ, સસરો, જેઠ, જેઠાણી અથવા મોટી નણંદ આદિ જે પોતાનાથી મોટી વયના પૂજ્ય કે વૃદ્ધ સ્રી પુરૂષો હોય તેમને પોતાનું નામ જણાવીને બેહાથ ભૂમિ પર રાખી, માથું નમાવી, પગે લાગવું. પોતાના પતિ અને સ્રી વર્ગના સાસુઆદિ વૃદ્ધને પગે સ્પર્શ કરીને નમન કરવું. તથા પતિવિનાના પુરૂષ વર્ગના વૃધ્ધોને પગે સ્પર્શ કર્યા વિના માત્ર દૂરથીજ નમન કરવું.

નમન કરનાર નમ્ર અને સુશીલ સ્રીને, તે પૂજ્ય તથા વૃદ્ધ મનુષ્યોએ પણ આશીર્વાદરૂપ પ્રતિ વચનો કહેવાં જોઇએ. જેમકેઃ—અભિવાદન કરનાર કુમારિકા હોયતો આયુષ્મતી ભવ, સૌભાગ્યવતી હોયતો સૌભાગ્ય વૃદ્ધિરસ્તુ, અને વિધવા હોયતો કલ્યાણમસ્તુ એવાં આશીર્વચન કહેવાં.

અભિવાદન એ એક મનુષ્ય, દેવ કે ઋષિઆદિ સમર્થ પુરૂષોને પણ પ્રસન્ન કરવાનું મોટામાં મોટું ને સુલભ સાધન છે. નમન કરવા સમાન પૃથ્વિમાં બીજું એકપણ વશીકરણ નથી. હાથમાં શસ્ત્ર લઈ મારવા તત્પર થએલો શત્રુ પણ નમન કરવાથી શાંત થઈ ક્ષમા આપે છે. જે મનુષ્ય નમ્રતાથી બીજાં મનુષ્યોને નમે છે, તેના ઉપર કોઈ વૈરભાવ રાખતું નથી. નમનશીલ સ્રીના ઉપર શ્વસુર પક્ષનાં ક્રૂર સ્વભાવવાળાં મનુષ્યો હોય છે તોપણ તે નિત્ય નમન કરવાથી પ્રસન્ન થઈ પ્રીતિવાળાં થાય છે. નમન કરનારી સ્રીના પતિનો પણ તેના ઉપર કદાપિ કોપ થવાનો સંભવ નથી, જેથી અભિવાદન કરનાર વિનયવતી સ્રી આ લોકમાં પૂર્ણ સુખની ભોક્તા થાય છે. વૃદ્ધ તથા પૂજ્ય મનુષ્યોને અભિવાદન કરનાર સ્ત્રીનાં આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બલ આદિની વૃદ્ધિ થાય છે, એમ ધર્મશાસ્ત્રમાં પણ કહ્યું છે.

## બીજો પહોર.

એ રીતે પ્રાતઃકાલના નિત્ય નિયમથી પરવારી, બીજા પહોરમાં પૂજાનાં, રાંધવાનાં, બહાર વાપરવાનાં, પાણી ભરી લાવવાનાં અને જલ

ભરી મૂકવાનાં જે જે પાત્રો હોય, તે તે સઘળાં વિંછળી-માંજી સ્વચ્છ કરવાં. તેમાં તાંબા, પિત્તળનાં ખટાશ દઈને માંજવાં, અને સોના રૂપાનાં ચાક અથવા ગોરમટી માટીથી માંજવાં, તથા મૃત્તિકાનાં પાત્રો ગોળી માટલી, ઘડા, આદિ પાણી સાથે લુગડાનાં કકડાવડે ઘસીને વિંછળવાં, અને જે દહીં, દૂધ, ઘી, તેલ આદિ સ્નિગ્ધ પદાર્થનાં ચીકણાં મૃત્તિકા કે ધાતુનાં પાત્રો હોય, તે ઊના પાણીથી ધોવાં. ઉપરનાં પાત્રો જૂદા જૂદા પાણીથી વારાફરતી ધોવાં-વીંછળવાં, પણ સામટાં એક સાથે એક બીજાના ધોયેલા પાણીથી ધોવાં-વિંછળવાં નહિ. તે પછી ઘરમાંથી પુંજો વાળી, અનુકૂલતા હોય તો નિત્ય, નહિતો જ્યારે પર્વનો અથવા ઉત્સવનો દિવસ હોય, ત્યારે સુવાસિની સ્ત્રીએ ઘરના ઉંબરા આગળ તથા આંગણામાં છાણ માટીથી લીંપી સાથીઆ પૂરવા. જે સ્ત્રી પોતાના ઘરનાં આંગણાં સ્વચ્છ કરી, રંગની વેલો કે સાથીઆ પૂરી, સુવાસિત ધૂપ સળગાવીને મૂકે છે, તેના ઘરમાં આધિ-વ્યાધિનો ઉપદ્રવ ન થતાં લક્ષ્મીનો વાસ થાય છે. તે પછી રસોઈ કરવાનાં સ્થલમાં ઉપર નીચે સાવરણી ફેરવી, સ્વચ્છ કરી, નિશ્ચિંત પણે રસોઈ કરવાના કામમાં પ્રવૃત્ત થવું.

રસોઈ કરવાને ઉપયોગી સઘળાં સાહિત્યો જેવાંકે:-

સુપડાથી ઝાટકી જીવ-જંતુ તથા કાંકરીઆદિ વિણી નાંખી સ્વચ્છ કરેલાં દાળ અને ચોખા, ચારણીથી ચાળેલો લોટ, સુધારેલું શાક, જીવ-જંતુ રહિત બળતણ, શુધ્ધ પાત્રમાં ભરી રાખેલું જલ, કલૈવાળો કરેલાં તપેલાં, તેનાં ઉપર ઢાંકવાની તાસકો, થાળી, વાટકા, તાસ, કથરોટ, તાવડી, તવો તાવેથો, પીતળની કડછી, કઠણ બંધવાળી સાણસી, ઝારી, વેલણ, ભૂંગળી, તથા મીઠું, મરચું, વગેરે મશાલો, ઘી, તેલ, ઈત્યાદિ જે જે સાહિત્યની અગત્ય હોય તે તે સર્વ આગળથી સમીપમાં લાવી મૂકી, ચૂલામાં જીવ-જંતુ હોય તો તેને દૂર કરી, ચૂલો સળગાવી સ્થિર ચિત્તે રસોઈ કરવી. રસોઈમાં સ્વાદ આવવો એ રસોઈ કરનારના હાથમાં છે. માટે તાપ બહુ મંદ તેમ વધારે પણ રાખવો નહિ. સાધારણ ધીમા તાપે રસોઈ કરવાથી પદાર્થ સ્વાદિષ્ટ થાય છે, અને તાપ વધુ રાખવાથી

દાઝી કે દૂણાઈ જાય તો સ્વાદ બગડી જાય છે. તેમજ બહુ મંદ તાપથી પણ પાણી પોચું કે કાચું રહેવાથી સ્વાદમાં ફેર પડતાં જમનારને વિકાર કરે છે. ઘરનાં બધાં માણસનાં આરોગ્ય તથા જીવનનો આધાર એ કરવામાં આવતા પાક ઉપર છે, માટે પાક કરતાં બહુજ ચતુરાઈ રાખવાની છે. ચૂલે ચઢાવેલાં તથા તૈયાર થયે ઉતારેલાં વાસણ ક્યારે પણ વિના કારણ ઉઘાડાં રાખી મૂકવાથી કોઈ સમયે તેમાં ઝેરી જીવની લાળ પડી જાય છે, તો જમનારના જીવની અકસ્માત હાનિ થવાનો પ્રસંગ આવે છે. રસોઈ કરતાં કરતાં બહુ અગત્યના પ્રયોજન વિના વારંવાર બહાર જવું કે સ્પર્શાસ્પર્શ કરવો નહિ, તેમજ કોઈની સાથે વાતોએ પણ વળવું નહિ. ચુલે ચઢાવેલું ઉભરાઈ જાય, ઉકાળે આવે કે ઓસાવવાનો વખત થાય તેની બરાબર સરત રાખવી. તપેલું કે ઢાંકણું ઉતારવું હોયતો હાથે ઉતારવાનું સાહસ ન કરતાં સાણુસી કે ધોયેલાં મસોતાથી ઉતારવું. રસોઇમાં વપરાતી કડછી કે તાવેથો તથા વણવામાં વપરાયેલું વેલણ એ ભૂમિપર નહિ મુકતાં બીજા વાસણમાં મૂકવાં. ક્યારે પણ રસોઈ કરતાં આલસ્ય, પ્રમાદ, ઉદ્વેગ, ભય અને આતુરપણું એ રાખવાં નહિ, તથા બહુ અકળાવું કે ઉતાવળાં પણ થવું નહિ, તેમજ રસોઈ કરતાં સામા માણસપર કોપથી તપી પણ જવું નહિ.

એ રીતે પવિત્રપણે રસોઈ કરી રહ્યા પછી પોતાના સ્વામીને પાક તૈયાર થવાની સૂચના આપવી. તે પછી પોતાના પ્રાણપતિને જમવા બેસવા સારૂ પાટલો મૂકી, સ્વચ્છ થાળમાં રંધાયેલા પદાર્થો પીરસવા, અને તે પછી પોતાના પ્રભુરૂપ પતિનું પૂજન કરવું.

પ્રથમ એક પાત્રમાં પોતાના સ્વામીના જમણા પગનો અંગુઠો શુદ્ધ જલથી ધોઈ, તે ચરણોદકને ગંગાઆદિ તિર્થરૂપે માની પીવું. પછી પતિ જમવા બેસે ત્યારે નીચે પ્રમાણે પતિસ્તવનનો અર્થ સહિત પાઠ કરીને સ્તુતિ કરવી.

## પતિસ્તવન.

નમઃ કાન્તાયભર્ત્રેચ શીરશ્ચદ્રસ્વરૂપિણે ।
નમઃ શાન્તાય દાન્તાય સર્વદેવાશ્રયાયચ ॥૧॥
નમો બ્રહ્મસ્વરૂપાય સતીપ્રાણપરાયચ ।
નમસ્માય ચ પૂજ્યાય હૃદાધારાય તે નમઃ ॥૨॥
પંચપ્રાણાધિદેવાય ચક્ષુષસ્તારકાય ચ ।
જ્ઞાનાધારાય પત્નીનાં પરમાનંદરૂપીણે ॥૩॥
પતિર્બ્રહ્મા પતિર્વિષ્ણુઃ પતિરેવ મહેશ્વરઃ
પતિશ્ચ નિર્ગુણાધારો બ્રહ્મરૂપ નમોસ્તુતે ॥૪॥
ક્ષમસ્વ ભગવન્ ! દોષં જ્ઞાનાજ્ઞાનકૃતં ચ યત્ ।
પત્નીબન્ધો ! દયાસિન્ધો ! દાસીદોષં ક્ષમસ્વમે ॥૫॥

એ પ્રમાણે સ્તુતિ કરી તેઓ જમી રહે ત્યાં સુધી કાંઈ જોઈતું કરતું હોય તે માટે તેમના સમીપમાંજ બેસવું. તેઓ જમી રહે ત્યારે મુખવાસ માટે સોપારી તથા પાનબીડી બનાવી આપવી. પાનબીડું બનાવવા-ખાવાનો પ્રકાર આ પ્રમાણે છેઃ-પાનને પ્રથમ શુધ્ધ પાણીથી ધોઈ ચોકખા લુગડાથી કોરૂં કરી, તેનું અણિયું, દીટું અને વચલી નસ કાઢી નાંખી, તથા બીજી નસો પણ જરા જરા છોલી નાંખી, તેમાં સમાન ભાગે કાથો ચૂનો મૂકી પાન બીડી બનાવવી. પતિને મુખવાસ કરાવ્યા પછી પતિએ ભોજન કરેલા પાત્રમાં તેમના જમતાં બાકી રહેલાં અન્નને મહાપ્રસાદરૂપ જાણી તે અન્ન સહિત જમવું.

ઉપરના પતિપૂજનવિષે કેટલાક મનુષ્યો એમ માને છે કે- 'પતિનું પૂજન કરવું તે કાંઈ ચંદન-પુષ્પથી પૂજન કરવું એ નહિ પણ તેમની આજ્ઞા પાળવી, તેમની ઇચ્છાને અનુસરી વર્તવું, તથા તેમના ઉપર પ્રીતિ-ભાવ રાખવો, એ પૂજન કહેવાય છે, પણ આ તેમનું માનવું શાસ્ત્ર, અનુભવ અને દીર્ઘદ્રષ્ટિથી જોતાં ઉલટું છે. શાસ્ત્રમાં પણ

ચંદન પુષ્પાદિથી પૂજન કરવાનું કહ્યું છે, અને તેમ કરવાથી પત્નીનો પતિપર અસાધારણ સ્નેહ બંધાય છે. જેથી પરસ્પરના અંતરમાં વિરોધી ભાવના સંસ્કારદ્રવ્યની વૃદ્ધિ ન થવાથી તેમને કયારે પણ કલેશ કુસંપનો અવસર ન આવતાં બન્ને સ્ત્રી પુરૂષનું મન એકતા પામે છે. પતિનું પૂજન કરવાના નિયમવાળી સ્ત્રી કદાપિ કડક સ્વભાવવાળી હોય છે, તો તે મટી સરલ સ્વભાવવાળી થઈ યોગ્ય વિનયવાળી થાયછે, કે જેથી તેનાં સંબંધિઓમાં પણ તે સારી કીર્તિ પામેછે. વિનયવતી સ્ત્રીનો પતિ ગુણવાન કે ગુણહીન, ક્રોધી કે શાંત અને મૂર્ખ કે પંડિત હોયછે, તોપણ તે તેનાપર સદા પ્રસન્ન રહી કયારે પણ તેનાથી વિરૂધ્ધ વર્તતો નથી; જેથી પ્રત્યેક કાર્યમાં તે બન્ને સ્ત્રી–પુરૂષ એકતાથી વર્તતાં હોવાથી વિચારે પણ મળતાં હોય છે, તેથી તેમનો ગૃહવ્યવહાર લોકોમાં વખણાય એવો ઉત્તમ પ્રકારે ચાલે છે, અને તેઓ સંસારના પૂર્ણ સુખ ભોગવતાં ગૃહસ્થાશ્રમનો ઉત્તમ લાભ લઈ, બન્ને દંપતી સ્વર્ગાદિ પરલોકના સુખમાં પણ સહભાગી થાય છે. નિત્ય પતિપૂજન કરવાના નિયમવાળી સ્ત્રીની વૃત્તિઓ નિરંતર પોતાના સ્વામી અભિમુખ વળેલી રહે છે, જેથી તેના અંતરમાં પતિ વિષે અનન્ય ભાવનો ઉદય થવાથી અંતઃકરણમાં નિર્મલતા પ્રકટે છે; જેથી તે શાંત અને પ્રૌઢ વિચારવાળી થાય છે, અને તે સ્ત્રીથી બીજી કુટિલા સ્ત્રીઓની પેઠે દુરાચાર થવાનો સંભવ સ્વપ્ને પણ રહેતો નથી, તેથી તે સ્ત્રી, બીજી સ્ત્રીઓને શિક્ષણ અથવા સદુપદેશ આપવામાં પણ યોગ્યતાવાળી ગણાય છે.

જે જે સ્ત્રીઓ, પતિનાથી વિમુખ રહી નિરંતર પરિતાપ પામ્યા કરે છે, તથા પતિથી ત્યજાઈ પોતાનો સ્વાર્થ બગાડતાં અનેક અસહ્ય દુઃખો ભોગવે છે, તે સઘળું ચંદન–પુષ્પથી પૂજન ન કરવાનુંજ પરિણામ છે. માટે પોતાનું હિત ઇચ્છનાર સુજ્ઞ સ્ત્રીઓએ પોતાનું પાણિગ્રહણ થયા પછી જ્યારથી પતિના ઘરમાં રહેવાનું થાય, ત્યારથી ઉપર પ્રમાણે પોતાના સ્વામીનું પૂજન કરીનેજ જમવાનો નિયમ રાખવો.

પતિપૂજનનું મહાત્મ્ય આપણા પ્રાચીન ઋષિમુનિઓએ ધર્મશાસ્ત્ર અને પુરણાદિ ગ્રંથોમાં બહુ બહુ પ્રકારે વર્ણવેલું છે, તેમજ આપણા

આર્યાવર્તની ભર્તૃભક્તિ પરાયણ મહાસતીઓમાં ગણાયેલી દેવહૂતિ, અનસૂયા, અરૂંધતિ, લોપામુદ્રા, મૈત્રેયી, નર્મદા, પદ્મા, તારામતિ, સીતા, સુલોચના, ગાંધારી, દ્રૌપદી ઉલૂપી, રૂકિમણી, વીરમતિ અને સોનરાણી આદિ ઋષિપત્ની–રાજપત્નીઓએ તેનું સારી રીતે અનુસરણ પણ કરેલું છે. માટે પોતાના કલ્યાણમાં પ્રીતિવાળી બાલા, તરૂણી અને પ્રૌઢા સ્ત્રીઓએ પણ, મિથ્યા લોકાપવાદના ભયથી, કિંવા પામર મનુષ્યોથી ચર્ચા થવાની બીકથી ન ડરતાં પોતાના આવશ્યક કર્તવ્યરૂપ પતિપૂજન કરીનેજ જમવાનો નિયમ રાખવો જોઈએ.

જે જે સાસુસસરાઆદિ વૃધ્ધ–વડિલોના આધીનમાં રહેલી કુલ વધૂઓ પોતાના કર્તવ્યકર્મરૂપ પતિપૂજન કરવામાં ઉત્સાહવાળી હોય, તેને તેતે વૃધ્ધ–વડિલોએ, પોનાની ખોટી મોટાઈ કે લાજ જતી રહેવાની શંકાથી આડા ન આવતાં તેને તે કાર્યમાં છૂટ આપી ઉમંગી કરવી, એ દીર્ઘ વિચારથી જોતાં બહુ અગત્યનું છે.

## ત્રીજો તથા ચોથો પહોર.

ભોજન થઈ ગયા પછી થોડીવાર વિશ્રામ લઈને રાંધવાનાં, જમવાનાં અને જલપાન કરવાના જે જે વાસણો હોય તે સર્વને તેના કોઈ પણ ભાગે એઠું રહી જાય નહિ એમ માંજી–સ્વચ્છ કરી, તેને તેના યોગ્ય સ્થળે ગોઠવવાં, તથા ચૂલો અને જમવાના સ્થળને પણ માટી કે છાણવડે લીંપી શુદ્ધ કરવાં. પછી ઘરનાં સઘળાં અવસ્યના કામોથી પરવારી નિવૃત્તિનો સમય કોઈની નિંદા–કુથલી કરવામાં અથવા સૂઈ રહેવામાં નહિ ગાળતાં, જેમાંથી પોતાને સારો બોધ થાય એવાં પુસ્તકો વાંચવાં.

એ પ્રમાણે નિત્ય યથાવકાશ શક્તિઅનુસાર પુસ્તકનું અવલોકન કરી રહ્યા પછી પોતાનાં વસ્ત્ર, ઘરેણાં, વાસણઆદિ જે ઉપસ્કર હોય, તેને સંભાળીને ઠીકઠાક કરવાં, તથા ઘરમાં ભરી રાખેલું અન્નઆદિ કાંઇ સળી જતું હોય, અથવા કોઈ વસ્તુ બગડી જતી હોય, તો તેની પણ સંભાળ લઈને તેની ઘટતી-વ્યવસ્થા કરવી. તેમજ પોતાના ઘરમાં કોઈ

વસ્તુ થઈ રહી હોય, અથવા કોઈ નવીન વસ્તુની આવશ્યકતા હોય, તો તે પણ પોતાના ઘરના વહીવટ કરનાર મુખ્ય માણસને વિનયથી કહી, મંગાવી, તેને સંભાળથી મૂકવી, દિવસ છતાં જે જે કામો કરવાની અગત્ય હોય, તે તે સર્વ સંભારીને કરી લેવાં. તેમજ રાત્રિએ ઉપયોગમાં લેવાનાં જે અનાદિક હોય, તે પણ દિવસનો પ્રકાશ છતાં વીણી-ઝાડકી કે ચાળી સ્વચ્છ કરી મૂકવાં.

## સાયંકાળ તથા રાત્રીનું કર્તવ્ય.

પછી સૂર્ય અસ્ત થતાં પ્રથમ ઘીનો દીવો પ્રકટીને બીજા દીવા પ્રકટાવવા, ને તે પછી નીચેનો મંત્ર બોલી દીવાની પ્રાર્થના કરી નમન કરવું.

**દીપો જ્યોતિ: પરબ્રહ્મ, દીપો જ્યોતિર્જનાર્દન:**
**દીપો હરતુ મે પાપં, સંધ્યાદીપ નમોસ્તુતે.**

તે પછી દીવાના સમીપમાં બેઠેલાં પોતાના પૂજ્યવર્ગનાં જે મનુષ્યો હોય તેમને નમન કરવું.

સંધ્યાકાલ વીત્યા પછી રાત્રિએ જમવા માટે જે કાંઈ રસોઈ કરવાની હોય તે કરી લઇ, રાત્રિના પહેલા પહોરમાંજ ભોજન થઇ જાય તેમ કરવું. તે પછી રાત્રિના એઠાં વાસણ વાસી નહિ રાખી મૂકતાં જમીને ત્વરિતજ માંજી દઈ, ચૂલો અને ભોજન સ્થળ લિંપી નાંખવાં. તેપછી પૂર્વ અથવા દક્ષિણ દિશાભણી ઓસીકું રહે એમ પથારી પાથરી, રાત્રિના પહેલા પહોરનો શેષ સમય શાસ્ત્ર વાંચવામાં વિતાડી, બીજા પહોરમાં ધોયેલું વસ્ત્ર પહેરી, પાણીના કોગળા કરી, શ્રી પરમાત્માનું સ્મરણ-ધ્યાન કરતાં સ્વસ્થપણે નિદ્રાવશ થવું.

## કુમારિકાઓના ધર્મ.

કુમારિકાઓએ પોતાને જન્મ આપનાર તથા ઘણા કષ્ટે પાળીપોષી ઉછેરી મોટાં કરી વિદ્યા, વિવેક, વિચાર અને વ્યવહારી જ્ઞાનનું શિક્ષણ આપી, નિરંતર ભલું ઇચ્છનાર માતા-પિતાવિષે ઘણા પ્રેમથી પૂજ્યભાવ

રાખી, ક્યારે પણ તેમની આજ્ઞા ભંગ ન કરતાં પોતાનાથી બનતી સેવા કરવી. તથા તેમને પોતાના કામ–કાજ અને વર્તનથી સંતોષ આપવો; પણ તેઓ દુભાય તેવું કદાપિ કરવું નહિ. નિત્ય પ્રાતઃકાલ થતા પહેલાં ઉઠવું; ને આંખો તથા મોં ધોઈ, ઝાડે જંગલ જઈ આવી દાતણ કરીને નહાવું. ટાઢની ઋતુમાં પણ કોઈ દિવસ નાહાવામાં આલસ્ય કરવું નહિ. માથાના વાળ જૂઓ પડે એવા મેલા નહિ રાખતાં નિત્ય ઓળી–ચોળી સ્વચ્છ રાખવાં. લૂગડાં મેલાં તથા પરસેવાથી ગંધાતાં નહિ રાખતાં ચોખ્ખાં રાખવાં. પ્રતદિન નહાયાપછી સૂર્યનારાયણને, ઘરમાં અગ્નિ હોય તો અગ્નિનારાયણને અને દેવ હોય તો દેવને પ્રણામ ( નીચે બેસી, બે હાથ જોડી ભૂમિપર રાખી, તેપર માથું મૂકી પગે લાગવું તે. ) કરી, માતા–પિતાને, ઘરમાં બીજાં કોઈ વૃદ્ધ હોય તો તેમને, તથા મોટાં ભાઈ ભોજાઈ અને મોટી બેનને પ્રણામ કરવો. પોતાને ઘેર માતા–પિતાના પૂજ્ય ગુરુ કે કોઈ પવિત્ર સંતસાધુ અથવા બ્રાહ્મણ આવે તો તેમને પણ પ્રણામ કરવો. તે પછી પોતાની માતાને પૂછી ઘરમાં સંજવારી કાઢવાનું, વાસણ માંજવાનું, દાળ–ચોખા વીણવાનું, લોટ ચાળવાનું, પાણી ગાળવાનું કે એવાં બીજા જે જે ઘરનાં અગત્યનાં કામ પોતાનાથી બને એવાં હોય તે સાવધાનીથી કરવાં, ને જે કામ પોતાને ન આવડતું હોય તે કામ શિખવાનો ઉત્સાહ રાખી બતાવ્યા પ્રમાણે ચિત્ત રાખીને કરવું. રસોઈનું કામ પણ થોડું થોડું પોતાની માતાની અથવા રસોઈ કરનારની પાસે બેસી ઉત્સાહ રાખી શિખતાં રહેવું. ને પોતાને આવડેલું રસોઈનું કામ કરવાનો જ્યારે પ્રસંગ આવે ત્યારે ધીરે રહી સાવચેતી રાખી, પહેરેલું લૂગડું સંકોરી, શરીરે દઝાય નહિ ને રાંધવાની વસ્તુ દાઝી કે બળી જાય નહિ તેમજ તે કાચી કે પાણીપોચી રહે નહિ તથા તેમાં મીઠું, મરચું, હળદર આદિ મશાલો જોઈતો જ પડે પણ વધુ ઓછો પડે નહિ, એમ લક્ષ રાખીને રસોઈનું કામ કરવું. જેમાં પોતાને સમજણ ન પડે તેમાં આપણું ડહાપણ ન કરતાં પોતાની મા કે કોઈ વડિલને પૂછીને કરવું. જે બાલકીઓ નાનપણમાં આલસુ થઈ ઘરના કામકાજમાં ને રસોઈના કામમાં અણશિખાઉ રહે છે તે મોટપણમાં બહુ દુખી થાય

છે; ને જે તે કામમાં કુશલ હોય છે તે સૌને વહાલાં થઈ માન પામે છે. ડાહી કન્યાઓએ રીસાળ કે શેતડ સ્વભાવ રાખવો નહિ. જમવામાં ભૂખજેટલું જમવું; પણ સ્વાદિઆ પદાર્થો હોય ત્યારે બહુ જમાય ને સ્વાદ વિનાના હોય ત્યારે ભૂખ્યાં રહેવાય એવી કુટેવ રાખવી નહિ. પોતાના ઘરમાં જે રંધાયું હોય તેજ નિરાંતે બેસી ભૂખ પ્રમાણે જમવું, પણ તે પછી આખો દિવસ જે હોય તે કાચું કોરું મુકવાની ટેવ ન રાખવી, કેમકે તેથી શરીર બગડે છે. બહુ ખાટા બહુ ઉના બહુ તીખા બહુ ગરમ અને ન પચે એવા પદાર્થો ખાવા નહિ, કારણ કે તેથી અજીર્ણ ઉધરસ, તાવ, સલેખમ, ખસ, આંખો આવવી કે માથું દુઃખવું ઇત્યાદિ રોગો થવાથી દુખી થવું પડે છે. સારું સારું ખાવાની, લાલચુપણાની, ઘરમાંથી છાનુમાનું ચોરી ખાવાની, કે એકલું ખાવાની કુટેવો પણ રાખવી નહિ. માતા–પિતા જે કાંઈ ખાવાપિવાની કે ઓઢવાપહેરવાની વસ્તુ પ્રેમથી આપે તેમાં ઓછુંવધતું માની રીસાવું નહિ. ઘરના માણસો જમી રહ્યા પછી એઠું અબોટ કાઢવાના કામમાં પણ પોતાની માને બને તેટલી મદદ આપવી. કુમારિકાઓએ કોઈ સદાચરણી શાંત અને ધર્મિષ્ટ સ્ત્રીશિક્ષક અથવા તેવાજ કોઈ વૃદ્ધ પુરુષશિક્ષક પાસેથી દેશભાષા (ગુજરાતી)નું, ધર્મભાષા (સંસ્કૃત)નું અને બની શકે તો રાજભાષા (ઇંગ્રેજી)નું ઉપયોગ જેટલું જ્ઞાન અવશ્ય મેળવવું; અને તેની સાથે ભરવાની, શિવવાની, ગુંથવાની અને ચિત્રની કળાઓ પણ શિખવી જોઈએ. તેમજ આરોગ્યના (શરીર નીરોગી રાખવાના) નિયમો પણ સારી પેઠે જાણવા જોઈએ. એ રીતે કુમારિકાઓને વિદ્યા કળાઓમાં જ્ઞાન સાથે સાધારણ ધર્મ–નીતિનું જ્ઞાન પણ અવશ્ય મેળવવાનું છે. પોતાનો ને પારકો સૌનો જીવ સરખો જાણી કોઈ નાના મોટા પ્રાણીને દુઃખ દેવું કે મારવું નહિ. જેવું દીઠું કે સાંભળ્યું હોય તેવુંજ વધઘટ કર્યા વિના સાચું બોલવું. વિના ખપે બહુ બોલવાની, તોછડા કે ભુંડા શબ્દો બોલવાની, બહુ ઘાંટો કાઢી કે છણકા–છાકોટા કરી બોલવાની અને ચાડી ખાવાની ટેવ રાખવી નહિ; પણ ખપ જેટલુંજ નરમાશથી મીઠી વાણીમાં બોલવાની ટેવ પાડવી. હલકી વસ્તુની પણ ચોરી કરવી નહિ. નિરંતર પવિત્ર રહેવું. જ્યાં બેલ–

તમાસા કે ભવાઈ થતી હોય તથા જ્યાં છોકરાઓ રમતા-ગાતા કે હસતા-બોલતા હોય ત્યાં જવું બેસવું કે ઉભાં પણ રહેવું નહિ. નદી તળાવ કે વાવ-કુવાપર એકલાં જવું નહિ; ને જવું પડે તો શરીર સંભાળવાનું ભૂલવું નહિ. પોતાના જેવડી જે બાલાઓ હોય તેમની સાથે બેસવું રમવું ભણવું કે ગાવું; પણ તેવો પ્રસંગ છોકરાઓ સાથે પાડવો નહિ. જે કન્યા ઉંચા કુલની ઉંચી જાતની, તેમાં પણ ડાહી, શાંત સ્વભાવની, સારા ગુણવાળી, સારી આવડયવાળી, સારી સમજણવાળી ને સારી ચાલની હોય તેનોજ સંગ કરવો તથા બેનપણું બાંધવું. પણ જે નીચી જાતની, ઉદ્ધત, ઉછાંછળી, વઢકારી, આલસુ, નિર્લજ્જ, દુરાચારી અને દુર્ગુણી હોય તેનો સંગ કે બેનપણું રાખવું નહિ. કુમારિકાઓને કરવાયોગ્ય જે જે વ્રતો ગૌરીપૂજા (ગોરો), ગાયવ્રત, તુલસીવ્રત, ચાંદ્રાવ્રત રવિવાર કે સોમવારનું વ્રત તથા શિવપાર્વતીનું વ્રત હોય તે તે પોતાના દેશાચાર કે કુલાચાર પ્રમાણે માતા-પિતા તથા ઘરના કોઈ વડિલની આજ્ઞા લઈને કરવાં. ગોરોના દિવસોમાં કેટલીક અણસમજુ છોડીઓ ભેગી થઈ નિર્લજ્જપણે ન બોલાય એવા ભુંડા શબ્દો બોલે છે, કૂટે છે, ને ફટાણાં ગાય છે, જેથી આવા નીચ કૃત્યથી તેમના ગોરોના વ્રતના પુણ્ય કરતાં પાપ બહુ વધી જાય છે તેથી ગૌરીમાતા પણ તે પાપી અને દુષ્ટ કન્યાઓ ઉપર બહુ કોપ પામી, તેમના પાપકર્મનું ફલ આપી તેમને બહુ દુઃખી કરે છે. માટે ગોરોના તથા બીજા કોઈ વ્રતઉપવાસના દિવસોમાં તો ટાઢા પાણીએ નહાવું, એક વાર ખાવું, પથારીએ સૂવું, સાચું બોલવું, ને નિયમ પ્રમાણે સાંજ સવાર પવિત્ર થઈ વ્રતના દેવનું પૂજન કરવું. તથા પોતાની સારા આચરણવાળી બેનપણીઓ સાથે શ્રીશંકર, શ્રીવિષ્ણુ, શ્રીસૂર્ય, શ્રીગણપતિ તથા શ્રીલક્ષ્મી, શ્રીસરસ્વતી અને શ્રી પાર્વતીજીની સ્તુતિનાં અથવા પવિત્ર સતિઓનાં ચરિત્રોની ગરબીઓ કે કીર્તનો ગાવાં. કિંવા સારાં ધર્મનીતિનાં પુસ્તકો વાંચવાં. પહેરવાઓઢવામાં બહુ સાદાઈ રાખવી; પણ સારાં સારાં ઘરેણાં કે નવનવાં લુગડાં પહેરવાનું મન ન કરવું, કારણ કે તમે જેવાં સારાં ઘરેણાં લૂગડાં પહેરવાથી નહિ શોભો તેવાં તમારા સારા ગુણ અને ડહાપણથી શોભશો. માટે બેનો ! જો તમારે સુખી થવું હોય તો જ્યાં ત્યાંથી સારા ગુણ અને શાણપણ શિખજો.

## પુત્રીઓનાં માતા–પિતાને અગત્યની સૂચના.

પોતાની પુત્રપ્રજા અને પુત્રી પ્રજા એ બેમાં સમવિષમભાવ ન રાખતાં બન્નેપર સમાન ભાવ રાખવો એ સુજ્ઞ માતા–પિતાનું કર્તવ્ય છે, કારણ કે જે માર્ગેથી પોતાના પ્રિય પુત્રો સંબંધમાં આવ્યા છે તેજ માર્ગેથી પુત્રીઓ પણ આવી છે; કાંઈ તેમનું નિરાલંબ આકાશમાંથી પતન થયું નથી કે નિરાધાર રખડતી માર્ગમાંથી આવી મળીઓ નથી. માટેજ શાસ્ત્રકર્તાઓએ તેમની સંજ્ઞા સુતા, અંગજા અને તનયા આદિ નામોથી રાખી સમભાવ રાખવાનુ સૂચન કર્યું છે. માટે તેમને લહેણદાર, પાપ, પથ્થર અને દુઃખની સમતુલ ન ગણતાં જેવો પ્રેમ–સ્નેહ અને અંતરની લાગણી પુત્રોપર રખાય છે, તેવો જ પ્રેમ–સ્નેહ અને માયાળુ લાગણી પુત્રીઓપર પણ રાખી તેમનું પોતાની શકિત–સંપત્તિ અનુસાર પાલન–પોષણ કરી, ઉત્સાહપૂર્વક વિદ્યા, વિવેક, વિનય તથા આવશ્યક ઉપયોગી વ્યવહારી જ્ઞાન અને ધર્મ–નીતિના જ્ઞાનમાં પ્રવીણ કરી, તેમને સર્વ પ્રકારની યોગ્યતાવાળા પાત્ર વરને પરણાવી ભાવી સુખમાં સ્થાપવી જોઈએ.

પાંચ વર્ષ સુધીનાં બાલકોનાં અંતઃકરણ–ઇન્દ્રિયોનો પૂરો વિકાસ થયેલો ન હોવાથી, તેમને કર્તવ્યાકર્તવ્યનું જ્ઞાન આપવું અશકય હોવાથી તેમ જ તેમની શારીરચેષ્ટા રાગદ્વેષવિનાની માત્ર યંત્રવત્ હોવાથી, તેમનાથી થતી અશુભ ક્રિયાનું પણ તેમને પાપ લાગતું નથી; અને પાંચ વર્ષ પછી દશ વર્ષ સુધીમાં તેમનો તે વિકાસ પૂરતો થઈ જવાથી તેમને શુભ–અશુભ, પાપ–પુણ્ય, ધર્મ–અધર્મ તથા કર્તવ્ય–અકર્તવ્ય એ કેટલેક અંશે સમજાવી, તેમની નિષિદ્ધ પ્રવૃત્તિ માતા–પિતાથી અટકાવી શકાય છે માટે તેમનાથી થતું પાપ માતા–પિતાના શિર છે; ને તે પછીના વયમાં તે જે કરે છે તેમાં માતા–પિતા દોષવાન્ ન હોવાથી તે પાપ પોતાના શિર છે, એમ ધર્મશાસ્ત્રમાં સૂચવ્યું છે. માટે બાલકોને તો નાનપણમાં તેમની બાલભાષામાંથી જ સંસારના વ્યવહારી જ્ઞાન સાથે થોડું થોડું ધર્મ–નીતિનું શિક્ષણ પણ અવશ્ય આપવું જોઈએ, કારણ કે તેમના તુરતમાં વિકાસ

પામેલા કુમળા અંતઃકરણમાં પડેલા ધર્મ-નીતિના સંસ્કારને નિર્બીજ થવાનો સંભવ આવતો નથી. પણ તેની સાથે માતા-પિતાએ એ પણ લક્ષ્ય રાખવાનું છે કે તેના તે નિર્મલ હૃદયમાં કોઈ હીન મનુષ્યના સહવાસથી કે દુર્ગુણી બાલકોના સંગથી કોઈ પણ દુર્વ્યસન, આલસ્ય, કુટેવ કે કોઈ પ્રકારના દુર્ગુણો પ્રવેશ કરવા પામે નહિ. જો માતા-પિતાએ તેમાં ભૂલ કરી ને તેનામાં કોઈ દુર્ગુણો પેઠા, તો દિવસે દિવસે શરીર વૃદ્ધિ પામતાં તે પણ વધવાના, ને પછી તે નિવૃત્ત કરવા પણ બહુ અશક્ય જેવા થઈ પડવાના.

આ સ્થલે કોઈ કહે કે બાલકોને ધર્મ-નીતિના શિક્ષણની અગત્ય નથી; તે તો તેમને યોગ્ય વયે આપવાનું છે, ને હમણાં તો માત્ર વ્યવહારજ્ઞાનનીજ આવશ્યકતા છે, તો તે કથન કેવલ અવિચારનું છે. કારણ કે જેવું લીલું કાષ્ઠ સુગમતાથી વાળી શકાય છે, તેવું સૂકું વાળી શકાતું નથી. માટે જ્યાં સુધી તેમને યુવાવસ્થા પ્રાપ્ત થઈ નથી, સંસારના વિષયભોગમાં તેમની ઇંદ્રિયો પૂરે પૂરી નિપુણ બની નથી, ત્યાં સુધીમાં તેમને શીલ (બ્રહ્મચર્ય), સદાચાર, વિનય, વિવેક, સદ્વિચાર અને સ્વધર્મનું માહાત્મ્ય બતાવી દેવામાં આવે તો પછી તેઓના તે ગુણો યુવાવસ્થામાં પરિપક્વ થઈ એવા ખીલી નિકળે છે કે જેથી તેઓને અધર્મ અનાચારને માર્ગે દોરાવાનો કયારે પણ સંભવ આવતો નથી. ધ્રુવ પ્રહ્લાદ, શુકદેવ તથા સીતા સાવિત્રી આદિ નાનપણથી જ ધર્મજ્ઞ હતાં, માટે બાલ્યવયમાંથી જ તેમનું વલન જે તે રીતે સ્વધર્મપ્રતિ થાય એવો યત્ન પોતાનાં બાલકોમાટે માતા-પિતાએ નિરંતર સેવવો જોઈએ.

સુજ્ઞ પુરુષો બાલકોના વર્તનઉપરથીજ તેમનાં માતા-પિતાના વિનય વિવેક અને આચાર-વિચારની પરીક્ષા કરે છે, માટે પ્રત્યેક માતા-પિતાએ આ કુમારિકાઓના ધર્મનો ટુંકો લેખ વાંચીને પોતાની બુદ્ધિ-શકિત અનુસાર વિસ્તારથી સમજી પોતાની પુત્રીઓને તેમના અંતરમાં જેમ સારી રીતે ઠસી શકે તેવી રીતે તેમને સમજાવવો.

# ઉંચા કુલની વહુઓના ધર્મ.

નવોઢા, પ્રૌઢા તથા સર્વ સૌભાગ્યવતીઓએ સમજવું જોઈએ કે આ સ્ત્રીશરીરપર પ્રથમ કુમારિકાસ્થિતિમાં શરીરને જન્મ આપનાર માતા-પિતાના મમત્વનો અધિકાર હોવાથી તેમના સ્વાધીનમાં રહેવાનું હતું; તે તેમણે હવે તે જ આ શરીરને લગ્નવેળાએ હસ્તમેલાપ કરતાં જમણા હાથ લઈ પતિના જમણા હાથમાં મૂકી કન્યાદાન કરી, પોતાના મમત્વનો અધિકાર ઉતારી સગાં-સંબંધી અને જ્ઞાતિ તથા અગ્નિ આદિ દેવોની સાક્ષીએ પતિના સ્વામિત્વનો (ધણીપણાનો) અધિકાર સિધ્ધ કરી આપ્યો છે: તેથી હવે માતા-પિતાનો અધિકાર મટી પતિનો થયેલો છે, માટે નિરંતર તેમનાં જ વશવર્તી થઈ રહેવું. શરીર સ્વામીનું, ને શરીરસાથે તેને પ્રેરનારૂં મન પણ સ્વામીનું, તેમ જ તે શરીરના નિમિત્તથી પોતાને આવી મળેલાં વસ્ત્રાલંકાર અને ધન પણ સ્વામીનાં છે; એ અહર્નિંશ સ્મરણમાં રાખી તન-મન અને ધનથી તેઓ પોતાના ઉપર નિરંતર પ્રસન્ન રહે એવું કર્તવ્ય કુલિન વધૂઓનું છે. સ્ત્રિઓએ પરણ્યા પછી પિતાનું ઘર એ પરઘર અને પતિનું ઘર એ જ પોતાનું ઘર જાણવું. શીતલ કીરણો અને ઉજ્જવલ પ્રકાશથી લોકોના નેત્ર તથા શરીરને આનંદ આપનાર ચંદ્ર પણ જેવો રાત્રિરૂપ પોતાના ઘરમાં શોભે છે તેવો તે દિવસે સૂર્યના પરઘરમાં રહી દેખાતો છતાં શોભતો નથી; તેમ પરણેલી સ્ત્રી જેવી પોતાના સાસરામાં રહીને શોભે છે તેવી તે ગુણના ભંડારરૂપ હોય તો પણ પીયર કે મોસાળમાં રહેવાથી શોભતી નથી. સ્થાનભ્રષ્ઠ થયેલો રાજા પ્રધાન કે કોઈ અધિકારી તથા બ્રાહ્મણ, મેઘ, દાંત, કેશ (વાળ) અને નખ, જેમ શોભતા નથી તેમ કુલિન સ્ત્રી પણ પતિના ઘરરૂપ સ્થાનથી ભ્રષ્ઠ થઈને બાપ, ભાઈ કે મામાના ઘેર રહેવાથી શોભતી નથી. સહસ્ત્ર સદ્‌ગુણો હોય, પરંતુ પતિવિમુખતા (પતિથી અણબનાવ) નો એક જ અવગુણ સ્ત્રીમાં હોય તો તેના સહસ્ત્ર ગુણો પણ કેવલ દોષરૂપ મનાય છે; પરંતુ સહસ્ત્ર દોષો હોય ને પતિસેવાનો માત્ર એક જ ગુણ જો તેનામાં હોય તો તે સહસ્ત્ર દોષો ને ડાહ્યા માણસો ગુણરૂપ ગણે છે. માટે ક્યારે પણ પોતાનો સ્વામી અસંતુષ્ઠ* થાય એવું આચરણ સ્ત્રીએ કરવું નહિ.

લગ્નક્રિયામાં સપ્તપદીના પૂજનસમયે વર-કન્યા સામસામી સાત પ્રતિજ્ઞાઓ કરે છે તેમાં કન્યાની સાત પ્રતિજ્ઞાઓ આ પ્રમાણે છે.

કન્યા વરને કહે છે કે-સ્વામી! મેં આ મોટું સૌભાગ્ય આપનાથી મેળવ્યું છે, ૧. [માટે] આપ જે રળી લાવશો, તેમાં હું [ઘરનો નિર્વાહ કરી] સંતોષ માનીશ. ૨. [તેમ જ] હું નિત્ય આપની આજ્ઞા પાળીશ. ૩. તથા હું પવિત્ર થઈ સારા શણગાર ધારણ કરી, મન-વચન અને કર્મવડે આપની સાથે રમીશ. ૪. દુઃખમાં ધીરજ રાખનારી ને સુખમાં પ્રસન્ન થનારી હું આપના સુખ [દુઃખ]માં ભાગીયણ છું. આપની આજ્ઞા વિના હું કોઈ સ્થલે જઇશ નહિ. ૫. સુખેથી હું આપના ઘરનાં બધાં કામ કરીશ, સાસુ-સસરાની સેવા ને બંધુઓનો સત્કાર કરીશ, અને જ્યાં આપ ત્યાં હું ને હું ત્યાં આપ એમ આપની સાથે એકતાથી વર્તીશ. હું [પ્રતિજ્ઞા ભંગ કરીને] આપને કદાપિ ઠગીશ નહિ, ને આપ પણ મને ઠગશો નહિ. ૬. હુ હોમ-યજ્ઞાદિના કામમાં નિત્ય આપને સાહાય્ય કરીશ, તથા ધર્મ, અર્થ અને કામ સંબંધી] કાર્યોમાં આપના મનની ઇચ્છા પ્રમાણે વર્તીશ. ૭. આ મારી પ્રતિજ્ઞાઓના બ્રાહ્મણ, અગ્નિ, દેવ, મારાં માત-પિતા અને સંબંધી વર્ગ એ સર્વ સાક્ષી રૂપછે.

ઉપરનાં સાત પ્રતિજ્ઞાવચનોનો નિત્ય પાઠ કરી, સ્મરણમાં રાખી, તેનું પાલન કરવું; પણ કદાપિ પ્રતિજ્ઞાભંગ થવાય એવું આચરણ ગુણવાન્ સ્ત્રિઓએ કરવું નહિ.

પતિની પ્રસન્નતા માટે ઘર અને સઘળાં ઘરનાં સાહિત્યો સ્વચ્છ તથા સુશોભિત રાખવાં. ને સ્વામીના સાનિધ્યમાં પોતાનું શરીર પણ શણગાર યુક્ત સુશોભિત રાખી આનંદમાં રહેવું. રીસ, ક્રોધ કે ઉદાસી એ સ્વામીને બતાવવાં નહિ. ઘરમાં અન્ન, વસ્ત્ર, વાસણ કે ઘરેણાં વગેરે જે જે ઉપસ્કર હોય તેની નિત્ય સંભાળ લઈ, ઘટતી વ્યવસ્થા કરવી; પણ તે બગડતાં હોય તો જોઈ રહી એતો મારાથી મોટાં હશે તે કરશે, એવી જોઈ બગડવા દેવું નહિ. પોતાના માથે જે વડિલ હોય તે કામ કરતાં હોય તો તે જોઈ, પોતે બેસી રહેવું નહિ; પણ તેમાં આગળ

પડી તેમની પાસેથી વિનયથી માગણી કરી, તે કામ પોતે ધ્યાન રાખીને કરવું. સાસુ, નણદ, દેરાણી કે જેઠાણીમાં કામ માટે પરસ્પર અડસાઅડસી કરવી નહિ. પોતાને કામ કદાપિ વધારે કરવું પડે તો સહન કરી લેવું; પરંતુ પોતાની શકિત ઉપરાંતનું હોય તો તે કામ બતાવનારને નમ્રતાથી યુકિતપૂર્વક આજીજીસાથે કહી દેવું. કામ કરવામાં આલસુ સ્ત્રીઓને બેસી રહેવાથી કાંઈ લાભ થતો નથી; પણ જઠરાગ્નિનું મંદપણું, અન્નપર અરૂચિ, શરીરની જડતા ને તેથી મન-ઇંદ્રિયોનું પણ ભારેપણું તથા અપ્રફુલ્લિતપણું ઇત્યાદિ દોષોની વૃદ્ધિ થાય છે. તથા સાસરીઆનાં માણસોમાં પણ તે અળખામણી ગણાય છે. જે સ્ત્રી કામકાજ કરવામાં છૂટી તથા કુશળ હોય છે ને જે તે કામમાં આગળ પડી કામ કરે છે તો તે સાસરીઆનાં સર્વ માણસોને વહાલી થાય છે, તેના પર સૌ સ્નેહ ભાવ રાખે છે, ને તેની સારી પ્રશંસા કરે છે; એટલું જ નહિ પણ કામકાજ કરવામાં આવવાથી શરીરમાં વ્યાયામ (અંગકસરત)થી થતા સર્વ લાભો જેવા કે રકતવાહિનીઓમાં લોહી સારી રીતે ફરી શકવાથી આરોગ્યની વૃધ્ધિ થાય છે, અન્ન ઉપર રુચિ વધે છે તથા જઠરાગ્નિ પ્રદિપ્ત થવાથી આહારનું સારી રીતે પાચન થાય છે. એમ થવાથી મન-ઈંદ્રિયોની સ્વસ્થતા વધે છે. તેમજ નિદ્રા-તંદ્રા આદિ દોષો નિવૃત થાય છે, શરીર હલકું થવાથી ચંચળતા વધે છે, બુધ્ધિ બહુ નિર્મળ થાય છે, ને સ્મરણશક્તિ વધે છે. માટે પોતાને કામ કરવાનું મળતાં તે બતાવનારનો ઉપકાર માની ઉત્સાહથી કરવું.

સંસારમાં સ્ત્રિઓને સર્વ સુખના સ્થાનરૂપ તથા સર્વસ્વરૂપ પોતાનો સ્વામી છે, માટે તે જ તેમને તો પરમપૂજ્ય છે. તે સ્વામીના શરીરને પ્રકટાવનાર, ઘણા વાત્સલ્ય તથા પ્રેમપૂર્વક પાલન-પોષણ કરનાર, તેને ભવિષ્યના સુખ માટે વિદ્યા, વ્યવહાર અને ધર્મજ્ઞાનમાં પ્રવીણ કરનાર તથા કષ્ટે સંપાદન કરેલી ને વહાલામાં વહાલી ધનાદિ વસ્તુઓને પણ પુત્રકરતાં અધિક નહિ માનનાર, પુત્રના દુઃખે દુઃખી ને સુખે સુખી તથા નિરંતર તેને જોઇ પ્રેમાશ્રુ પાડનાર અને અહર્નિશપોતાના પુત્રનું શુભચિંતન કરનાર, કે જેના બદલામાં જોતાં આખા વિશ્વમાં કોઇ મળે નહિ એવાં પોતાનાં સાસુ અને સસરો તેમના વિષે અત્યંત પૂજ્યભાવ રાખી, પોતાનાં

માતા–પિતાતુલ્ય સ્નેહ રાખી તેમને કદાપિ દુભાવા ન દેતાં પ્રસન્ન રાખીને તેમની સેવા કરવી. પતિના શરીર, ચાતુર્ય, વિદ્યા, જ્ઞાન, ઘર અને ધનાદિ અલંકાર આદિથી જે જે સુખો સ્ત્રિઓને મળેછે, તે તે સઘળો તે વૃધ્ધોનો જ પ્રતાપ છે; એમ માની કુલવાન્ માતા–પિતાની પુત્રિઓએ નિર્મલ ભાવે સાસુ–સસરાની યોગ્ય સેવા કરવા ચૂકવું નહિ. કદાપિ તેઓ તામસી, જાડી બુધ્ધિનાં, અણસમજુ. ચીઢીઆ સ્વભાવનાં, અદેખાં, જૂના વિચારનાં, ગ્રામ્ય આચાર–વિચાર તથા વર્તનવાળાં તથા વઢકારાં હોય, તથાપિ ચતુર સ્રિઓએ તે વૃધ્ધોના દોષો ન જોતાં પોતાના શાણપણથી, વિવેકથી, નમ્રતાથી તથા બુદ્ધિચાતુર્યથી તેમને વશ કરી, વા પ્રથમ તેમના સ્વભાવને મળતાં રહી તેમની પ્રીતિ મેળવી લેવી; કે જેથી તેઓ પોતાને વિરૂદ્ધ જણાય નહિ. ચતુર સ્રિઓની ચતુરાઈ, વિદ્યા, ડહાપણ અને સદ્‌ગુણોની ખરી કસોટી ત્યારે જ થાય છે કે, જ્યારે પારકાં પોતાનાં કરી સાસરીયામાં પોતાનો સમાવેશ કરી શકાય તથા વિરૂદ્ધ સ્વભાવનાં શ્વસુરપક્ષનાં સઘળાં માણસોની પોતાનાપર પ્રીતિ મેળવી લેવાય અને સાસરામાં જ પોતાને સ્વર્ગસમાન સુખનો અનુભવ થાય. વૃધ્ધોની સેવા કરનારનાં આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બલ એ ચારની વૃદ્ધિ થાય છે, માટે પોતાનાં સાસુ–સસરો કે ઘરમાં કોઈ વૃદ્ધ હોય તેમની નિત્ય ઘટતી સેવા કરવી. સાસુ આદિ વૃદ્ધ સ્ત્રીવર્ગની અગત્ય પડે અંગસેવા વહુઓએ કરવી; ને સસરા આદિ વૃદ્ધ પુરૂષ વર્ગની અશક્ત સ્થિતિમાં અંગસેવા પોતાના સ્વામી, જેઠ કે દીયર આદિ પાસે કરાવવી; તથા તે સમયે તેમને જોઈતાં બાહ્ય સાધનો પાસે રહીને પૂરાં પાડવાં. વૃદ્ધ પુરૂષવર્ગની સેવા બેભાનસ્થિતિમાં અન્ય પુરૂષોના અભાવે જાતે પણ કરવી. પગની ઘુંટી ઢંકાય ત્યાં સુધી વસ્ત્ર પહેરવું; એથી ઊંચું નહિ. કાપડું કે ચોળી પહેર્યા વિના ફરવું નહિ. કામવિના જ્યાં ત્યાં ફરવાની ટેવ રાખવી નહિ. અવશ્યના કામે બહાર જવું પડે તો કોઈ વૃદ્ધ તથા પવિત્ર સ્રિઓની સાથે જવું; અને ત્યાં પ્રયોજન જેટલું જ ટકવું. માર્ગમાં ડાબો ખભો ઊઘાડો રાખી ચાલવું નહિ. બહુ ઉતાવળાં કે છેલ સ્રિઓની પેઠે ચટક–મટક ચાલવું નહિ. માર્ગમાં કોઈ શ્વસુરપક્ષના માન–મહત્તાવાળા પુરૂષો સામા મળતાં તેમની

મર્યાદા લોપી સામાં થઈને ચાલવું નહિ, પણ એક પડખે મુંહ ફેરવીને ઉભાં રહેવું. માર્ગે ચાલતાં સામા મળતા જે તે પુરૂષો સામું કે આડું-અવળું ન જોતાં પોતાને ઠેસ ન લાગે, કાદવ-કાંટાવાળા કે અપવિત્ર સ્થળમાં પગ ન પડે, અથવા કોઈ જીવ-જંતુ ઉપર પોતાનો પગ ન આવે એમ નીચી દૃષ્ટિએ માર્ગસામું જોઈને ચાલવું.

સુલક્ષણા સ્ત્રિયોએ પતિના સંબંધિઓને તુંકારે કે તોછડી વાણીમાં ન બોલાવતાં તેમનું માન જળવાય એવા સુશોભિત શબ્દોથી બોલાવવાં. વિના પ્રયોજને બહુ બોલવાની ટેવ વહુઓએ રાખવી નહિ; પણ પ્રયોજન પુરતું મીઠી વાણીમાં બોલવું. ઘરમાં સાસુ કે સ્વામી જે શિખામણની અથવા કોઈ હાનિ-લાભની ગુપ્ત વાર્તા કહે તે અન્ય મનુષ્યો આગળ પ્રકાશ કરવી નહિ. સોનારૂપાનાં ઘરેણાં કે કોઈ મૂલ્યવાન્ પદાર્થો મુકવાનાં સ્થળો જ્યાં ત્યાં મળી આવે છે, પણ અંતરની વાર્તા કહેવાનાં સ્થળો મળતાં નથી. માટે સાંભળેલી વ્યવહારની કે પરમાર્થની ગુપ્ત વાર્તાઓ અંતરમાં રાખવાનું મનોબળ વધારવું જોઈએ. સ્વામીના સંબંધિઓસાથે દ્વેષ કરવો નહિ, પણ તેમનો ગ્રોગ્ય સત્કાર કરવો. સાસુ-સસરામાં પોતાનાં માતા-પિતાજેવો, મોટી નણંદમાં પોતાની બેનજેવો, જેઠ-જેઠાણીમાં પોતાનાં મોટાં ભાઈ-બેન જેવો કિંવા માતા-પિતાજેવો અને દિયરમાં તથા નાની નણંદમાં પોતાનાં પુત્ર-પુત્રીજેવો ભાવ રાખી તેમનું યોગ્ય રીતે સેવા, સત્કાર અને પોષણ કરવું; પણ તેમના ઉપર અદેખાઈ કરી દુભવવાં નહિ. સગાં સંબંધીના મરણપ્રસંગમાં રોવા-કુટવાથી વડાઈ માનવી નહિ. અનાર્ય લોકોના હોળી ખેલવાના કુચાલમાં કુલિન સ્ત્રિઓએ ભાગ લેવો નહિ; કારણ કે તે કેવળ અધર્મરૂપ છે. વિવાહાદિ માંગલિક પ્રસંગમાં પોતાનું મુખ લજવવા ફટાણાં ગાવાં કે ગવરાવવાં નહિ; ને ગાવાં તો માત્ર શાસ્ત્રીય ગીતોજ ગાવાં. તથા આ નીચે દર્શાવેલા સૌભાગ્યવતી સ્ત્રિઓના વિશેષ ધર્મોને સારી રીતે સમજી પોતાના વર્તનમાં લાવવા.

## સૌભાગ્યવતી સ્ત્રિઓના વિશેષ ધર્મ.

પવિત્ર સાધવી સ્ત્રીએ પોતાને સદ્‌ગતી આપનારૂં પોતાનું પાતિવ્રત્ય છે એમ સમજીને નિરંતર તન-મન અને ધનથી પતિસેવાપરાયણ રહેવું.

પોતાનો પતિ ગુણવાન્ કે ગુણવગરનો હોય તથાપિ તેને ઇશ્વરરૂપ જ માની, તેનાથી વિરુદ્ધ ક્યારે પણ વર્તવું નહિ. પ્રાણાંતે પણ પતિના આગળ કડવું–કઠોર કે અપ્રિય તથા જેથી તેમને રોષ ઉત્પન્ન થાય તથા તેઓ માનભંગ થાય તેવું દુષ્ટ વચન ક્યારે પણ બોલવું નહિ. હસતા મુખે, મધુર વાણીથી, સરલતા અને શાંતિથી, તેઓ પ્રસન્નતામાં જ રહે એવી પ્રિય વાણીનો ઉચ્ચાર પતિ–પાસે કરવો. સ્વામીના જમ્યા પછી જમવું ને સ્વામીના સૂતા પછી સૂવું; પણ તેમના પહેલાં ઉઠવું. પોતાનું શરીર અને પહેરવાનાં વસ્ત્ર મલિન રાખવાં નહિ. પોતાના સ્વામીના આયુષ્યની વૃદ્ધિમાટે સુજ્ઞ સ્ત્રીએ કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો, આંખમાં કાજલ આંજવું, ચોળી વા કાપડું પહેરવું, પાન ખાવું, અને કોટે મંગળ-સૂત્ર પહેરવું, નિત્ય માથામાં સુગંધી તેલ નાંખી–ઓળી–ગુંથી અંબોડો બાંધવો, હાથે કંકણ–કડાં કે ચૂડીઓ–બલોયાં પહેરી રાખવાં, અને કાને ઠોળિયાં કે કાપ આદિ પહેરવાં. એ સૌભાગ્યવતીઓના અલંકારો તેણે ક્યારે પણ શરીરથી દૂર કરવાં નહિ. દ્વિજો જેમ ઉપવીત દૂર કરતા નથી તેવી જ રીતે સૌભાગ્યવતીએ ઉપરના સૌભાગ્ય અલંકારો દૂર કરવા નહિ. પોતાના સ્વામીના આયુષ્યની વૃદ્ધિ માટે તેમના નામનો ઉચ્ચાર કરવો નહિ. એટલાજ માટે પ્રાચીન આર્ય સ્ત્રિઓએ કોઈ અગત્યના સ્થલે પતિના નામનો ઉચ્ચાર ન કરતાં પ્રેમાવેશમાં, દુઃખમાં, ભયમાં તથા ધીરજ ન રહેવાના સમયમાં પણ પ્રિય ! પ્રિયતમ ! વહાલા ! નાથ ! પ્રાણનાથ ! સ્વામિન્ ! શિરોમણિ ! જીવન ! હૃદય ! નયનતારક ! અને ઇશ્વિર ! એ નામોથી સંબોધન કરી વ્યવહાર ચલાવેલો જોવામાં આવે છે. પોતાનાથી અધિક વય (ઉમ્મર)ના અન્ય પુરૂષોને પિતાસમાન, સમાન વયનાને ભાઈ સમાન અને પોતાનાથી નાની વયના પુરૂષોને પુત્ર સમાન જાણવા. કયારે પણ નિર્લજ્જના જેવું આચરણ કરવું નહિ. એકલાં બહાર કે ગામ પરગામ જવું નહિ. જ્યાં ઘણા માણસોનો સમૂહ ભેગો થવાનો હોય એવા મેળામાં કે જ્યાં કાંઈ ખેલ થતા હોય ત્યાં સુલક્ષણા સાધ્વીએ જવું નહિ. શણગાર સજી પ્રયોજનવિના બહાર નિકળવું નહિ. પતિના વિયોગ સમયે બ્રહ્મચર્ય પાળવું. સ્વામીની અનન્યભાવે સેવા કર-

નારી પતિવ્રતા સ્ત્રી સ્વર્ગમાં જાય છે. અનન્યભાવે પોતાના સ્વામીની સેવા કરનારી સ્ત્રી પોતાનો સ્વામી દેવપૂજા, યજ્ઞ-યાગ, પિતૃશ્રાદ્ધ અથવા જે જે સત્ક્રિયા કરે છે, તેમાં તે અર્ધા ફળની ભાગીયણ થાય છે. માટે પોતાના કલ્યાણને અર્થે સૌભાગ્યવતાને બીજા જૂદા કોઈ પણ યજ્ઞ વ્રત કે ઉપવાસ આદિ કરવાની અગત્ય નથી. સ્વામીસેવારૂપ સત્કર્મથી જ તેને ઉચ્ચ લોકની ગતિ પ્રાપ્ત થાય છે; માટે સ્વામીની આજ્ઞાવિના તેણે કાંઈ પણ વ્રતોપવાસાદિ કરવાં નહિ. પ્રત્યેક સધવા સ્ત્રીએ પતિની શ્રદ્ધાભક્તિથી સેવા કરવી.

## સુજ્ઞ સાસુઓના ધર્મ.

દીકરાની વહુ ઘેર આવ્યા પછી, સાસુ-સસરાએ એવી સાવચેતીથી વર્તવું, કે તે વહુ પોતાના વર્તનમાં કોઈ જાતના દોષો જોઈ શકે નહિ. જેમ નાનું બાલક પોતાના માતા-પિતાના ગુણ દોષ, આચાર-વિચાર અને સઘળી સાંસારિક વર્તનની રીતભાતનું અનુકરણ કરતાં શિખે છે, તેમ વહુઓ પણ સાસરે આવી સસરાના ઘરના આચાર, વિચાર, ધાર્મિક રહેણી કરણી અને સાંસારિક રીતભાત જોઈ, તેનું અનુકરણ કરીનેજ વર્તતાં શિખે છે. માટે વહુઓને જે ધર્મ, નીતિ, સદાચાર, સદ્વિચાર, વિવેક, વિનય, સત્ય, ઉદારતા, ક્ષમા, શાંતિ, ધીરજ, સહનશીલતા, ગુણ-ચાતુર્ય. વ્યવહારકૌશલ્ય, અને સઘળી ગૃહવ્યવસ્થા આદિ ગુણોનું શિક્ષણ આપવું હોય તો, પ્રથમ તે ગુણોનું તેમને સાસુ-સસરાએ પોતાના વર્ત-નમાં જ બતાવી આપવું. ચાલે ત્યાંસુધી રજોદર્શન થયા વિના તેને સંસાર-વ્યવહારમાં જોડવી નહિ. જેણે પરઘર ક્યારે પણ જોયું નથી, પરાયાં મનુષ્યોમાં વસી પરાધીનતાના દુઃખનો એક દિવસ પણ અનુભવ કર્યો નથી ને માત્ર માતા-પિતાના અનવધિ પ્રેમ-વાત્સલ્યપૂર્વક બાલ્યા-વસ્થાનું સુખ ભોગવતાં પિતૃવર્ગના મનુષ્યોનો જ જેને વિશેષ પરિચય થયેલો છે, એવી નવોઢાને પરિચિત મનુષ્યોનો વિયોગ થવાથી સાસરે પ્રથમ અણગમો થાય એ સ્વાભાવિક છે. માટે તેને પોતાના ઘરની માયા થાય, પોતાનાં મનુષ્યોનો સ્નેહ બંધાય ને તે આ જ હવે મારું નિત્ય

રહેવાનું ઘર છે, એમ સારી રીતે સમજે ત્યાંસુધી તેના અણુગમાના દિવસો આનંદમાં વ્યતીત થવા માટે સુજ્ઞ સાસુએ ઘટતી યોજના કરવી જોઈએ.

કેટલીક સાસુઓ દિકરાની વહુ પરણીને ઘેર આવી કે તુરત જ, તેના ઉપર પોતાનો દાબ બેસારવા કે વશમાં રાખવા, તેને હુંકારેથી કિંવા તોછડા શબ્દોમાં બોલાવી, અયોગ્ય ધમકી આપી, તેના પ્રત્યેક કામમાં દોષ કાઢી, વારે ઘડીએ લઢયા કરે છે. અંતે તેનો પરિણામ સાસુના ધારવાથી વિરૂધ્ધ આવી, સાસુ પોતેજ પોતાનો ભારબોજ ખોઈ હલકી પડે છે. માટે વહુને દુઃખ લાગે એવા શબ્દોમાં બોલાવવાની ખોટી ટેવ ન રાખતાં, સંમાનપૂર્વક બોલાવવી અને ઘરનાં નાનાં મોટાં માણસ પણ વિવેકપૂર્વક યોગ્ય રીતેજ તેને બોલાવે એવી યોજના સાસુએ કરવી જોઈએ. વહુના ઉપર નિરર્થક નિગ્રહ રાખવા ન જતાં, માત્ર જ્યારે તેનાથી કાંઇ વિરૂદ્ધ વર્તન થતું જોવામાં આવે ત્યારેજ તેને ક્રોધના આવેશમાં ન જતાં શાંતિથી યુક્તિપૂર્વક બોધરૂપે ઘટતા બે શબ્દો સાસુએ કહેવા જોઈએ; પણ જેનાથી કાંઈ વિરૂધ્ધાચરણ થતું નથી, સંસારની રીતભાત અને ધર્મ-નીતિમાં પોતે કુશલ છે, શ્વસુરપક્ષનાં મનુષ્યોનું સન્માન સારી રીતે જાળવી શકે છે, વિનયવિવેકબહાર જે પગલું ભરતી નથી ને ઘરનું કામકાજ પોતાની શક્તિઅનુસાર કરે છે, એવી શાણી તથા વિદ્વાન્ વહુઓના ઉપર એવો અયોગ્ય નિગ્રહ ઉપયોગી નથી. વહુ બાલક હોય કામકાજમાં અજાણી કે અણુશિખાઉ હોય તો તેને તેમાટે વારંવાર વઢવું નહિ; પણ ન આવડતું કામ સાસુએ સારી રીતે પાસે બેસી ધીરે રહીને શિખવાડવું જોઈએ. તેની અવસ્થા કે શરીરશકિતના પ્રમાણથી અધિક કામ તેને બતાવવું નહિ; કારણ કે તે લઢવાના ભયથી કાં તો લાજની મારી કરવા જાય તો જાતે દુઃખી થાય, કાં તે કામ બગડે. વહુ જે કામકાજ કરે તેમાં કદાપિ કોઈ કામ બગડે કે કોઈ વસ્તુની હાનિ થાય તો તેમ થવાનું કારણ પોતાની બુદ્ધિથી શોધી કાઢી તેને શાંતિથી સમજ પાડી બોધ રૂપે કહેવું; પણ લઢવાના રૂપમાં કહેવું નહિ. ને હાનિનો પોતે પરિતાપ કરવો નહિ ને વહુને પણ કરાવવો નહિ. કામ કાજમાં પણ તેની

અવસ્થા, શરીર અને બુધ્ધિની શક્તિના પ્રમાણમાં તેને જોડવી, પણ નિર્દય થઈ તેને દુ:ખી કરવાનો ઉપાય સાસુએ કરવો નહિ. બતાવ્યા વિના પોતાના ઉત્સાહથી અથવા અણસમજણથી પોતાની શક્તિથી અધિક કાંઈ બળનું કામ કર્યું હોય તો તેને જે શ્રમ થયેલો હોય કે દુ:ખી થઈ હોય, તેની સંભાળ સાસુએ લેવી. પોતાના ઘરમાં બીજી પુત્રની વહુઓ હોય કે પુત્રીઓ હોય તો સાસુએ ઘરકામની વ્યવસ્થા કરી સૌની શક્તિ વિચારી તે કામો વહેંચી આપવાં; પણ તેમાં ભિન્નભાવ રાખી કોઈને અધિક ને કોઈને ઓછું, કે કોઈ એકલું જ દુ:ખી થાય તેમ કરવું નહિ. તેમજ તે વ્યવસ્થામાં યોગ્યતા પ્રમાણે પોતે પણ ભાગ લેવો. સાસુએ વહુને નિગ્રહમાં રાખતાં, કામકાજ બતાવતાં, પોતાની પૂર્વાવસ્થા સંભારવી જોઇએ, કે હું પણ એવી જ હતી; ને હવે મહાવરાથી સર્વ કામમાં પ્રવીણ થઈ છું. માટે તે પણ દિવસે દિવસે મોટી થતાં સર્વ કાર્યમાં એની મેળે પ્રવીણ થશે. વહુ ઘરના સર્વ કામમાં કુશલ હોય ને તે રસોઈ આદિનું કામ બુધ્ધિપૂર્વક કરતી હોય તો તેના ઉપર બેસી ચીકણો સ્વભાવ રાખી તેને જે તે ભૂલ કાઢીને વારંવાર ટોકવી નહિ; કારણ કે એમ કરવાથી તે ઉત્સાહભંગ થાય છે તથા તેનું મન દુ:ખાવાથી ચિત્ત વ્યગ્ર થઈ જાય છે ને તેથી તે કામમાં કુશલ છતાં તેનાથી કામ બગડે છે. વહુના શરીરનું આરોગ્ય નિત્ય સાસુએ જાળવવું, ને તેને કાંઈ પણ તાવ ઉધરસ કે શ્લેષ્મ આદિ વ્યાધિ થઈ આવે તો સાસુએ ઘરના પુરૂષોદ્વારા ઔષધોપચારની જોગવાઈ કરી આપવી. ઘણે ઠેકાણે અબળાઓના શરીરમાં મોટા મોટા રોગોએ ઘર કરેલાં જોવામાં આવે છે, ને તે લાજનાં માર્યાં કહી શકતાં નથી, તેમ જ અજ્ઞ સાસુ કે ઘરનાં વડિલો તેની સંભાળ લેતાં નથી, જેથી તેઓ છેવટે ભયંકર સ્થિતિએ પહોંચી જાય છે. માટે ઘરના પ્રમુખ માણસે ઘરમાં સર્વ નિરોગ છે કે કેમ ? તેની નિત્ય સંભાળ લેવી. દીકરાની વહુ વયે નાની હોય, અભણ હોય, વિદ્યા, કળા, ગુણ, ચતુરાઇ તથા બોલવા-ચાલવાના વિવેક-વિનયથી અજ્ઞાત હોય, સ્ત્રિઓનાં અવસ્ય ઉપયોગી કામોમાં પણ અણશિખાઉ હોય, તથા કદ્રૂપી, રોગી, આળસુ કે

જડ હોય, નિર્ધનની દીકરી હોય કે નીચા કુલમાંથી આવેલી હોય તો તેના દોષો તેને વારંવાર સંભળાવી તેનું મન દુઃખાય તેમ મહેણાં દઈ વઢવું નહિ; પણ તેનામાં જે સુધરી શકે તેવા દોષો હોય તે તેને સમજાવી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપી, તે દોષો સુધરાવવા. તથા તેનામાં જે જે ગુણોની ન્યૂનતા જણાતી હોય તે તે ગુણો પણ સુજ્ઞ સાસુએ ધીરે ધીરે શિખવાડવા. સાસુનું શાણપણ, પ્રૌઢ બુધ્ધિ, વ્યવહારકુશલતા તથા વિદ્યા-કલાના જ્ઞાનની ખરી પરીક્ષા ને ખરી કસોટી ત્યારે જ થાય છે કે જ્યારે પોતાને ઘેર આવેલી અજ્ઞ તથા જડ જેવી વહુઓ પણ સારાં આચરણોવાળી થઈ સર્વ વ્યવહારમાં ચતુર નીવડે. જેવો હર્ષ દીકરાને પરણાવી વહુને ઘેર લાવવા માટે પ્રથમ હોય છે, તેવો હર્ષ તે વહુના આવ્યા પછી નિરંતર એકસરખો રહેતો નથી, માટે તેમ ન રાખતાં સાસુએ વહુના ઉપર નિત્ય સરખોજ પ્રેમ રાખવો. પોતાની જ્ઞાતિમાં પોતાને કુલિનતા પ્રાપ્ત હોય, દીકરાને બીજી વાર પરણાવવા પાસે પુષ્કલ ધન હોય. કન્યાઓની બહુ છત હોય, તેમ જ પોતાના પુત્રને બીજી વહુ સહજ મળે તેમ હોય તો પણ પરણીને આવેલી વહુને સોંઘી (લુંડી, ગુલામ, ઊંદરડી કે ઢેખાળા સમાન ) ગણી તેને દુઃખ દેવું નહિ. પણ તેને પોતાના-પુત્ર-પુત્રી સમાન જ ગણવી. જે સાસુઓ વહુઓને પોતાની પ્રજા કરતાં હલકી ગણી દુઃખ દે છે તેઓ ઈશ્વરનાં મોટાં અપરાધી ગણાય છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે જેના ઘરમાં ખાવા-પીવાના તથા પહેરવા—ઓઢવાના પદાર્થોથી વહુઓનો સારો સત્કાર થાય છે, તેના ઉપર બ્રહ્માદિ દેવો, અર્યમાદિ પિતરો, અને સનકાદિ મનુષ્યો પ્રસન્ન થાય છે. સ્ત્રિઓ ભરણ-પોષણથી સંતુષ્ઠ થયેલી હોય તો તે સર્વ સુખના ભંડારરૂપ સ્ત્રિઓ છે, ને જો કોપ પામેલી હોય તો તે ક્રુધ્ધ થયેલી ભયંકર દેવીઓ છે. સન્માન પામેલી સ્ત્રિયો કુલની વૃધ્ધિ કરે છે, ને અપમાન પામેલી સ્ત્રિયો કુલનો ક્ષય કરે છે. માટે શ્વસુરપક્ષના કોઈ પણ મનુષ્યે સ્ત્રીવર્ગનું અપમાન કરવું નહિ. જે ઘરમાં સ્ત્રિઓ દુઃખી થાય છે, તે કુલ સત્વર નાશ પામે છે, તથા જે ઘરમાં સ્ત્રિઓ સુખી થાય છે, તેનું કુલ વૃધ્ધિ પામે છે. માટે સમજણી સાસુએ પોતાના ઘરની સંપત્તિ અનુસાર ભોજન

અને વસ્ત્રાલંકારવડે વહુઓનું સંમાન કરી નિરંતર તેમને પ્રસન્ન રાખવી. પોતાના પુત્રને વહુ સુખી થવાથી જ આયુષ્ય, ધન, કીર્તિ, સુખ અને પુત્રાદિ સંતતિ પ્રાપ્ત થાય છે, એ સાસુએ ક્યારે પણ ભૂલવું નહિ. જેના ઘરમાં નિત્ય સાસુવહુનો કજીઓ કંકાસ થાય છે તેના ઘરમાં અલક્ષ્મી (દારિદ્ય), દુઃખ, કુલની અવનતિ (પડતી) અને સઘળાં અમંગળ આવી પ્રાપ્ત થાય છે. કલિયુગનો વાસ પણ કલેશ-કંકાસમાં જ છે, માટે જ્યાં તે થાય છે, ત્યાં કલિ પોતાનો નિવાસ કરી અધર્મ-અનીતિનાં દ્વાર ઉઘાડી ઘરનાં માણસોને થોડા દિવસમાં યમપુરીનું દર્શન કરાવે છે. માટે સાસુએ કલેશ કંકાસથી બહુ દૂર રહેવું. સાસુ ગમે તેવા શુધ્ધ આચાર પાળે, હરિભક્તિ કરે કે કથા-કીર્તન સાંભળે, પણ તે જો ઘરમાં કલેશ કરી વહુને સંતાપે તો તે તેનું સર્વ વ્યર્થરૂપ છે. વળી સાસુએ સમજવું જોઇએ કે મારા પુત્રના સઘળા સુખનો આધાર એ વહુ છે, તથા મારા હવે પછીના વંશની ઉન્નતિનો આધાર એ વહુ ઉપર છે, ને એ વહુનાથી જ મને પુત્રની પ્રજાનું દર્શન થશે, માટે વહુની પ્રસન્નતા નિત્ય જાળવવી જોઇએ. વહુ અને દીકરો એકાંતમાં વાર્તાવિનોદ કરતાં હોય કે હસતાં બોલતાં હોય તો તેમની છાની ચેષ્ટા જોવાની ટેવ સાસુએ રાખવી નહિ. વહુના દોષો દીકરાની પાસે કહી બતાવી તે ધણીધણીઆણીમાં પરસ્પરને કલહ થાય તેવો ઉપાય સાસુએ કરવો નહિ. તથા બીજી કોઈ રીતે વહુ પોતાને ન ગમતી હોવાથી વહુ અને દીકરા વચ્ચે અણબનાવ થાય એવો યત્ન સાસુએ ન કરવો. તથા કોઈ રીતે ધણી-ધણીઆણીનો વિયોગ થાય તો ઠીક એવું અશુભ ચિંતન કરવું એ સાસુને યોગ્ય નથી. દીકરાને બીજી સ્ત્રી સુલભતાથી મળે તેમ હોય તો પણ અગત્યના કારણવિના વૈરભાવથી બીજી સ્ત્રી લાવવા સાસુએ પ્રયત્ન કરવો નહિ. કારણ કે એમાં પુત્રનું ઇષ્ટ નહિ પણ માતાના પોતાના હાથથી જ અનિષ્ટ કરાય છે. જેવી રીતે ઉંદરને દરમાં પેસતાં સર્પનું અને બહાર નીકળતાં બિલાડીનું દર્શન થતાં જેવી દશા તે ઉંદરની થાય છે, તેવી દશા બે સ્ત્રિઓવાળા પુરૂષની થાય છે, એવું નીતિશાસ્ત્રનું વચન છે તે સાસુએ વિસરવું નહિ. વહુના સાંભળતાં પોતાના દીકરાને પણ તોછડા શબ્દમાં બોલાવવો નહિ, અયોગ્ય

ઠપકો દેવો નહિ અને લઢવું પણ નહિ. વહુના સાંભળતાં તેના બાપને, માને, ભાઇને કે ભોજાઈ આદિ તેનાં પિયરીઆંને તોછડા શબ્દો કહી ગાળો ભાંડી તે વહુના મનની લાગણી દુ:ખાવવી એ શાણી સાસુને ઘટિત નથી. સાસુએ વહુને મૂકીને કયારે પણ એકલાં ખાવાની ટેવ રાખવી નહિ. ખાવા પીવામાં તેની સારી રીતે સંભાળ રાખવી, કારણ કે લાજને લીધે તે ભૂખી રહે નહિ. કોઈ ફલફલાદિ કે મિઠાઈ મેવાના નવાઈના પદાર્થો ઘરમાં આવતાં ભાગે પડતા વહુને પણ સાસુએ આપવા જોઇએ. નિરંતર સમયની એક સરખી સ્થિતિ ન રહેવાના ઈશ્વરી નિયમના સંકેતને લીધે, સાસુએ પૂર્વાવસ્થામાં ઘરની સારી સ્થિતિ ને વિશેષ વૈભવનું સુખ ભોગવ્યું હોય, ને તે કદાપિ વહુના સમયમાં સ્થિતિએ રૂપ બદલ્યું હોવાથી સાધારણ રીતે નિર્વાહ કરવાનો હોય કે તેથી સાસુએ દીઠેલા સુખમાં ન્યૂનતા થયેલી હોય, ત્યારે કેટલીક મૂર્ખ સાસુઓ પોતાની પૂર્વાવસ્થાનું સુખ સંભારી વહુને સંતાપવા કહે છે કે, 'તું નઠારા પગલાંની', 'તું ટુંકા ભાગ્યની', 'તારા આવવાથી અમારી આવી દશા થઈ' આવાં દુષ્ટ વાકયો કહી વગર કારણે વહુ સાથે કલેશ કરે છે, પણ સમજતી નથી કે આમાં તો વહુનો એકલીનો નહિ પણ ઘરનાં સઘળાં માણસોના પ્રારબ્ધયોગનોજ દોષ છે. આવું નિંદ્ય વર્તન સારી સાસુએ કરવું નહિ. સાસુની પૂર્વાવસ્થા સામાન્ય સ્થિતિમાં નિવાથી સાસુએ જો કે ઓછા વૈભવનું સુખ જોયું હોય, ને વહુના સમયમાં સારી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોવાથી વહુ કદાપિ ખાવા-પીવામાં, ઓઢવા પહેરવામાં કે બીજાં સાંસારિક સુખ ભોગવવામાં સ્થિતિ અનુસાર વર્તતી હોય, તો તે જોઈ કેટલીક અદેખા સ્વભાવની સાસુઓ પોતે નહિ ભોગવેલાં સુખ વહુને ભોગવતી જોઇને અંતરમાં બળ્યા કરે છે. અને કોઈ કોઈ વાર થતા અંતર્પરીતાપને લીધે વહુ સાથે એવી વાંકી વાણીમાં બોલે છે કે, તેના અદેખા સ્વભાવની ને અજ્ઞાનની દીકરો, વહુ અને બીજા લોકો પણ પરીક્ષા કરે છે. માટે પુત્ર તથા પુત્રની વહુનું સુખ જોઈ પ્રસન્ન થવું એ વૃદ્ધોનો ધર્મ છે, એમ સમજી એવા અઘટીત તથા હળવાં પડવાના કર્તવ્યથી પણ સમજણી સાસુઓએ દૂર રહેવું. સાસુએ વહુને પોતાના

કુલાચારની, નાત જાતની તથા બીજી કેટલીક વ્યવહાર સંબંધી રીત-ભાતમાં પ્રવીણ કરવી. વહુ વિદ્વાન હોય ને કદાપિ તે કોઈ સતશાસ્ત્ર વાંચવામાં સમય ગાળે તો તેને તે સમયમાં વિક્ષેપ ન કરતાં જોઇતો સમય આપવો. પોતાનું જ્ઞાન વહુના કરતાં સારૂં હોય તો તેને શાસ્ત્રવાર્તાનું રહસ્ય સમજાવવું. તથા આ નિત્યકર્મ સાસુએ બરાબર વાંચી સમજી, વહુ વાંચી સમજી શકે તેમ ન હોય તો તેને સમજ પાડી શિખવાડવું ને નિત્ય તેની પાસે કરાવવું.

## રજસ્વલા સ્ત્રીઓને પાળવાના નિયમો.

બહુધા સ્ત્રિઓને બારમા વર્ષથી પચાસ વર્ષસુધી પ્રત્યેક માસે ઋતુ (રજસ્વલાપણું) પ્રાપ્ત થાય છે. સ્ત્રી રજોદર્શનના ત્રણ દિવસોમાં અપવિત્ર ગણાય છે. ચોથે દિવસે નહાયા પછી ઘરમાં સ્પર્શ કરવા યોગ્ય શુદ્ધ થાય છે. તથા પાંચમે દિવસે સ્નાન કર્યા પછી દેવપૂજનાદિ પુણ્યકર્મ કરવાને યોગ્ય થાય છે.

રજસ્વલા સ્ત્રીએ બની શકે તો પહેલા ત્રણ દિવસસુધી કોઇને પોતાનું મુખ બતાવવું નહિ, કે વચન પણ સંભળાવવું નહિ. શરીરે તેલ ચોળવું નહિ, ફુલ કે અલંકારો ધારણ કરવાં નહિ, આંખો આંજવી નહિ, શરીરે ચંદન લેપન કરવું નહિ, કેશ ઓળવા નહિ, દાતણ કરવું નહિ, અને સ્નાન પણ કરવું નહિ, જમીન ખોદવી નહિ, નખ કાપવા નહિ, ને દોડવું કે હસવું પણ નહિ. દૂધ, ખાટા પદાર્થો કે વાયુ વધારનારા પદાર્થો ખાવા નહિ. ચોથે દિવસે નાહી પોતાના દેહની શુદ્ધિને માટે પંચગવ્ય (ગાયનું છાણ, મૂત્ર, દૂધ, દહીં અને ઘી.) એકઠું કરીને પીવું. નહાયા પછી પહેલું પોતાના સ્વામીવિના બીજા કોઈનું મુખ જોવું નહિ.

## ગર્ભિણી સ્ત્રીના નિયમો.

ગર્ભિણી સ્ત્રિએ સદા આનંદમાં રહેવું. બની શકે તો નિત્ય નવનવાં વસ્ત્રો તથા અલંકાર ધારણ કરવા. પવિત્ર રહેવું. હલકા, નરમ, ઘીવાળા ને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે તથા વહેલા પાચન થાય એવા પદાર્થોનો આહાર

કરવો. અતિશય ખાટા, ખારા, ઊના, વાસી, સૂકા, લૂખા, કઠોર, અને કાચા, એવા તથા પાચન થતાં પીડા કરે એવા પદાર્થો ખાવા નહિ. બહુ જમવું નહિ, તેમ ભૂખ્યાં પણ રહેવું નહિ. ઘણો શ્રમ થાય એવાં કામ કરવાં નહિ. પતિશય્યામાં સૂવું કે જાગરણ કરવાં નહિ. શોક કરવો નહિ. વાહનઉપર બેસવું નહિ. ભયંકર સ્થાને જવું નહિ. ને તેવા પદાર્થો જોવા નહિ. પોતાના ગર્ભનું સંરક્ષણ થવા સારૂં નિત્ય પ્રાતઃકાલે અને સાયંકાલે શ્રીસદાશિવની સ્તુતિ કરવી.

---

# શીઘ્ર કવિ શંકરલાલ.

## ૧૫૦—સાધ્વી-સમાજ.

(સર્વે પર્વતોના રાજા પ્રખ્યાત હિમાચલે પોતાનાં પુત્રી પાર્વતીના અભ્યાસને માટે પોતાના અંતઃપુરમાં અતિ ઉત્સાહથી પાઠશાળા સ્થાપી હતી. તેમાં પાર્વતીના માયાળુ માતા મેનાં અને બીજાં પરોપકારી સતીજનો પાર્વતીને ભણાવતાં. જેમ જેમ અભ્યાસ વધતો ગયો અને યોગ્ય થતાં ગયાં તેમ તેમ તેમની કૃપાથી પાર્વતી પોતે થોડા સમયમાં સર્વ વિદ્યા સંપાદન કરીને તેમની વતી તે પાઠશાળામાં કન્યાઓને ભણાવવા લાગ્યાં અને સતી જનોના સમાજમાં સ્ત્રીધર્મવર્ધક સતીજનોના ચરિત્રોના વ્યાખ્યાનો આપવા લાગ્યાં,) એક દિવસે સાંજ પડવા આવતાં જ્યારે તડકાનો તાપ ઓછો થવા લાગ્યો, વૃક્ષોની અને પહાડના શિખરોની નમેલી છાયા સુજનોની મિત્રાઈની પેઠે આગળ વધવા લાગી, તડકાના તાપથી કરમાઈ ગએલી વનસ્પતિઓ પાછી તેજસ્વી થવા લાગી, સૂર્યનારાયણ આખો દિવસ ફરી ફરીને થાકી જતાં વિશ્રામ લેવાને જાણે અસ્તાચળ ઉપર ઉતરતા હોય તેમ જણાવા લાગ્યા, વનમાં દૂર ચરવા ગએલી કામધેનુઓ આશ્રમની પાસેના ઝરણાનું પાણી પીને પોતાનાં વાછરડાં ઉપરની પ્રીતિથી ઉતાવળે

દોડી આવવા લાગી, કમળોને પ્રફુલ્લિત કરનારા, જગતને શોભાવનારા અને આખા બ્રહ્માંડના મણિમય દીવા જેવા ભગવાન સૂર્યદેવ પશ્ચિમ દિશારૂપી સ્ત્રીનો મણીનો ચાંલ્લો હોય તેવા જણાવા લાગ્યા, સાંજ પડતાં જતાં ઉઘડવાનો આદર કરતાં રાત્રિ વિકાસી કમળોનો સુગંધ થોડો થોડો ચારે કોર પસરવાં માંડ્યો, ઉઘડવા માંડેલ કમળો અને અનેક પ્રકારનાં પુષ્પો ઉપર ગંધના લોભી ભમરાઓ ગુંજાર કરવા લાગ્યા, ગંગાજળના અતિ શીતલ બિંદુના ભાવથીજ જાણે ધીરો પડી ગયો હોય તેવો તે સમયનો ટાઢો પવન મંદમંદ વહાવા લાગ્યો, અને પાઠશાળામાં અભ્યાસ કરતી કન્યાઓને રજા આપવાનો સમય થયો, તે સમયે સર્વે સુંદર સાહિત્યોથી શણગારેલો સ્ફાટિકમણિનો મંડપ નિત્યના નિયમ પ્રમાણે પરમ પવિત્ર પાર્વતીજીના મુખચંદ્રથી નીકળતો અમૃતરસ લેવાની ઇચ્છાથી અતિ ઉતાવળે આવેલી પવિત્ર ચરિત્રવાળી દેવપત્નીઓ અને દેવકન્યાઓથી, અસુરપત્નીઓ અને અસુરકન્યાઓથી, નાગપત્નીઓ અને નાગકન્યાઓથી યક્ષપત્નીઓ અને યક્ષકન્યાઓથી ગંધર્વપત્નીઓ અને ગંધર્વકન્યાઓથી મુનિપત્નીઓ અને મુનિકન્યાઓથી તથા રાજપત્નીઓ અને રાજકન્યાઓથી સંપૂર્ણ ભરાઈ ગયો. ભગવતી અનસૂયા લોપામુદ્રા આદિ મહાસતીઓ પોતપોતાના સિંહાસનને શોભાવવા લાગ્યાં. ભગવતી અનસૂયા અને લોપામુદ્રાના અતિ આગ્રહથી મહા સતીનાં શિરોમણીરૂપ ભગવતી અરૂંધતીજીએ સભાધ્યક્ષનું સિંહાસન શોભાવ્યું; હિમાચલના મહારાણી મેના મંત્રીના સિંહાસન ઉપર બીરાજ્યાં; અને સર્વેના એકાગ્રચિત્ત હોવાથી ચિત્રમાં આલેખેલ હોય તેમ અત્યંત નિશ્ચલ થઈને પાર્વતીના મુખ કમલથી નીકલતાં કોમલ ભાષણરૂપ મકરંદનો સ્વાદ લેવાના લોભથી ભાષણનો આરંભ હવે તરત થાય તો સારૂં એમ આખી સભા ઇચ્છા કરવા લાગી. તેટલામાં મહાસતી અરૂંધતી મણીમય સિંહાસનથી ઉભાં થઈને બોલ્યા કે 'હે મેનાના મનને વિશ્રામ લેવાની કલ્પલતા! હિમાચલના કુલને શોભાવે તેવા ગુણવાળી! હે પુત્રિ પાર્વતી! તમારા મુખ કમળથી સતીજનના વિચિત્ર અને પવિત્ર ચરિત્રો સાંભળી સાંભળીને આ સભામાં આવેલી સઘળી કુલીન પતિવ્રતા સ્ત્રીયોના પવિત્ર

અંતઃકરણો તૃપ્ત પામતા નથી. (ખરૂં છે કે અમૃત પીતાં કોને તૃપ્તિ થાય ?) તમારા ભાષણો કે જેઓમાં દિવસે દિવસે અધિક અધિક રસ આવતો જાય છે, જેઓમાં અગણ્ય ગુણો રહેલા છે, જેઓમાં અનેક પ્રકારના અલંકારો ઝલકી રહેલા છે, જેઓમાં દોષનો લેશ પણ આવેલો નથી, જેઓમાં ગર્વનો અંશ પણ આવેલો નથી, અને જેઓમાં અક્ષરે અક્ષરે વેદના અને શાસ્ત્રોના ઉપદેશો શોભી રહેલા છે, તેવાં તેવાં અનેક ભાષણો તમારા મુખકમલથી અમે સાંભળ્યાં છે. પણ હમણાં તો આ અનસૂયા લોપામુદ્રા આદી સઘળી મહાસતીઓ તમારી કલ્પના શક્તિની પરીક્ષા જોવા માટે આ સમયેજ તરત જે તમે કલ્પેલું હોય, કોઈ પણ ઇતિહાસનો જેને આશ્રય નહોય, કોઇપણ પુરાણમાં જે પ્રસિદ્ધ નહોય, કોઇપણ કથાનકોમાં જે કહેવાણું નહોય, કોઇપણ રૂપકમાં જેનું નિરૂપણ ન થયું હોય, કોઇપણ કાવ્ય કલ્પનામાં જે કલ્પાયેલું નહોય, અને રસગુણ અલંકાર અને સદુપદેશોથી જે ભરપુર હોય તેવું ભાષણ સાંભળવાની ઇચ્છા રાખેછે. તે આ સમગે ઉપર કહ્યા પ્રમાણે નવીનજ કોઈ અદ્ભુત કથારૂપ ભૂષણથી સુશોભિત ભાષણ કરીને તમે આ સર્વે મહાસતીનાં અંતઃકરણોનું રંજન કરશો એવી હું આશા રાખુંછું. એમ કહી ભગવતી અરૂંધતી બોલતાં બંધ થયા કે તરત વિદ્યાભ્યાસ કરનારી કન્યાઓના સમુદાયમાંથી આનંદ સહિત શ્રીપાર્વતી ઉભાં થઈને નમ્રતાથી બોલ્યાં કે હે દયામય અંતઃકરણ-વાળાં માતા અરૂંધતિ ! આપની આજ્ઞા પ્રમાણે કલ્પિત ભાષણ કરવા હું મારી અલ્પમતિ પ્રમાણે પ્રયાસ કરીશ, પણ મારો પ્રયાસ સફળ કરવાનો આધાર તો આપ અને આ સર્વ મહાસતીની દયાદૃષ્ટિ ઉપરજ છે. કારણ કે અતિ બુદ્ધિવાળી અને સુશીલતાના નિવાસરૂપ આપ જેવી મહાસતીઓ-ના દયાસહિત જોવા સારૂ અમૃતની લેહેરોથી નીરસ વચન પણ સરસ થાયછે, નિર્ગુણ વચન પણ અલંકાર વાળું થાયછે, અલંકાર વિનાનું વચન પણ અલંકાર વાળું થાયછે, અને વિદ્વાન લોકોના હૃદયોને આનંદ આપનારૂં થઈ પડેછે એ કોનું અજાણ્યું છે ? એ પ્રમાણે બોલી ક્ષણમાત્ર નેત્ર વીંચી શ્રીસરસ્વતી અને સદ્ગુરૂનું ધ્યાન ધરીને અને સર્વ

મહાસતીઓને પ્રણામ કરીને પાર્વતીજીએ નીચે પ્રમાણે ભાષણનો આરંભ કર્યો.

ચંદ્રપ્રભા ચરિત્ર.

---

# નાનાલાલ દલપતરામ.

## ૧૫૬—સંસાર સેવા.

અત્યારે તો આપણે સહેજ જરા વિચારી જોઈએ કે સ્ત્રી જાતિનાં કર્તવ્ય શાં છે? સંસારના કામની વહેંચણીને પરિણામે સ્ત્રીના વિશેષ ધર્મ પુરૂષના વિશેષ ધર્મથી નિરાળા છે એટલું તો હવે સ્પષ્ટજ છે. ભણવું, ગણવું, ખાવું પીવું, ધર્મ પાળવો, નીતિ પાળવી, સ્વચ્છતા, સુઘડતા, સંતોષ, વિવેક રાખવાં આવા આવા અનેક ધર્મ તો સ્ત્રીપુરૂષ ઉભયને સામાન્ય છે. સ્ત્રી એ મનુષ્ય છે, ને પુરૂષે મનુષ્ય છે; એટલે દેહ અને આત્માનાં મનુષ્યધર્મ તો ઉભયને માટે એક સરખાજ છે. છતાં સ્ત્રી તે સ્ત્રી છે; ને પુરૂષ નથી: અને પુરૂષ તે પુરૂષ છે, ને સ્ત્રી નથી. એ કારણથી ઉભયના વિશેષ ધર્મ નિરનિરાળાજ છે. ત્યારે સ્ત્રીજાતિના વિશેષ ધર્મ શા છે?

સ્ત્રીઓનો પહેલો વિશેષ ધર્મ તે પતિધર્મ. કન્યકા મટી વધૂ બને. કૌમારને આરેથી ઉતરી લગ્નને તીરે જઈ બેસે, ત્યારથી સૌ સ્ત્રીઓને પત્ની ધર્મ પ્રાપ્ત થાય છે. સ્વતંત્ર જે તારિકા ફરતી હતી તે તારિકા સુરજમાલાની અંગભૂત બનેછે, અને તે પછી સદા તેને સુરજમાલાની સાથેજ ઘુમવાનું રહેછે. કોઈ પણ વ્રતથી વ્રત લેનાર બંધાયછે, નિયમનમાં આવેછે. લગ્નવ્રતથી પણ પતિપત્ની નિયમનમાં આવેછે, ને પરસ્પરથી બંધાયછે. બ્હેનો! લગ્નવ્રત લેતી વેળાએ તમે કીયા નિયમન સ્વીકાર્યાં છે એ યાદ છે? ગોરે તમારો હાથ તમારા પતિના હાથમાં મૂકયો તે વેળાએ તમારી સૌની પાસે પ્રતિજ્ઞાઓ કરાવી છે. એ પ્રતિજ્ઞાઓ તમને આજ સ્મરણેછે? સ્મરણે ન હોય, વીસર્યાં હો તો ગોરને પૂછી જોજો, શાસ્ત્રમાં વાંચી

લેજો. એ પ્રતિજ્ઞાઓ ઉચ્ચારવી તે તો ક્યાં જવું છે તે નક્કી કર્યા વિના મુસાફરી આદરવા જેવું છે. સંસારની સફરમાં તમારૂં વહાણ તમે મેલ્યું છે. તેને તમે કયાં લઈ જશો ? કેમ ચલાવશો ? બ્હેન ! સંસારની સફર આદરતાંજ તમે એ નિયમન ઉચ્ચાર્યા છે તે વખતે માત્ર ઉચ્ચાર્યા છે કે તમારે બદલે ગોરે ઉચ્ચાર્યા હશે. હવે એ સમજી લેવા જોઈએ. એ સૌ નિયમનનો સમાવેશ પત્નીધર્મમાં થાય છે. સ્ત્રીજાતિની સ્વાભાવિક સરલતા, ઉચ્ચતા, સ્નેહાળતા, ધાર્મિકતા, શ્રધ્ધા, આસ્થાને પૂછી એ પંથે પળશો તો ભૂલાં નહીં પડો.

સ્ત્રીજાતીનો ત્યારે બીજો વિશેષ ધર્મ કંઈ છે ? હા. પતિ અને પત્નીએ સ્નેહબાંધી—કે ન બાંધી—લગ્નવ્રત લીધું, કે તરત એક કુલ સ્થપાયું, દુનિયાનાં કુટુંબોમાં એક કુટુંબ વધ્યું. ઘણે ભાગે તો સહુ દંપતી ઉપર પ્રભુના આશીર્વાદજ ઉતરે છે, ને પરિવાર વધે છે. પણ સંતાનની લીલાથી ઘર ભરાઓ કે ન ભરાઓ, બાલકોના બોલ ઘરમાં ગાજી રહો કે ન ગાજી રહો, કુટુંબ તો લગ્નતિથીથીજ મંડાયું, ગૃહનો માંડવો તો તે ઘડીથીજ રોપાયો, તે ઘડીથીજ સ્ત્રીને ગૃહિણીધર્મ પ્રાપ્ત થાય છે. એ ગૃહિણીધર્મ તે સ્ત્રીનો બીજો વિશેષ ધર્મ. ગૃહની વ્યવસ્થા—ઘરસંસાર ચલાવવો એ પત્નીધર્મથી નિરાળી વાત છે, છતાં બન્નેની અખંડ બેલડી છે. લગ્નવ્રતમાંથી એ બન્ને જોડકી બ્હેનો જન્મે છે. ગૃહિણીધર્મ શા છે તે મારા કરતાં તમે વધારે જાણોછો. હું તમને એ વિષયમાં કહું તેનાં કરતાં તમારી પાસેથી સાંભળવા વધારે આતુરછું. માટે એટલુંજ સુચવુંછું કે તમારા કુટુંબમાંથી ક્લેશ ઘટે ને સ્નેહ અને સંપ વધે, શરીરનાં આરોગ્ય અને ચિત્તની પ્રસન્નતા, બહારનાં ને અંતરનાં બલ તથા વૈભવ, સુખ સંતોષ ને શાંતિ સદા વિકાસ પામે એવું કરજો. તમારા મંડપ એવા રચજો કે તેમાં તાપ કે સંતાપ ન આવે, છતાં તે ઉષ્મા અને અજવાળાંથી શોભી રહે. તમારી આંખડીમાં અમી રાખજો, તમારા હાથમાં કર્તવ્ય ચાતુરી રાખજો, તમારી જીભમાં મિઠાશ રાખજો, તમારા આચરણમાં હેત રાખજો. એ સહુ કંઇ નવા લાવવાં પડે તેમ નથી, એ સૌ તમારી પાસેજ છે, માત્ર તેમને ખોતાં નહીં, ઢાંકતાં નહીં, રજ

ચડવા દેતાં નહીં. સુંદરી જો પોતાની સુંદરતા પ્રગટવા દે તો એ જગતનાં વડાં સૌભાગ્ય વિખેરે.

બહેન ! પત્નીધર્મ અને ગૃહિણીધર્મની ઝાંખી જરા આપણે કરી. એક વધારે વિશેષ ધર્મનો આપણે વિચાર કરી લઇએ. પતિપત્ની ઘર માંડે છે તે ઝગડાને માટે નહીં, પણ સંસારની વચ્ચે. ઘર બાંધતી વખતે જેમ આપણે આપણા પાડોશીઓના હક સાચવવા પડે છે, તેમ સંસારમાં જીવન ગાળતી વેળાએ પણ આપણે અન્ય સંસારવાસીઓના હક જાળવવાના છે. આ ધર્મને આપણે સંસારિણીધર્મ કહીશું. જે સંસાર આપણું ચોપાસેથી રક્ષણ કરેછે, જે સંસાર પોતાનો ભૂતકાળનો બધો સંચય આપણા ચરણમાં ખુલ્લો મૂકી દેછે, જે સંસારવાસીઓ આપણી સાથે ખભેખભા મેળવી ઉભા રહે છે, તે સંસાર અને સંસારીઓ તરફ આપણા ખાસ અનેક ધર્મ છેજ. જે કેળવણીને આપણે લીધા તે કેળવણીની પદ્ધતિ વધારે લાભદાયક કરવી. જે ઔષધશાળાઓએ આપણને સાજાં કર્યાં તે ઔષધશાળાઓને સમરાવવી. જે બાગ ચોટાં મંદિરોએ આપણને આનંદની જરૂરીઆતની અને ઉન્નતિની સામગ્રી પૂરી પાડી, તેમને વધારે શોભીતાં ઉપયોગી અને પવિત્ર કરવાં. કોણ કહેશે કે એ આપણા ધર્મ નથી ? સંસાર અનેક રીતે આપણી સુશ્રૂષા કરેછે, આપણને ઘટેછે કે આપણે એ સંસારની સુશ્રૂષા કરવી.

બહેનો ! એ સંસારસેવાના યથાશક્તિમતિઅવકાશ આચરવાના અનેક માર્ગ છે; ખંતથી શોધશે તેમને સૌને તરતજ તે જડશે. અહીં તો એટલુંજ વિનવું છું કે સંસારમાનાં વડીલો ભણી પુત્રીભાવ, સંસારમાંનાં સમાનવયા ભણી ભગિનીભાવ, અને સંસારમાંનાં નાનેરાંઓ ભણી માતાભાવ રાખજો. એ તમારો સંસારિણીધર્મ. જે ભાવથી પુત્રી ભગિની અને માતા થઈ કુટુંબમાં વિચરોછો, એ ભાવથી સારા એ સંસારમાં સદા વિચરજો ! એમાંજ તમારૂં અને સંસારનું ઉભયનું કલ્યાણ છે.

આપણે સહુ ગુર્જરીનાં સંતાન છીએ. ગુર્જરીનો યશ અને મહિમા આપણે હાથ છે. માબાપની કીર્તિઅકીર્તિ હમેશાં સંતાનનાં હાથમાં

હોયછે. ગુર્જરીની લાજ અને શોભા પણ આપણેજ સાચવવાની ને વધારવાની છે. ગુજરાતનાં ખંત ને ઉદ્યોગ, ગુજરાતની વ્યાપાર કુશળતા, ગુજરાતનાં સાગર ઉપરનાં સાહસ, ગુજરાતનાં ડહાપણ અને દૂરઅંદેશી, ગુજરાતની ભક્તિ અને પરોપકારિતા, ગુજરાતનાં શાંતિયુગનાં પરાક્રમ, ગુજરાતની મધુરતા સુંદરતા પુણ્યભાવનાઓ ભાવી ગુજરાતની માતાઓ! એ અમારી સૌ આશાઓ તમારા ધાવણમાં છે. ગુજરાતના વીર પુરૂષો, ગુજરાતના તત્ત્વચિંતકો, ગુજરાતના રાજનીતિજ્ઞો, ગુજરાતના કવિઓ, ભક્તો, દાનેશ્વરોઃ ઓ ગુજરાતની જનનીઓ! એ સહુ યશપુત્રો તમારા જડ અને ચેતન દેહમાં સચેલા છે.

મિસરથી માંડી સારો પશ્ચિમ આફ્રીકાનો કાંઠો આપણા ગુજરાતીઓએ ખિલવ્યો હતો. અરબસ્તાનથી આદરી સારો અરબ્બી સમુદ્ર અને હિંદી મહાસાગર ડહોળી નાંખી જવા, સુમાત્રા અને ચીન સુધી આપણાં ગુજરાતી વહાણો સફર ખેડતાં. એ સમુદ્રો તો આપણા પુરાણા ખલાસીઓને મન મોટા સરોવર જેવા હતા. સુરત અને ખંભાત જેવાં બંદરો હતાં. દ્વારિકાં અને પ્રભાસ જેવાં તીર્થો હતાં. આ અલબેલી મુંબઇનગરીની જાહોજલાલી ખીલવનાર ભાટીઆ, કપોળ અને અન્ય વૈશ્યો, પારસી, ખોજા, મેમણ એ સહુ આપણાં ગુર્જરમાતાનાં સંતાન છે. બહેનો! એટલું સ્મરણમાં સંચી રાખજો કે જ્યાં જ્યાં ગુર્જરી ભાષા બોલાય ત્યાં ત્યાં ગુજરાતજ છે. ગુજરાતનાં પુરાણાં પરાક્રમ અને દૈવી સંપત્તિના વિજય હજી આથમ્યા નથી. એ વિજયને વધારે ઉજ્જવલ કરે, પાવન કરે એવા મહાભાગ દેવપુત્રો અને દેવપુત્રીઓની જનનીઓ થજો! બહેનો! દેવો પણ તમારે પેટે અવતાર ઇચ્છે એવાં ઉજળાં અને પવિત્ર તમે સૌ રહેજો.

---

# પઢિઆર.

## ૧૫૨—ચારિત્ર્ય.

"ચારિત્ર્યનો આધાર કંઈ સંજોગો ઉપર નથી, અને સારા સંજોગોને આધારેજ ચારિત્ર્ય પળાય એની કાંઈ કિંમત પણ નથી."

બહેન ! આપણા મનની મજબુતી જાળવવી એ આપણું કામ છે. શું સંજોગોને આધારેજ ચારિત્ર્ય છે ? શું ચારિત્ર્યની કાંઈ કિંમતજ નથી ? અરે જરા વિચાર તો કરો કે જ્યારે સીતા રાવણના કબજામાં હતી અને લંકામાં કેદ પડેલી હતી, તથા ભયંકર રાક્ષસીઓ તેને બીવરાવતી હતી, અને રાવણ તેને અનેક પ્રકારે સમજાવતો, લલચાવતો અને ધમકાવતો હતો, ત્યારે પોતાનું ચારિત્ર્ય સંભાળવા માટે સીતાને શું સારા સંજોગો હતા ? દ્રૌપદીને ભરસભા વચ્ચે પકડી લાવ્યા, તેને નગ્ન કરવા માટે તેનાં વસ્ત્ર ખેંચ્યાં, અને તેનો ચોટલો પકડી દુષ્ટ દુઃશાસને ભરસભામાં અનાથ સ્થિતિમાં લાવી, તથા સૌના દેખતાં દુર્યોધને જ્યારે તેને કહ્યું કે—આવ, મારા ખોળામાં બેસ, ત્યારે દ્રૌપદીએ કહ્યું—કે ત્યાં તો ભીમની ગદા બેસશે; તે વખતે દ્રૌપદીને કોની સહાય હતી ? અને એ વખતે શું સારા સંજોગો હતા ? બહેન ! સારા સંજોગોને આધારે વિશુદ્ધિ જળવાય તેમાં શું નવાઈ ? પણ જ્યારે ફાંસીને લાકડે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે જગત બધું બદલાઈ જાય ત્યારે પણ વિશુદ્ધિ જળવાય, જ્યારે મિલકત બધી લુંટાઈ જાય ત્યારે પણ વિશુધ્ધિ જળવાય, જ્યારે દુષ્ટ દુશ્મનના કેદખાનામાં સડતાં હોઇએ ત્યારે પણ વિશુધ્ધિ જળવાય, અને જ્યારે એક તરફ આખી દુનિયા તથા એક તરફ આપણે એકલાં હોઈએ છતાં પણ વિશુધ્ધિ જળવાય, ત્યારેજ ચારિત્ર્યની ખરી ખુબી કહેવાય. બાકી સંજોગને આધારે સારૂં રહેવું તેમાં શું નવાઈ છે ? એમ તો કેદખાનામાં પડેલા બધાએ કેદીઓને કાંઇક કાંઇક પવિત્ર જીવન ગાળવું પડે છે. જેમકે તેઓ ગમે તેટલા લુચ્ચા હોય અને ગમે તેટલા બદમાસ હોય છતાં પણ ત્યાં તેઓ દારૂ પી શકતા નથી, જુગાર રમી શકતા નથી, વ્યભિચાર કરી શકતા નથી, અને એવાંજ બીજાં ઘણાએ

પાપો કરી શકતા નથી; માટે શું તેઓ શુધ્ધ ચારિત્ર્યવાળા થઈ ગયા ? નહિ. બહેન ! સંજોગોને આધારે જે ચારિત્ર્ય પળાય તે ચારિત્ર્યની કંઈ બહુ મોટી કિંમત નથી. માટે તમારે તો ઉંચી જાતનું ચારિત્ર્ય પાળવું જોઈએ, અને એ માટે મનને બહુ વધારે મજબુત બનાવવું જોઈએ. અને એક વખત હૃદયમાં ઉંડાં ઉતરીને એવો પક્કો ઠરાવ કરીએ એટલે પછી તે પાળવામાં કાંઈ બહુ મોટી મુશ્કેલી નથી, એટલુંજ નહિ પણ જ્યારે શુધ્ધ અંતઃકરણથી, ખરેખરી જીગરની લાગણીથી, અને આત્મિક બળથી ઠરાવ થાય ત્યારે તેમાં ખાસ નવું બળ આવી જાય છે, અને એ પછી તો કુદરતી રીતેજ અનુકૂળ સંજોગો મળે છે; માટે બહેન! આપણે આવી જાતનું બળ રાખવું જોઈએ, સામાન્ય લોકોની પેઠે સંજોગોના આધારે રહેનારાં ન થવું જોઈએ

(સ્વર્ગની સુંદરીઓ)

## ૧૫૩—સ્ત્રી એટલે શું ?

સ્ત્રી એટલે અદ્ભુત બળવાળી વીજળી; સ્ત્રી એટલે બધી જાતનાં પ્રેમનો મહા[illegible] સ્ત્રી એટલે મુડદાંઓને જીવતાં કરનારી સંજીવની શકિત; સ્ત્રી એટલે પ્રેમના આકાશમાં ઉડવાનું બલુન; સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલી ઈશ્વરી [illegible] સ્ત્રી એટલે મનુષ્યરત્ન ઉત્પન્ન કરનારી ખાણ; સ્ત્રી એટલે ઈશ્વરનું મો[illegible] સ્ત્રી એટલે દુનિયાદારીનું ડહાપણ શીખવનાર પ્રોફેસર; સ્ત્રી એટલે પ્રેમના એ. બી. સી. ડી; સ્ત્રી એટલે ઉચ્ચતાએ ચઢવાની સીડી; સ્ત્રી એટલે ન[illegible] માલવાળો બનાવવાનો કીમીઓ; સ્ત્રી એટલે ઈશ્વરી સ્નેહનું હોકા[illegible] સ્ત્રી એટલે આ દુનિયાનું અમૃત; સ્ત્રી એટલે અભેદનું આકર્ષણ; સ્ત્રી એટલે પરમાર્થનાં તાળાં ખોલનારી ઈશ્વરી સ્નેહની નાજુકડી સોનેરી કુંચી; [illegible] એટલે સંસારસાગરમાં કુટુંબ મંડળની સલામતી સાચવનાર મનવા[illegible] [illegible] એટલે દુનિઆદારીનાં દુઃખો મટાડનારી ઈશ્વરી જડીબુટ્ટી; સ્ત્રી એટલે [illegible]માંના ત્રિવીધભયથી તપેલા પુરૂષોનો કુદરતી વિસામો; સ્ત્રી એટલે કામ, ક્રોધ, લોભ વિગેરે બળવાન દુશ્મનોને તુરતજ ઉડાવી દેનારૂં

ડાઈનેમાઈટ; સ્ત્રી એટલે શરીરમાં ઝમઝમાટી આપી ખુશમિજામાં રાખનારો મીઠો દ્રાક્ષરસ; સ્ત્રી એટલે પુરૂષોમાં પુરૂપાર્થ ભરનારી બેટરી; સ્ત્રી એટલે લોઢામાંથી સોનું બનાવનારો પારસમણી; સ્ત્રી એટલે ઉત્તમ ભાવનાઓને તેના અસલ સ્વરૂપમાં દેખાડનાર સીનેમેટોગ્રાફ; સ્ત્રી એટલે સંસારના પ્રવાહને આગળ વધારનારી પવિત્ર નદી; સ્ત્રી એટલે પુરૂષોના મનની શરદી ગરમી પારખવાનું થરમામીટર; સ્ત્રી એટલે ઈશ્વિરી સ્નેહનાં ગાયનો સંભળાવનારૂં ફોનોગ્રાફ; સ્ત્રી એટલે આપણી જીંદગીની ફરજો બતાવનારૂં ઘડિયાળ; સ્ત્રી એટલે વિકારોની આગમાંથી પવિત્રતારૂપી ધનને બચાવનાર ફાયરપ્રુફ તિજોરી; સ્ત્રી એટલે જગતમાં સુલેહ કરાવનારી શક્તિઓ; સ્ત્રી એટલે કુદરતની મૂર્તિનો આબેહુબ ફોટોગ્રાફ; સ્ત્રી એટલે જીંદગીની ફરજોના હિસાબ ગણવાનું ગણિત શાસ્ત્ર; સ્ત્રી એટલે ધર્મનું બખ્તર; સ્ત્રી એટલે પ્રેમની ગેરંટી; સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલા ઇશ્વરના આશીર્વાદ; સ્ત્રી એટલે અધર્મનો ખડક દેખાડનારી દીવાદાંડી; સ્ત્રી એટલે જગતનું અજવાળું; સ્ત્રી એટલે ઇશ્વિર સુધી સંદેશો મોકલવાનો વાયરલેસ ટેલીગ્રાફ; સ્ત્રી એટલે સ્વર્ગ દેખાડનારી દુરબીન; સ્ત્રી એટલે પુરૂષોની લાયકાત માપવાનું મીટર; સ્ત્રી એટલે જગતની બધી વસ્તુઓમાં અમૃત ભરનાર ચંદ્ર; સ્ત્રી એટલે અખૂટ પ્રકાશ આપનાર રેડીયમ; સ્ત્રી એટલે વિશ્વાસનું વાજીંત્ર; સ્ત્રી એટલે જગતની આરપાર જોવાનાં એક્સરેઝ કિરણો; સ્ત્રી એટલે પુરૂષોને ફેરવવાનું સુકાન; સ્ત્રી એટલે ભક્તિની પ્રત્યક્ષ જીવતી મૂર્તિ અને સ્ત્રી એટલે આપણે જોઈ શકીએ, સમજી શકીએ અને વાપરી શકીએ તેવી ઇશ્વિરની મહાન શક્તિ.

**(સ્વર્ગની સુંદરીઓ.)**

## ૧૫૪—મારી મોતીની માળા.

બાઈ, ઘરેણાં પેહેરવાં એ આપણા લોકોને મન કેવો આનંદનો વિષય છે ! આપણી બહેનપણીઓ ઘરેણાંમાંજ પોતાનું સર્વસ્વ માને છે. દરેક ગામમાં દરરોજ જુદી જુદી ફેશનનાં વસ્ત્રો ને ઘરેણાંનાજ રિવાજ વધતા જાયછે. ઘરેણાં સ્ત્રીઓના સૌંદર્યમાં વધારો કરનાર છે, અને તોપણ શું તેમાં

પાપ નથી કે ? ઘરેણાં પહેરવામાં પાપ છે, એ વાત લોકો માનશે નહીં. અને ઘરેણાં પેહેરવાથી પાપ છે, એમ કહેવાથી મારી બહેનો મારી ઉપર ગુસ્સે થશે એ હું સમજું છું, પણ જો હું મારી બેનપણીઓના ગુસ્સાની દરકાર કરૂં તો સત્ય લખી શકું નહીં. લોકો માને કે ન માને એ જુદી વાત છે, પણ મને જે સત્ય સમજાય છે તે સ્પષ્ટ રીતે સર્વને સમજાવવું એ મારી ફરજ છે. હું એમ નથી કહેતી કે મારી બેનોએ પોતાના સૌભાગ્યના અલંકારો કહાડી નાંખવા જોઈએ. પણ મારૂં કહેવું એટલુંજ છે કે, પોતાની સ્થિતિ સમજીને માણસોએ ઘરેણાંનો લોભ રાખવો જોઈએ. પણ આપણે જોઈએ છીએ કે, આ બાબત ઉપર કયાંઈ પણ ખાસ ધ્યાન આપવામાં આવતું નથી. ધણી પાસે ગદ્ધા વહીતરૂં કરાવીને પણ, અરે કહો કે તેનું આયુષ્ય લૂંટી લઈને પણ ઘરેણાં પેહેરવાં એ શું ગુન્હો નથી ? ઘરેણાંના લોભ સારૂ પોતાના પતિની જીંદગીનો ભોગ લેવો, અને તેને સદાય હાયહોયમાંજ રહેવા દેવો, તથા પોતે બનીઠનીને મોટાઈ ભોગવતે શહેરમાં ફરવું, એ શું ગેરવાજબી નહીં કે ? પોતાનાં વસ્ત્રાલંકાર માટે ધણીને ઇશ્વર ભકિતનો વખત પણ ન મળે, એ શું પાપ નહીં કે ? આટલા હજાર રૂપીઆનું જરીયાન આપો તોજ સ્ત્રી મળે એ શું જુલમ નહીં કે ? ઘરમાં છોકરાંઓને ખાવા માટે દૂધનું ટીપું ન અપાય, ઘરઘતુ દવાનું ખર્ચ કે શેક કરવા માટે ગરમ કપડાંના ટુકડાનું ખરચ ન ખમાય એટલે ઘરમાં માંદાં પડેલાંઓની પૂરતી માવજત ન રખાય, કપડાં મેલાં પહેરાય પણ ધોબીનું ખર્ચ ન ખમાય, ભેજવાળી અંધારી ઓરડીમાં બિમારી રહે તે ખમાય પણ જરા ભાડું વધારે ન ખરચાય, અને બચ્ચાંની કેળવણી પાછળ પાઈ ન ખરચાય પણ એ બધાંને ભોગે દાગીનાં તો જોઈએ, એ શું પાપ નહીં કે ?

બાઈ, તમે કહેશો કે આતો ગરીબોને માટે વાત થઈ પણ શ્રીમંતોને શી અડચણ છે ? આપણી શેઠાણીઓ શા માટે ભપકાદાર દાગીના ન પહેરે ? બાઈ દાગીના પહેરવાની હું ના નથી કહેતી, પણ મારૂં કહેવું એટલુંજ છે કે પોતાનું હિત સમજીને દાગીના પહેરવા જોઈએ. દાગીના

એજ આપણી જીંદગીનું મૂળતત્વ ન બનવું જોઈએ. આપણે સ્પષ્ટતાથી સમજવું કે, ઈશ્વરે જેઓને અધિક સમૃદ્ધિ આપેલી છે, તેઓને કાંઈ ખાસ પોતાનાજ દાગીના માટે એ સમૃદ્ધિ આપેલી નથી. પણ પોતાના શણગારની સાથે જગતને શણગારવા માટે એ સમૃદ્ધિ આપેલી છે. હું જ્યારે મોટાં મોટાં મોતીની માળા પહેરીને મલકાતી મલકાતી ફરતી, અને મોતીની માળાથી હું બહુ શોભી રહી છું એમ જ્યારે મને લાગતું, ત્યારે મને ખબર નહીં કે મારી પડોશમાંજ મારા ગરીબ બંધુઓ મારી માળાના મોતી કરતાં પણ વધારે કીંમતી આંસુઓ પાડી રહ્યાં છે. અને એ લુંછાયા વિના પડતાં મોતીથી—આંસુથી મારાં મોતી લજાઈ જાયછે. ત્યારે મને ખબર નહીં કે મારી ગરદન પર મોતીનો ચળકાટ છે, પણ મારાં હૃદયમાં દયાનો ચળકાટ નથી, અને બાઈ તમે વિચાર કરો, કે અંદરના ચળકાટ વિના બહારનો ચળકાટ કેમ શોભી શકે ? કેમ ટકી શકે ? કેમ કીંમતી થઈ શકે ? અરે હાય હાય ! ત્યારે શું મારી મોતીની માળા કે જેને હું કીંમતી સમજતી હતી, તે મારી મશ્કરી કરાવવાને માટેજ હતી કે ?

મારા હાથની હીરાની બંગડી બહુ ફેશનેબલ હતી. મારા સ્વામીએ મારે સારૂ તે બહુ મોંઘી કીંમતે ખરીદી હતી. પણ એ બંગડીના પથરાઓ—હીરાઓ જેટલો પ્રકાશ આપી શકતા તેટલો પ્રકાશ મારા અંતરમાં હતો કે ? અરે પ્રભુ ! દયા કર, દયા કર. દુનિયામાં પથ્થર પણ કાંઈક પ્રકાશ આપી શકે, અને અમે માણસો પ્રકાશ મેળવ્યા વિના, તથા પ્રકાશ આપ્યા વિના ખાલી ચાલ્યા જઈએ—ફોકટ ફેરો ખાઈએ, એ શું દિલગીરીની વાત નહીં કે ? એ શું દયા ખાવા જોગ નથી ? પ્રાચીન દેવાલયોનાં ખંડીએરો કે જેનો જીર્ણોદ્ધાર કરવાની ખરી જરૂર હોય, પાણી વિનાનાં સ્થાનો કે જેની અંદરના ઝરાઓ બહાર આવવાને ટમટમી રહ્યા હોય, અને લાચારોનાં પ્રકાશિત આંસુઓ કે જે તેઓના ગાલ ઉપરજ લુંછાયા વિના સૂકાઈ ગયાં હોય, તે બધાંઓ મારી બંગડીના હીરાઓ સામું જોઈને હાસ્ય કરશે નહીં કે ? દિલગીર થશે નહીં કે ? શ્રાપ આપશે નહીં કે ? અને આપણા એકલપેટાપણા માટે—આપણા

અજ્ઞાન માટે-આપણી બેદરકારી માટે-આપણા સ્વાર્થીપણા માટે-પ્રભુ પાસે નિષ્ફળ નહી જાય તેવી મુંગી ફરિયાદ કરશે નહીં કે ? જ્યારે આમ થાય ત્યારે મારી હીરાની બંગડીથી મને ફાયદો શું ? શું આપણા દાગીના આપણને બાંધી રાખવાને અને આપણો નાશ કરવા માટેજ હોય કે ?

(સંસારમાં સ્વર્ગ.)

## ૧૫૫-મહારાણી મેરીની દયાની લાગણી અને દાન ધર્મ.

નામદાર મહારાણી **મેરીમાં** જે અનેક સદ્‌ગુણો છે તેમાં પરમાર્થની લાગણી એ બહુજ મોટો સદ્‌ગુણ છે. એ ગુણ તેઓની અંદર તેઓનાં ભલાં ને પરોપકારી માતા **ડચેસ ઓફ ટેક** બહુ ધ્યાનપૂર્વક કેળવ્યો હતો, કારણ કે તેઓ પરમાર્થનાં કામોમાં બહુ આગેવાની ભર્યો ભાગ લેતાં હતાં. અને જ્યાં જ્યાં તેઓ જતાં તે દરેક ઠેકાણે પોતાનાં વહાલા પુત્રી **પ્રીન્સેસ મેને** સાથેનાં સાથે રાખતાં હતાં, તેથી બહુ નાનપણથીજ તેઓની અંદર પરમાર્થની ભાવનાનાં બીજ રોપાઈ ગયાં હતાં.

**પ્રીન્સેસ મે** એટલે આપણાં હાલનાં મહારાણી **મેરી** જ્યારે નાની ઉમ્મરનાં હતાં ત્યારે તેમના માતાજી નાતાલની ભેટોના મેળાવડાઓ કરતાં અને તેનું પ્રમુખસ્થાન સ્વીકારતાં હતાં. એ વખતે તેઓ પોતે પોતાને હાથે તથા પોતાની વહાલી પુત્રી **પ્રીન્સેસ મેને** હાથે સુંદર રમકડાંઓ ગરીબ બાળકોને અપાવતાં હતાં અને રાજકુટુંબની લેડીઓએ ગરીબોને માટે પોતાને હાથે શીવીને ગરમ કપડાં તૈયાર કરેલાં હોય તે કપડાંઓ ગરીબ લોકોને વહેંચી આપતાં હતાં.

મહારાણીનાં માતાજી જ્યાં રહેતાં હતાં તેની આસપાસનાં ગામડાનાં લોકોને ગમ્મત આપવાને ખાતર તેઓ વખતો વખત મેળાવડાઓ કરતાં હતાં, તેમજ સાંસારિક મેળાવડાઓમાં પણ તેઓ ખાસ કરીને હાજરી આપતાં હતાં. આવી રીતે પરમાર્થના કામોમાં ભાગ લેવાની બાળપણથીજ તેઓને ટેવ પડેલી છે એટલે એ ગુણ હવે બહુ ખીલી જાય એ સ્વાભા-

વિક છે. માટે આપણે પણ આપણાં બાળકોને જો ભલાં બનાવવાં હોય તો તેઓના મનની અંદર નાનપણથીજ પરમાર્થનાં બીજો વાંવવાં જોઈએ.

નામદાર મહારાણી **મેરી** જ્યારે નાની ઉમ્મરનાં હતાં અને પોતાની માતાજીની સાથે ગામડાંઓમાં ફરતાં ત્યારે તેઓ સવારના પહોરમાં ગરીબોનાં ઘર જોવા માટે તેઓની ઓળખાણ કરવા માટે, ખાસ ચાહીને જતાં હતાં અને તેઓનું ભલું થાય તે જોવામાં તથા એવાં કામો કરવામાં તેઓને બહુ આનંદ થતો હતો.

શાહજાદી **મે** બાલકપણુમાંજ ગરીબોની ઓળખાણ કરવા જાય ને તેમની મુલાકાત લે તથા તેઓના સુખદુઃખની વાતો સાંભળે અને તેઓને મદદ કરવાના ઉપાયો લે, એ કંઈ નાનીસુની વાત નથી. આપણા દેશની મોટા ઘરની બાઈઓમાંથી કેટલી બાઈઓ આવાં કામો કરે છે? અને કેટલી બાઈઓ પોતાની પુત્રીઓમાં આવા સંસ્કારો પાડે છે? તે વિચારવા જેવું છે અને રાણીજીના દૃષ્ટાંતથી તે ખરેખર શીખવા જેવું છે.

**પ્રીન્સેસ મેને** પોતાની કુમારી અવસ્થામાં ખાનગી ખરચ માટે જે કાંઈ પૈસા મળતા હતા તેમાંથી તેઓ અમુક ભાગ જુદો રાખતાં હતાં અને તે રકમનો બાળકોને ભેટો આપવામાં ઉપયોગ કરતાં હતાં. એ શિવાય પોતે નાતાલમાં નવા વર્ષની ભેટો મળે તથા પોતાની જન્મ ગાંઠને દિવસે પોતાને જે ભેટો મળે તે ભેટોમાં કાર્ડ, ચિત્રો, ચીટો અને રમકડાં વિગેરે હોય તે બધું બહુ સંભાળથી સાચવી રાખતાં હતાં. અને પછી યોગ્ય વખતે તેમાંથી ગરીબ માણસોને, માંદા માણસોને તથા અનાથોના આશ્રમમાં તે વસ્તુઓ મોકલતાં હતાં; અને આવી રીતે ગરીબોનાં દુઃખો ઓછાં કરી તેઓના આશીર્વાદ મેળવતાં હતાં.

આપણા દેશના શ્રીમંતોના બાળકો પણ જો આવું આવું કાંઈ પણ કરે, તો એ તેઓથી પણ બની શકે તેમ છે. કારણ કે તેઓને પણ દર મહીને ખિસ્સા ખરચ સારૂ કાંઈ કાંઈ પૈસા મળે છે, તથા તેઓને ઘેર રમકડાં, પુસ્તકો, કપડાં વિગેરે પણ હોય છે, એટલે તેઓ જો ધારે

તો પોતાના પ્રમાણમાં કાંઈ કાંઈ કરી શકે તેમ છે. અને જેને એવું એવું કરવું ગમે તેવા પણ કેટલાક સજ્જનો હોય છે, પણ વાંધો ફક્ત એટલોજ છે કે આવી રીતે દિશા બતાવનારા, રસ્તા બતાવનારા તથા પાસે રહીને કામ લેનારા માણસો નથી. ને તેને લીધે આવી જાતના પરમાર્થ થતા અટકેલા છે. પણ મને આશા છે કે નામદાર શહેનશાહ બાનુના જીવનના પરોપકારના દાખલાઓ ઉપલી જાતની અડચણો દૂર કરવામાં બહુ મદદગાર થઈ પડશે, માટે મ્હારાણી મેરીના પરમાર્થની હજી પણ કેટલીક વાતો સાંભળવાની મહેરબાની કરો.

લંડનમાં ઇસ્ટએન્ડ નામે ગરીબ લોકોને રહેવાનો મહોલ્લો છે. તે મહોલ્લામાં પ્રીન્સેસ મે પોતાના માતાજી સાથે ગરીબોને દાન આપવા માટે, દુઃખીઓને મદદ કરવા માટે તથા હોસ્પીતાળોની મુલાકાત લેવા સારૂ જતાં હતાં. એ વખતે એવાં રાજવંશી બાઈને જોવા સારૂ ગરીબ લોકો હારદોર બેસી જતાં હતા અને તેમને જોઈને આનંદના ઉભરાથી તેઓ હુરરેના પોકારો કરતાં હતાં. કારણકે તેઓને એવો અનુભવ હતો કે જ્યારે જ્યારે આ રાજવંશી કુટુંબ પધારે છે ત્યારે ત્યારે અમોને કાંઇકને કાંઇક મદદ કરી જાય છે તેથી તેઓને આવતાં જોઈને ગરીબ લોકો બહુ રાજી થઈ જતાં હતાં.

પ્રિન્સેસ મે પોતાનાં માતાજી સાથે રીચમંડ પાર્કમાં ફરવા ગયાં હતાં, ત્યારે એક વખત ત્યાં કોઈ ગરીબ ડોશી ઝાડ નીચે પડેલાં સૂકાં લાકડાં વીણતી હતી. એ વખતે તે ડોશી બહુ થાકી ગઈ હતી અને અતિશય ટાઢ હોવાથી હેરાન થતી હતી. તેને જોઈને મહારાણીજીને તથા તેમના માતાજીને દયા આવી તેથી મહારાણીજીનાં માતાજી ડચેસ ઓફ ટેક પોતાની છત્રી વડે ઝાડ ઉપરથી લાકડાં પાડી આપ્યાં અને તેમના માનવંતાં પુત્રી પ્રિન્સેસ મે તે આપણાં હાલનાં મહારાણી પોતાને હાથે લાકડાં વીણવા મંડયાં અને ઝપાટાબંધ લાકડાંનો ભારો બાંધી આપી તે ગરીબ ડોશીને હસતે મોઢે રવાના કરી.

ડ્યૂક ઑફ ટેક જેવાં મોટાં માણસો ગરીબ ઊઠીને લાકડાં ફાડી આપે અને તેમની રાજકુંવરી તે વીણીને ભારો બાંધી આપે, એ કંઈ નાની સૂની વાત નથી. એ દાખલામાંથી જો વિચાર કરે તો આપણી ઘણી બેનોનાં જીવન સુધરી શકે તેમ છે, અને મોટા માણસો પણ કેટલી હદ સુધી દયા કરી શકેછે તથા કેટલી હદ સુધી ગરીબોના દુઃખમાં ભાગ લઈ શકેછે, તે સમજવાનો આ બહુ સારો દાખલો છે.

એક વખત કુંવારાપણામાં મહારાણી **મેરી** પોતાનાં માતાજીની સાથે સેન્ટ મોરીટસ રહેતાં હતાં. એ વખતે ગામમાં ઓચિંતી બહુ મોટી આગ લાગી અને જાણે હમણાં આખું ગામ બળીને રાખ થઈ જશે એમ લાગ્યું. તે વખતે નામદાર મહારાણી તથા તેમનાં માતાજી આગવાળી જગામાં ગયાં અને લોકોનાં બળતા ઘરોમાંથી પોતાને હાથે સરસામાન બહાર કાઢવા લાગ્યાં. હવે વિચાર કરો કે જો આપણા દેશની કોઈ ગાલાવેલી શેઠાણીઓ હોય તો તે ભયંકર આગ વખતે ઉભાં રહે ખરાં કે ? અને પારકા લોકોનો માલ બચાવવા આગમાં બળતાં ઘરોમાં જાય ખરાં કે ? મહારાણી તથા તેમનાં માતાજી એટલુંજ કરીને અટકી ગયાં નહિ પણ જેઓને આગથી નુકશાન થયું હતું તેઓને દિલાસો દેવા માટે તેઓ બીજે દિવસે તેઓને ઘેર ગયાં અને આગથી થએલી નુકશાની માટે મદદ કરવા સારૂ તેઓએ ફંડ ખોલવાની શરૂઆત કરી. શું આ દાખલો અનુકરણ કરવા યોગ્ય નથી ? મહારાણી **વિકટોરીઆને** ગાદીએ બેઠાને ૫૦ વર્ષ થયાં તેની ખુશાલી માટે ઈ૦ સ૦ ૧૮૮૭માં જ્યુબિલી હતી તે વખતે, પ્રિન્સેસ **મેએ** એટલે આપણાં હાલનાં મહારાણીએ બચ્ચાંઓને ઈનામો આપવા સારૂ ત્રણહજાર રૂપીઆની રકમ ભેળી કરી હતી. અને એ રકમમાંથી ઘણાં બાળકોને જ્યુબિલી વખતે તેઓએ રાજી કર્યાં હતાં. એ પછી મહારાજા **એડવર્ડ** જ્યારે ગાદીએ બેઠા ને તાજ પહેરવાની ક્રિયા કરી, તે વખતે પ્રિન્સેસ **મેએ** પોતાના માર્લબરો નામના મકાનમાં એકહજાર અનાથ છોકરાંઓને ખાણું આપ્યું હતું. અને એ છોકરાંઓને રાજી રહે તેવો બંદોબસ્ત રાખવા પોતાના ખાનગી કારભારીને ખાસ

હુકમ કર્યો હતો તેથી છોકરાંઓને રમતગમત માટે બહુ સારી તજવીજો થઈ હતી અને અનાથ બાળકો બહુ રાજી થયાં હતાં.

નિર્દોષ બાળકો ઉપર, ગરીબ બાળકો ઉપર, કુમળાં બાળકો ઉપર આવો પ્રેમ રાખવો એ બહુ મોટી વાત છે. અને એવા વાત્સલ્ય ભાવને અમે મોટા દૈવીગુણ સમજીએ છીએ અને એ માટે નામદાર મહારાણીના દાખલાથી એ દૈવીગુણ આપણી બેનોમાં ખીલે એમ હું ઇચ્છું છું.

મહારાણી **મેરી**નો એવો સ્વભાવ છે કે બને ત્યાં સુધી પોતાને માટે કોઈને તસ્દી આપવી નહિ. જ્યારે તેઓ પોતાની માતાજી સાથે ગામડાંમાં ફરતાં અને હોટેલોમાં ઉતરતાં ત્યારે ખાણું લેવા માટે હમેશાં તેઓ નીચે ઉતરતાં. કોઈ દિવસ ટાઈમમાં ફેર પાડતા નહિ, કે પોતાને માટે કોઈને ખોટી થવું પડે અથવા ખાસ તકલીફ લેવી પડે એમ કરતાં નહિ. તેમની એવી રીતભાત જોઈને અને વીશીવાળાને પણ તસ્દી ન પડે એવી તેઓની કાળજી જોઈને તેમની સાથે એ હોટલમાં રહેવા-વાળા બીજા મુસાફરો પણ અજબ થતા હતા. આ ગુણ પણ કાંઈ જેવો તેવો નથી. ઘણીએ શેઠાણીઓ નજીવી નજીવી બાબતો સારૂ બીજા-ઓને કેટલો બધો કંટાળો આપ્યાં કરે છે, એનો જેને અનુભવ હશે તેઓ મહારાણી **મેરી**ના આ ગુણની કિંમત સમજ્યા વિના રહેશે નહિ. અને સાથે એમ પણ લાગશે કે જ્યારે વિલાયતની શહેનશાહબાનુ પણ બીજા લોકોને ઓછામાં ઓછી તસ્દી પડે તેવી રીતે વર્તે છે, ત્યારે આપણે બીજાઓને વગર મફતનાં હેરાન કર્યા કરીએ તે શું વ્યાજબી છે? અને તેમાં પણ જેને કાંઈ પણ બદલો આપી શકતાં ન હોઈએ તેઓને પણ વગર મફતની તસ્દી આપ્યા કરીએ, એ શું યોગ્ય છે? એ સવાલ આપણે આપણા મનને પૂછવો જોઈએ. અને જો એ સવાલ ઉપર આપણે વિચાર કરીએ તો નામદાર મહારાણીના એ ગુણ માટે આપણે માન ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

સ્ત્રીઓની શીવણ કામની મંડળી નામે એક બહુ મોટું ખાતું વિલા-યતમાં ચાલે છે. એ કામ મહારાણીનાં માતુશ્રીએ પોતાની વૃદ્ધાવસ્થામાં શરૂ

કરેલું હતું. એ મંડળી તરફથી શિયાળામાં હજારો ગરીબ લોકોને ગરમ લુગડાંની મદદ મળે છે. તે મંડળના કામમાં નામદાર શહેનશાહબાનુ બહુ આગેવાની ભર્યો ભાગ લેછે, અને બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે એ મંડળની નિશાનીવાળી રીત પોતાને હાથે બાંધીને હાથમાં કાતર લઇને કપડાં વેતરવા મંડેછે. પોતે જાતે આ મંડળ માટે આટલી બધી મહેનત લેછે એટલુંજ નહિ પણ રાજકુમારો તથા કુંવરી પણ તે કામમાં મદદ કરે છે, અને બીજાં રાજવંશી પણ એ શીવણ કામની મંડળીમાં ભાગ લે છે.

બહેનો! નામદાર મહારાણી કંઈ આવા એકજ કામમાં ભાગ લઈને અટકી રહેતાં નથી. પણ જે છોકરીઓનાં માબાપો કેદખાનું ભોગવતાં હોય તેવી છોકરીઓને રહેવા માટે સારાં મકાનો બંધાવવાના કામમાં તથા કેદીઓની છોકરીઓને નીતિના રસ્તામાં ચલાવવા માટે જે જે ઉપાયો કરવા જોઈએ તે કરવામાં પણ તે નામદાર બહુજ ધ્યાન આપેછે. એટલુંજ નહિ પણ તહેવારોના દિવસે એવી એવી છોકરીઓને માટે રાજ-કુટુંબ તરફથી ઘણી જાતની નાની મોટી ભેટો મોકલવામાં આવે છે, અને જેમ બને તેમ કેદીઓની છોકરીઓનું જીવન ઉદ્યોગી તથા પવિત્ર થાય એવા ઉપાયો લેવામાં આવે છે.

પરમાર્થની બાબતમાં આપણા દેશની સ્ત્રીઓએ હજી ઘણુંજ કરવા જેવું છે, કારણ કે એ લાઇનમાં હજી આપણી બહેનો બહુજ પાછળ છે અને તેનાં ઘણાં કારણો છે. પણ હવે જેમ જેમ કેળવણી વધતી જાય છે તેમ તેમ ઘણી જાતની અડચણો દૂર થતી જાય છે. એટલે હવે આપણી બહેનો છૂટથી પરમાથના કામોમાં ભાગ લઈ શકે એવો વખત આવતો જાયછે. એટલે એવા શરૂઆતના વખતમાં ઉત્તેજન તથા ઉત્સાહ મેળવવા માટે નામદાર શહેનશાહ બાનુનો દાખલો બહુ અસરકારક થઈ પડશે એમ હું ધારૂં છું. આ પરમાર્થની બાબત એ મારો પ્રિય વિષય છે. વળી એ બાબત એટલી બધી મુખ્ય છે કે તે માટે જેટલું કહેવા

માગીએ તેટલું કહી શકાય તેમછે, પણ આ ઠેકાણે તો બહુ ટુંકામાંજ મુખ્ય મુખ્ય વાતો કહેવાની છે એટલે જાણવા લાયક ઝીણી ઝીણી હકીકતો છોડી દેવી પડેછે.

**વિવિધ ગ્રંથમાળા**

---

# હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

## ૧૫૬—હિંદુસંસારમાં સ્ત્રીઓ ઘરની રાણી છે.

સ્ત્રીઓની હિંદુઓને દરકાર નથી એમ કહેનાર એક પણ એવો હિંદુ બતાવશે કે જે સ્ત્રી વિના રહેવાને તૈયાર હોય? સ્ત્રીઓની દરકાર હિંદુઓને તો જેટલી છે તેટલી ભાગ્યેજ બીજા કોઈ લોકને હશે. ગૃહસ્થાશ્રમને–લગ્નને જે પવિત્રતા હિંદુઓએ અર્પી છે તે કયા બીજા લોકમાં માલમ પડે છે? અને લગ્ન સ્ત્રીપુરૂષ વગર થવાનાં હતાં? લગ્નની દરકાર કરનાર, લગ્નને પવિત્ર ગણનાર, સ્ત્રી કે પુરૂષ બેમાંથી એકે માટે બેદરકાર કેમ રહી શકે? હિંદુઓને સ્ત્રીની દરકાર નથી એ ઉક્તિ તદ્દન અર્થ વગરનીજ છે એમ બતાવવા આ એકજ દલીલ બસ ગણું છું. હિંદુઓને સ્ત્રીઓ માટે માન નથી, એ પણ વિદેશીઓ અને વિદેસીઓના વિચારમાં તણાવાનો મોહ અને લોભ રાખનાર દેશીઓના બાહારના દેખાવથી થતી ભૂલોમાંની એક છે. કઈ સ્ત્રી પોતાનું ધારેલું ધણી પાસેથી નથી કરાવી શકતી! કઈ સ્ત્રી હિંદુસંસારમાં ઘરની રાણી તરીકે નથી સ્વીકારાતી? કઈ સ્ત્રીની ઇચ્છાને તાબે ઘરના પુરૂષોને નથી થવું પડતું? હિંદુના ઘરનો અંદરનો અનુભવ હશે તે તો કબૂલ કરશેજ કે સ્ત્રીઓ માટે માન નથી એમ નથી. અલબત, કેટલીક બાબતોમાં સ્ત્રીને પૂછાતું નથી, અગર પૂછાય તો પણ તેના મત પ્રમાણે ચલાતું નથી એવું બને છે. પણ જો મોટાં મોટાં સામ્રાજ્યમાં પણ સમ્રાટના મતને એક બાજુ રાખી યોગ્ય લાગતા માર્ગનું ગ્રહણ કરવામાં સમ્રાટનું માન નથી એમ ન કહેવાય,

તો પછી હિંદુસંસારમાં તેવું શા માટે કહેવું? જે બાબતમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોની મતિ વધારે પહોંચતી હોય, જે બાબતનો વિચાર પુરૂષો વધારે સારી રીતે કરી શકે છે એમ મનાતું હોય તેવી બાબતમાં પુરૂષો પોતાના મત પ્રમાણે કરે તો તેથી સ્ત્રીઓ માટે માન નથી એમ કહેવું એ કોઈ પણ રીતે વાજબી નથી.

## સ્ત્રી સંસાર.

વર્તમાનકાળમાં બે જાતના વિચારોનું યુદ્ધ પ્રવર્તી રહ્યું છે એ કાંઈ તમારી જાણ બહાર નથી. એક જાતના વિચારો એવા છે કે સ્ત્રીઓને હિંદુસ્થાનમાં પુરૂષોના જેટલા હક નથી; સ્ત્રીઓની હિંદુઓએ દરકાર કરી નથી, સ્ત્રીઓ માટે હિંદુઓને માન નથી. સ્ત્રીઓની દશા દયાપાત્ર છે. એક પ્રસિદ્ધ લેખક એક બાઈના મુખે કહેવરાવે છે કે "નરજાત સુખી હશે અહિં કદી મ્હાલતી સ્વચ્છંદથી, પણ નારીને રોયા વિના નહિં કર્મમાં બીજું કંઈ." આવા વિચાર એક વખત સર્વવ્યાપી હતા. હું આશા રાખું છું કે હાલમાં તે તેટલા બધા સ્વીકારાતા નથી. હિંદુસ્થાનના લોકોમાં શું પુરૂષ કે શું સ્ત્રી–કોઈમાં હકનો તો વિચાર સરખો નહોતો. હકને માટે શુદ્ધ ગુજરાતી કે સંસ્કૃત શબ્દ પણ નહિં મળે કારણ તે વિચારજ આર્યધર્મમાં હયાતી ધરાવતો નથી. હિંદુઓ તો પોતાનો ધર્મજ–ફરજજ સમજતા, હકની વાત તેઓના લક્ષમાં આવેલીજ નહિ. જો હકના ખ્યાલનીજ હયાતી નહોતી, તો પછી 'સ્ત્રીઓને પુરૂષો જેટલા હક નહોતા' એ કહેવું અયથાર્થ છે. પુરૂષોને ધર્મ હતા–ફરજ હતી, તેમજ સ્ત્રીઓને પણ ધર્મ હતા ફરજ હતી; સ્ત્રીઓ પોતાના ધર્મ સારી રીતે પાળતી, પુરૂષો પોતાના ધર્મ સારી રીતે પાળતા; બંનેના ધર્મ સારી રીતે પળાતા હોવાથી આપણો હિંદુસંસાર સારી રીતેજ ચાલતો. જ્યારે પુરૂષો ધર્મ ભૂલ્યા ત્યારે સ્ત્રીઓ પણ ધર્મ ભૂલી. સ્ત્રી અને પુરૂષના ધર્મ ભૂલાયા એટલે સંસાર અવ્યવસ્થામાં ફસાયો અને એક વખત અવ્યવસ્થા અંધેર શરૂ થાય, પછી તેને ઠેકાણે લાવતાં કેટલી મુશ્કેલી પડે છે એ તો ઈતિહાસના વાંચવાવાળા તો જાણેજ પણ ઘરસંસારનો અનુભવ મેળવવાવાળાં પણ સારી

રીતે જાણી શકે તેવું છે. અધિરના વખતમાં, અલબત, ઘણા અનાચાર અને અત્યાચાર હતા, પરંતુ શાંતિનું રાજ્ય થતાં હવે એવો કોઈ હિંદુ ભાગ્યેજ હશે કે જે સ્ત્રી પુરૂષના ધર્મ સંબંધે યોગ્ય સ્વીકાર નહિં કરતો હોય.

### સ્ત્રી અને પુરૂષની કેળવણીમાં ભેદ રહેવો જોઈએ.

ખાસ કેળવણીની વાત આવે ત્યારે કામકાજની ભિન્નતા પ્રમાણે, ધંધારોજગારની ભિન્નતા પ્રમાણે, અને બુદ્ધિ શક્તિની ભિન્નતા પ્રમાણે ખાસ કેળવણી આપવી જોઈએ. આવી કેળવણી સ્ત્રી અને પુરૂષને માટે જૂદી જૂદી હોય. સ્ત્રી અને પુરૂષમાં પણ જેને જૂદાં જૂદાં કામ કરવા હોય તે પ્રમાણે જૂદી જૂદી જાતની કેળવણી મળવી જોઈએ. શિક્ષક થવું હોય તેને શિક્ષકની, વકીલ થવું હોય તેને વકીલની, વેપારી થવું હોય તેને વેપારીની, કારીગર થવું હોય તેને કારીગરની, એમ ધંધા પ્રમાણે ખાસ કેળવણી મળવી જોઈએ. સ્ત્રી અને પુરૂષના ધંધા ભિન્ન છે. સ્ત્રીને ગૃહસંસાર ચલાવવો છે અને પુરૂષને તેને માટે સાધનો પેદા કરવાનાં છે, માટે તે પ્રમાણે તેમની કેળવણીમાં ભેદ રહેવોજ જોઈએ. જે સ્ત્રી લગ્ન કરવા ઇચ્છતી ન હોય, અને એકલું જીવન ગાળી પુરૂષ પેઠે ધંધાદારી થઈ રહેવા ઇચ્છતી હોય તેવીને તેવી જાતની ખાસ કેળવણી આપવામાં, પુરૂષોની પેઠેજ કેળવણી આપવામાં–વાંધો કાઢી શકાશે નહિં. આ વ્યવસ્થા ધ્યાનમાં રાખી કેળવણી વિષે વિચાર કરવામાં આવશે તો ઘણી તકરારો આપોઆપ શમી જશે. ને બધા ઘરસરી ગૃહસ્થો છો, આપણા સંસારમાં સ્ત્રીમાત્ર ગૃહસ્થાજ બને અને કુંવારી ડોશીઓનો દેખાવ કદી જોવામાં આવે નહિં! અને તેથી બધાંને ઘરસંબંધે ખાસ કેળવણી જોઈએ. જેને ન મળી હોય તેણે નિશ્ચય કરી હળવે હળવે લેવાની શરૂઆત કરવી જોઈએ.

### ચતુર સ્ત્રી નાની ઓરડાને પણ સુંદર રાખે છે.

દરેક સ્ત્રી પોતાની શક્તિપ્રમાણે, પૈસા સંબંધી શક્તિપ્રમાણે પોતાનાં નાનાં ઘરને શોભાવી શકે છે. એક નાની સૂની ઓરડી અને રાંધવા ખા-

વાના ચાર વાસણ જેટલીજ જેની સંપત્તિ હોય છે ને પણ પોતાની ઓર-ડીને આઠદશ દહાડે ધોઈ, હરહમેશ વાળીઝાડી, અરીસા જેવી સ્વચ્છ અને સુઘડ બનાવી શકે છે. પોતાનાં ચાર વાસણને માંજી એવાં ચકચકીત બનાવી રાખે છે કે તે જોનારની આંખને આકર્ષી, ઠારી દે છે, અને તેમાં જમનારને જમણમાં અમૃતનો સ્વાદ બક્ષે છે. પોતે અને પોતાના કુટુંબને વાપરવાનાં વસ્ત્રો એવાં તો સ્વચ્છ, સાબુ વગર પણ હમેશાં નિયમીત રીતે, અને હાથને જરા તસ્દી આપીને ધોઈ ધોઈને, એવાં સ્વચ્છ રાખી શકે કે તે પહેરનાર હલકા હલકા અને સ્વચ્છ સંતુષ્ટ બની રહે છે. ગૃહની શોભાનો આધાર ઉપસ્કરણ–ફરનીચર ઉપર નથી–તેનો આધાર સ્વચ્છતા અને વ્યવસ્થા ઉપર છે. ઘણાં ઘણાં સુંદર સાધનો હોવા છતાં સ્વચ્છતા અને વ્યવસ્થાને અભાવે કેટલીકવાર મોટા બંગલાઓ પણ જોવા ન ગમે તેવા હોય છે તથા સ્વચ્છતા અને વ્યવસ્થાને અભાવે એક નાની ઓરડી જેને ધોતાં વાળતાં પા કલાક પણ ન લાગે, તેની અંદર ઉભું પણ ન રહી શકાય તેવી હોય છે. ગૃહની શોભાનો આધાર, ત્યારે, સ્વચ્છતા અને વ્ય-વસ્થા ઉપરજ છે. જેની જેવી શકિત હોય, જેનાં જેવાં સાધન હોય તે પ્રમાણે દરેક ગૃહિણી પોતાનાં ઘરની શોભા રાખી શકે છે. શકિત પ્રમાણે સૌનું ઘર બને તેવું સુંદર છે કે કેમ એ વિચાર દરેક ગૃહિણીએ કરવો ઘટે છે.

## ઘરની શોભા ઉત્તમ ગૃહિણી

આ વાત ઘરની બાહ્ય શોભાની થઈ; પણ તે શોભા કરતાં પણ અનેક ઘણી શોભા ઘરની અંદર રહેનારાંના ચિત્તની સ્થિતિપરથી બની રહે છે. બાહ્ય શોભા ગમે તેવી ઉત્તમ હોય. પણ માણસોનાં મન જો અસ્વચ્છ હોય, અસંતુષ્ટ હોય, દુઃખી હોય. વઢકણાં હોય, સુલભ–ક્લેશ હોય તો પછી બાહ્ય શોભા બધી નકામીજ થઈ જાય ચિત્તની શોભાનો આધાર પણ ગૃહિણી ઉપર છે. ઘરના ધણી ઉપર પણ છે અને ઘણો તેના ઉપરજ ગણવો જોઈએ. પરંતુ અત્યારે આપણે સ્ત્રીસંસાર વિષે વાત કરીએ છીએ એટલે સ્ત્રીઓના હિસ્સાનીજ વાત કરીશું. સ્ત્રીઓ, ગૃહિણીઓ, હસમુખી, આનંદી, બીજાના દોષ તરફ દુર્લક્ષ કરનાર, બીજાના ગુણોને પ્રકટ કરનાર, હમેશાં

ખુશી કરવાની અને ખુશી થવાની તત્પરતાવાળી અને નરમ છતાં ટેકી, ગરમ છતાં વિવેકી તથા સ્વાર્થત્યાગી અને આત્મભોગમાં હમેશાં અનુરાગી હોય તો ઘરનાં માણુસોનાં મન ઘણું કરી ખુશમિજાજી અને સંતુષ્ટ રહે છે. અને તેમ થવાથી ગૃહની શોભામાં અનેક ઘણો વધારો થાય છે.

---

# મુકુન્દરામ નિત્યારામ.

## ૧૫૭—અનન્ય સ્વામીભક્તિ.

જુઓ ! આપણા ભારતવર્ષમાં પૂર્વે સીતા સાવિત્રી, અરૂંધતી, લોપામુદ્રા, દમયંતી વગેરે જે મોટી મોટી સાધ્વી સ્ત્રીઓ થઈ ગઈ તેમની કીર્તિ અદ્યાપિ ભરતખંડમાં ચંદ્રિકા પ્રમાણે નિષ્કલંક ઝળકે છે તે શાથી? તેઓ પોતાના પતિનાં છેક તત્પર ભક્ત હોઈ બેહદ પ્રેમાળ હતાં તેથીજ. લોપામુદ્રા રાજ કન્યા હતી. અને અગત્સ્ય ઋષિનું ઐશ્વર્ય જોઈએ તો પલાશના લાકડાનો દંડ, કમંડલુ, ઝાડની છાલનાં વસ્ત્ર તથા ઝુંપડી એટલુંજ. પરંતુ લોપામુદ્રાએ પોતાનું લગ્ન તેની સાથે થતાંજ પોતાના બાપે સાસરવાસામાં આપેલો બાદશાહી પોશાક, અમૂલ્ય મણી, ઘરેણાં વગેરે સઘળું તત્કાળ દૂર કરી પોતાના પતિની સ્થિતિને અનુરૂપ ઝાડની છાલનો પોશાક પહેર્યો, અને સર્વ-રાજભોગ ઉપર નિઃસ્પૃહ થઈ પોતાના પતિની પાછળ પાછળ સિંહ, વાઘ વગેરે ભયંકર પશુથી ગાજી રહેલા અરણ્યમાં ગઈ! તેવીજ સવારના પહોરમાં સંભારવા લાયક રમણીય કુલશિરોમણી પતિવ્રતા સીતા. બાળકથી તે વૃદ્ધ સુધી સર્વેને એની કીર્તિની ખબરજ છે. તેને ઉપમા આપવા લાયક જગતમાં કોઇનીજ યોગ્યતા નથી. જેને જન્મ આપી ભારતભૂમિએ "રત્નગર્ભા" એ નામ સંપાદન કર્યું, તે સર્વમાન્ય સીતા નવવિવાહિત છતાં, સૂર્યના તડકાથી, ટાઢથી, પવનથી, તથા સૃષ્ટિથી ઉત્પન્ન થનાર અસહ્ય ક્લેશનો તેને સ્વપ્નામાં પણ અનુભવ થયલો ન છતાં, પિતાના સત્યનું પાલન કરવા સારૂ ચૌદ વર્ષ સુધી વનવાસ જનાર પોતાના

પતિની સાથે "ન આવીશ" "ન આવીશ" કહેતાં પણ ક્રૂર રાક્ષસોનું ઘર જે દંડકારણ્ય તેમાં રહેવા ચાલી ! આહા ! તે વખતે સીતાને પોતાની મેળે ઝાડની છાલનું લૂગડું પહેરતાં આવડતું નહોતું. તે વખતે તેણે શું કર્યું ? તેણે તે વસ્ત્ર હાથમાં લઈ આંસુ ભરેલી આંખે રામચંદ્ર તરફ જોયું. અને રામે જાતે તે વસ્ત્ર પોતાની પ્રિય પત્નીને પહેરાવ્યું. તરતજ પિતાને વંદન કરી વનવાસ જવા સારૂ નીકળેલા રામની પાછળ, આવી શોચનીય દશામાં રાજમાર્ગે તે ઘણા હર્ષથી ચાલી, તે દુઃખનો દેખાવ જોઈ પથ્થર સરખા કઠણ કાળજાના માણસથી પણ રોયા વિના રહેવાયું નહીં. પરંતુ સીતાને જરા પણ દુઃખ નહોતું. તે એવું સમજતી કે તેના પતિની સાથે તે નરકમાં હોય તોપણ તેને સ્વર્ગનું સુખ છે તથા તેને છોડી સ્વર્ગમાં હોય તો પણ તે નરકમાંજ છે. આહા ! શો પ્રેમ આ ! કેવી પતિભક્તિ ! ખચીત આવો પ્રેમ તથા પતિવ્રત જેનામાં હતું તે સુખીજ હતી. આગળ માત્ર વનવાસથીજ તેનો છૂટકારો થયો શું ? નહિ. જેટલી જેટલી વિટંબણાઓ હતી તે બધી દૈવે તે બિચારી સીતા ઉપર પાડી. પરંતુ છેવટે તે કઠોર દૈવને પણ સીતાએ પોતાના પતિપ્રેમથી તથા ધૈર્યથી અવધિ કરી બતાવી ! ! લોકોના અપવાદથી બીહીને પતિએ વનમાં તેનો ત્યાગ કર્યો, ત્યારે તે નિર્જન વનમાં છોડેલી નિરપરાધી પૂર્ણગર્ભા સીતાનું સ્મરણ થતું ત્યારે કેવું થતું વારૂ ? ભવભૂતિના કહેવા પ્રમાણે "**अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्**" પથ્થરોને પણ રડવું આવેછે અને વજ્રનું હૃદય પણ દુઃખથી ભાંગેછે" ! ! ! પરંતુ આવે સમયે પણ સીતાનો પતિ ઉપરનો પ્રેમ તથા પતિવ્રત લેશ માત્ર પણ ઓછું થયું નહિ. પોતાનો અપરાધ ન છતાં પતિએ ત્યાગ કર્યો માટે તેણે રામને દોષ દીધો નહિ. પોતાનું નશીબજ એવું ખરાબ છે એમ માની ધૈર્યથી લક્ષ્મણ સાથે રામને તેણે નીતિનાં તથા ધર્મનાં વચનો કહેવરાવ્યાં. "મને તમે છોડી છે તોપણ હું તમારીજ દાસીછું. બીજી પ્રજા પ્રમાણે આ વનમાં મારૂં રક્ષણ કરનાર તમેજ છો તથા તમારી સત્કીર્તિ હું સાંભળીશ એટલે મને સુખ થશે." એવો સંદેશો કહેવરાવ્યો ! ! આહા ! શું ધૈર્ય અને કેવું મહત્વ આ ! ખરેખર આવી સાધ્વી જે દેશમાં ઉત્પન્ન થઈ તે

દેશ ગમે તેટલો નાનો તથા દુર્દશામાં હોય તોપણ આખા જગતમાં વંદ્ય છે. આપણો ભારતવર્ષ હાલ ઘણી ખરાબ અવસ્થામાં આવી પડ્યો છે, પરંતુ અમે મોટા અહંકારથી આકાશને ગજવાવી નાખનાર સ્વરે મોટેથી લોકોને કહીએ છીએ કે અમારાં ભારતવર્ષમાંનું સાધ્વી સીતા સરખું સ્ત્રીરત્ન બીજા કોઇપણ દેશમાં નીપજ્યું નથી !! ભારતવર્ષ બીજા સઘળા ગુણોમાં બીજા દેશોથી ઉતરતો હશે પણ સીતા જેવી સતી સ્ત્રીઓની કીર્તિમાં તેની બરાબરી કરી શકે એવી અદ્યાપિ કોઈ પણ દેશની યોગ્યતા થઈ નથી. તે પ્રમાણેજ દમયંતી સાવિત્રી, વગેરે જે મોટી મોટી સાધ્વી સ્ત્રીઓ થઈ તેમનાં પણ ચરિત્ર છે. માટે જે સ્ત્રીઓને પોતાની જાતિની મોટાઈ વધારવાની ઇચ્છા હોય તેમણે ઉપર કહેલી સાધ્વી સ્ત્રીઓનાં ઉદાર તથા પવિત્ર ચરિત્રનું પોતાના આચરણથી પુનરૂજ્જીવન થાય તેમ કરવું.

(શ્રી ધર્મનીતિ.)

---

# બહેચરલાલ નટવરજી.

## ૧૫૮–પુત્રવધૂનાં ધર્મ.

હવે, આપણે પુત્રવધૂના ધર્મપ્રતિ વળીએ. હિંદુ સંસારમાં પાશ્ચાત્ય પ્રજાની સમાન લગ્ન થયા પછી પુત્ર જુદું ઘર માંડતો નથી, પરંતુ પરિણીત વધૂ શ્વશુરગૃહમાં આવે છે. માતાપિતા અને પુત્ર વચ્ચેનો સંબંધ પ્રભુના ઘરનો છે; અને એ ઇશ્વરી સંબંધ ઉપર પુત્રનાં કર્તવ્યો રચાયાં છે. સાસુ સસરા અને પુત્રવધૂ વચ્ચેનો સંબંધ કરેલો છે, તોપણ અન્યોન્યનાં કર્તવ્યો કમી નથી. પરણ્યા પછી પિતાનું ગૃહ મટીને શ્વશુરગૃહ સદાને માટે પુત્રવધૂનું ગૃહ થાય છે. આમ હોવાથી, જે ગૃહમાં આખું જીવન વ્યતીત કરવાનું તે ગૃહના મનુષ્યો પ્રતિ પ્રેમભાવ દર્શાવવો, તેમને ઉપયોગી થઈ પડવું, અને તેમને પ્રસન્ન રાખવાં તેમાંજ તેનું સુખ

સમાએલું છે એ વાત સ્પષ્ટ છે. આ પ્રકારે કેવળ વ્યાવહારિક દૃષ્ટિથી વિચાર કરીને આપણે વિરમીશું નહિ, પરંતુ શાસ્ત્રની દૃષ્ટિએ પણ યત્કિંચિત વિચાર કરીશું. આપણા શાસ્ત્રોમાં પુરૂષ અને સ્ત્રી એ બન્નેની એક વ્યક્તિ કલ્પેલી છે. સ્ત્રી એ પુરૂષનું અડધું અંગ છે એવું વેદવચન છે. વળી, સ્ત્રી પુરૂષ અન્યોન્યનાં પૂરક ( Complementary ) છે. જે ન્યૂનતા પુરૂષમાં હોય તે સ્ત્રી પુરે અને જે ન્યૂનતા સ્ત્રીમાં હોય તે પુરૂષ પુરે. આમ હોવાથી સ્ત્રી પુરૂષનું જોડું તે એક પૂર્ણ વ્યક્તિ છે. આ દૃષ્ટિએ પ્રસ્તુત પ્રશ્નનો વિચાર કરતાં **પુત્રના ધર્મ તેજ સ્થિતિ અનુસાર પુત્રવધૂના ધર્મ છે.** એજ દૃષ્ટિએ સાસુ અને સસરાને પુત્રવધૂએ માતા અને પિતા સમાન ગણવાનાં છે. આપણા શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં માતાપિતા ગણાવેલાં છે તેમાં સાસુ અને સસરા આવી જાય છે. પતિના ધર્મ તેજ આ બાબતમાં સ્થિતિ અનુસાર પત્નીના ધર્મ હોવાથી પુત્રવધૂએ સાસુ સસરાની આજ્ઞાઓ પાળવાની છે, એટલુંજ નહિ, પરંતુ તેમની ઇચ્છાઓ પ્રમાણે વર્તવાનું છે. વળી, તેમની મનઃપૂર્વક સેવા કરવાની છે અને તેમના પ્રતિ અથાગ પૂજ્યબુદ્ધિ રાખવાની છે. **અન્યોન્યના ધર્મકાર્યમાં સહાયક થવાનો સ્ત્રી પુરૂષનો ધર્મ હોવાથી સ્ત્રીએ પોતાના પતિના પુત્રધર્મના પાલનમાં બાધક તો નજ થવું જોઇએ, પરંતુ સાધક થવું જોઇએ.** માટે સાસુ સસરાની આજ્ઞાઓ મને રૂચતી નથી, કિંવા મારા હિતથી તે વિરૂદ્ધ છે, એ વિચાર પુત્રવધૂએ કરવાનો નથી; માત્ર તે ધર્મ કે નીતિની વિરૂદ્ધ નથી એટલુંજ જોવાનું છે. શ્રીરામચંદ્રજી જ્યારે પોતાના પિતાને વચનના ઋણમાંથી મુક્ત કરવા વનવાસ જવા સારૂ નિકળ્યા, ત્યારે સીતાના સુખના સર્વ મનોરથ ભગ્ન થયા; તદપિ એક શબ્દ તેમણે ઉચ્ચાર્યો નથી, અને "મારા સ્વામીનો ધર્મ એજ મારો ધર્મ" એ ઉદાત્ત આર્ય ભાવનાને અનુસરી તેમણે પ્રસન્ન ચિત્તે વલ્કલ પહેર્યાં અને નીકળતી વખતે શ્રી રામચંદ્રજીની સાથે કૈકેયી માતાને પ્રણામ કરવા ગયાં, એ વાત આધુનિક પુત્રવધૂઓએ વિસ્મરવી જોઇતી નથી. સતી સાવિત્રીનું આખ્યાન સ્ત્રીઓને સ્મરણમાં હશેજ. પોતાનાં અંધ સાસુસસરાની તે સતી સ્ત્રીએ

મન:પૂર્વક સેવા કરી હતી અને પોતાના સ્વામીને યમના પાશમાંથી મુક્ત કરવા યમની પોછળ ગયાં હતાં, તે સમયે તેમને વરદાન માંગવાનું કહ્યું ત્યારે પ્રથમ વરદાન તેમણે એ માંગ્યું કે "મારાં અંધ સાસુસસરાને સનેત્ર કરો." કશ્યપ મુનિએ શકુંતલાને સાસરે જતી વખતે શિખામણ આપી છે તેમાં પહેલ વહેલું એ છે કે "**शुश्रूषस्व गुरून्।**"–તારાં સાસુસસરાની સેવા કરજે. પતિને કુટુંબના પોષણને અર્થે આખો દિવસ ગૃહની બહાર રહેવું પડે છે, ત્યારે તે સમયમાં વૃદ્ધ સાસુ સસરાની સેવા કરીને પતિની પડતી ન્યૂનતા પુત્રવધૂએ પૂરી પાડવાની છે, અને અન્ય વખતે પતિને પુત્રધર્મના કાર્યમાં સહાયક થવાનું છે. જે વહુઓ સાસુસસરાની આમ નિરંતર સેવા કરે છે તેમને સાસુ સસરા અંતઃકરણથી આશીષ આપે છે. આ પ્રમાણે પુત્રની સમાન પુત્રવધૂના પણ "આજ્ઞાપાલન", "ઇચ્છાઅનુવર્તન", "પૂજ્યબુદ્ધિ," અને "સેવા" કરીને ચાર મુખ્ય ધર્મ છે. હવે "પોષણ"ના ધર્મમાં સ્થિતિઅનુસાર ભેદ પડશે. પુત્રે બહારથી કમાઈ ઘરમાં લાવવાનું છે. પુત્રવધૂએ તે સર્વની સારી વ્યવસ્થા કરી વૃદ્ધ સાસુની આજ્ઞાનુસાર નીતિ પ્રમાણે ગૃહ ચલાવવાનું છે, અને જો સાસુ જુવાન હોય તો તેમને ગૃહતંત્ર ચલાવવામાં સહાયક થવાનું છે. રસોઈ કરવાનું કાર્ય ઘણુંખરું વહુવારૂ ઉપર હોય, તો તેણે ઉત્તમ પ્રકારે સાસુસસરાની રૂચિઅનુસાર રસોઈ બનાવીને તેમના મન સંતોષવાનાં છે. વળી પુત્રવધૂ કાંઈ ભણેલી હોય અને સાસુ કાંઈ ભાવિક હોય તો અવકાશને સમયે ગામની કુથલી કરવાનું કામ છોડી દઈને સાસુ પાસે બેસીને વહુ એકાદ ધર્મપુસ્તક વાંચે તો તે કેવું સુંદર દેખાય? "ઋણમોચન", "તર્પણ" અને "શ્રાદ્ધ" એ પુરૂષનાંજ કર્તવ્ય હેવાથી પુત્રવધૂનાં નથી; ત્યારે તેના બદલામાં પુત્રવધૂએ ગૃહનું સર્વ કાર્ય કરવાનું છે, અને સસરાની સ્થિતિ પ્રમાણે ચાલવાનું છે. કામ કરવામાં જરાયે વસાંસ ન કરવી. કામ કરવાથી હાડકાં ઘસાતાં નથી પરંતુ શરીર મજબુત થાય છે; અને તે ઉપરાંત સામા માણસોની પ્રીતિ સંપાદન કરાય છે. કહે છે કે "કામ કર્યું તેણે કામણ કર્યું." સત્યભામાને દ્રૌપદીએ જવાબ આપ્યો હતો તે સ્ત્રીવર્ગને તો વિદિત હશેજ. કામ કરવાથીજ દ્રૌપદીએ પાંચ સ્વામી

અને જ્યાં કુંતિ માતાની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી અને તેના અભાવે સત્યભામા એક પતિની પણ પ્રસન્નતા સંપાદન કરી શક્યાં નહોતાં. મનઃપૂર્વક કામ કરવું એ વશીકરણનો મહામંત્ર છે. જે વહુઓને સાસરામાં બનતું નથી તેમણે આ મંત્રની ઉપાસના નિયમિત રીતે કરવા માંડવી એટલે અલ્પ સમયમાં ફલસિદ્ધિ તેમને અવશ્ય પ્રાપ્ત થશે. બીજી વાત જે પુત્રવધૂઓએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે તે એ છે કે સાસુસસરાનાં અલાબડાં પિયર ન કરવાં. શ્વશુરનું ગૃહ એજ તેમનું ગૃહ છે. એ ઘરનું ભૂંડું અન્ય સ્થળે તો બોલવું નહિજ પરંતુ પિયરમાંએ ન બોલવું. પિયરમાં અન્ય મનુષ્યો બોલતાં હોય તો સાફ કહેવું કે મારા સુખનો વિચાર કરતાં હો તો તેમ ન કરશો; અને છતાંયે ન માને તો મુનિવ્રત ધારણ કરવું, પણ તેમાં પોતે કોઈ પણ જાતનો ભાગ લેવો નહિ. તેવીજ રીતે પિયરની વાત સાસરે ન કરવી. શ્વશુરગૃહને શોભાવવું અને બહાર તે સારૂં કેમ દેખાય એની નિરંતર કાળજી રાખવી. બનતાં સુધી સાસરામાં ક્લેશ ઉત્પન્ન ન થાય અને શાંતતા પ્રવર્તે તેની તો ખાસ સંભાળ રાખવી; અને તે ક્લેશનું કારણ પોતે તો નજ થવું. કુટુંબમાં ક્લેશનું કારણ મુખ્યત્વે કરીને સ્ત્રીઓ હોય છે અને સામાન્યતઃ તેમાં બન્ને પક્ષનો વાંક હોય છે. બે વાંસેવાંસ ઘસાય તો અગ્નિ ઝરે. એક ગરમ અને બીજું નરમ હોય તો કંકાસ ન થાય. હવે સાસુઓ તો વૃદ્ધ થઈ એટલે તેમને ઉપદેશ આપવો વૃથા છે, અને પ્રસુસ્ત તે વિષય પણ નથી. પરંતુ પુત્રવધૂઓને માટે શિખામણના બે બોલ અત્ર અનુચિત નહિ કહેવાય. ખાસ કરીને પુત્રવધૂએ શહનશીલતા, હૃદયની ઉદારતા, પ્રેમ, અને ચતુરાઈ એ ચાર સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે તેમ કર્યાથી શ્વસુરગૃહમાં તેમનું જીવન સુખી થાય છે અને સાસુસસરા પ્રતિના પોતાના ધર્મો બજાવવામાં તે સદ્‌ગુણો અત્યંત સહાયક બને છે.

---

# ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ.

## ૧૫૯—સ્ત્રીઓના પોશાક.

એક પ્રજાના પોશાકપરથી, તે પ્રજામાં સ્ત્રી પુરૂષોની રૂચિ, તેમની સામાન્ય નીતિ અને તેમની રીતભાત જણાઈ આવે છે. આ કારણથી તેમ આરોગ્યની અને આર્થિક દૃષ્ટિએ આ વિષય ઘણો મહત્વનો છે, અને સમજુ સ્ત્રીપુરૂષોએ તે સંબંધે વિચાર કરવાની જરૂર છે. એક અમેરિકન પત્રમાં વાજબી રીતે જણાવવામાં આવ્યું છે કે પ્રથમ તો, શારીરિક જરૂરીઆતો—ઠંડી, ગરમી અને શરીદાથી શરીરનું રક્ષણ કરવાની આવશ્યકતાથી પોશાકની અગત્ય તથા ઉત્પત્તિ જણાઈ છે. શારીરિક સગવડ ઉપરાંત પોશાકમાં, અલંકાર, શોભા, આકર્ષણ આદિ તત્વ છે એ સ્ત્રીપુરૂષોને પછી ધીરે ધીરે જણાવા લાગ્યું; અને પાછળથી દરેક દેશ અને પ્રાંતની દૃષ્ટિએ, માનવજાતિના જૂદા જૂદા માનસિક અને નૈતિક વિચારો, લાગણીઓ અને ઇચ્છાઓની, તથા રાજકીય ફેરફારોની તેનાપર અસર જણાવા લાગી; તેને લીધે પોશાકનાં અનેક રૂપાંતર થયાં છે અને થયે જાય છે. હિંદુસ્થાનમાં, હિંદુસ્થાનના દરેક પ્રાંતમાં પોશાક સંબંધે પરિસ્થિતિ તપાસીએ તો આ સત્ય સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

જ્યાં સુધી જગતમાં માનવ સ્વભાવ છે ત્યાં સુધી માણસના—સ્ત્રી અગર પુરૂષના દરેક કાર્યમાં તે કાર્યની જરૂરીઆત, તે કાર્યના મહત્વ ઉપરાંત લાગ ...નું, બીજા ઉપર અસર કરવાની ઇચ્છાનું અસ્તિત્વ રહેવાનું એ નિર્વિવાદ છે. સુંદર અને આકર્ષક દેખાવાની, અન્ય મનુષ્યપર છાપ પાડવાની આ ઇચ્છા ઉપર દરેક સ્ત્રી પુરૂષે, સભ્યતા, પવિત્રતા, નીતિ અને પોતાની સાંસારિક, પોતાની આર્થિક સ્થિતિને લગતા વિચારોનો અંકુશ મૂકવાની જરૂર છે.

દરેક સ્ત્રી પુરૂષ પોતાનું દિલ ચહાય, તેવો પોશાક પહેરે એની હું વરૂદ્ધ નથી. પણ દરેક સ્ત્રીપુરૂષ પોશાકને લગતી પોતાની ગોઠવણમાં

અમુક પોશાક આરોગ્યની દૃષ્ટિએ, શરીર સંરક્ષણના નિયમોને અનુસરીને યોગ્ય છે કે કેમ, તે પોશાક મર્યાદશીલ છે કે કેમ, પોતાની સ્થિતિને અનુસરતો, પોતાની અગર પોતાના કુટુંબની નાણાં સંબંધી સ્થિતિને અનુસરતો છે કે કેમ તેની તપાસ કરવાની જરૂર છે. પાશ્ચાત્ય પ્રજા અને સાહિત્યના સમાગમમાં આ દેશ આવ્યા પછી તે તરફની પ્રજાઓનું ઘણી બાબતમાં તે અનુકરણ કરે છે. તે પ્રજાની ઉત્તમ ભાવનાઓ અને રીતભાતનું અનુકરણ, અલબત આપણે કરવું જોઈએ. પણ ત્યાંનું બધુંજ સારૂં અને સંપૂર્ણ છે એવો વિચાર બાંધતાં સાવધ રહેવું ઘટે છે. ખુદ પાશ્ચાત્ય પ્રજાઓ પોતેજ પોતાની પોશાકની રીતભાતથી અસંતુષ્ટ છે એમ તેમના વિચારો ઉપરથી જણાઈ આવે છે. આમ છતાં, પોશાકની તેઓની આજ અગર તેને મળતી રીતભાતોનું અનુકરણ કરવું યોગ્ય હોય એમ હું માનતો નથી.

પોશાકની બાબતમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોએ પાશ્ચાત્ય પ્રજાઓનું ઘણું અનુકરણ કર્યું છે. સ્ત્રીઓએ તેઓના પોશાકમાં ઘણું તેમ સીધું અનુકરણ કર્યું નથી. પણ યુરોપિઅનમાંથી થોડુંક પારસીમાં અને પારસીમાંથી થોડુંક હિંદુઓમાં અનુકરણ થતું આવ્યું છે. ઈંગ્લાંડની ફેશનનું નેતા લંડન ગણાય, ફ્રેંચ ફેશનનું નેતા પૅરિસ ગણાય તેમ આ પ્રાંતમાં ફેશનનું નેતા મુંબાઈ છે. મુંબઈની આગેવાન કોમોનું ત્યાંની બીજી કોમો અને બહારગામની કોમો અનુકરણ કરે છે. આ અનુકરણ નુકશાનકારક ન હોય તે જોવાની ખાસ જરૂર છે.

મારા ધારવા મુજબ મોટાં શહેર સિવાય, ગામડાંનાં ફેશનની ઘણી જૂજ અસર જણાઈ છે. શહેરો તેમ બહારગામ, ગામડાંમાં પોશાકની નિર્લજ્જ, આરોગ્ય સંરક્ષણને પ્રતિકૂળ, હદ બહારની ખર્ચાળ ફેશનો મજબુત પગ પેસારો કરે તે પહેલાં સુજ્ઞ સ્ત્રી પુરૂષોએ તે સંબંધમાં ભયનો પુકાર ઉઠાવવાની, દાખલ થએલી તેવી ફેશન, પોશાકની રીતભાત દૂર કરવાની અને જ્યાં દાખલ ન હોય ત્યાં દાખલ થતી અટકાવવાની આવશ્યકતા છે.

ફેશનને નામે શરીરને તેમ ઋતુને પ્રતિકૂળ, ફેશનને નામે ઘણા તંગ ઘણાં ઝીણાં, પારદર્શક, જાળજાળીયાં, ફેશનને નામે નિર્લજ્જ, અમર્યાદ, ફેશનને ખાતર ઘણાં જાડાં, ગભરાવી નાંખે તેવાં, ફેશનને ખાતર પોતાની આર્થિક સ્થિતિને બંધ નહિ બેસતાં કપડાં પહેરવાના અનુકરણનો અટકાવ નહિ થાય તો, લોકોના આરોગ્યને, તેમની આર્થિક સ્થિતિને, લોકોની નીતિને, પવિત્રતાને તેથી થનાર નુકશાન કયાં અટકશે એ કહી શકાતું નથી.

## સ્ત્રીઓનો પોશાક બેઅદબ.

મર્યાદા, લજ્જા, વિનીતતા એ સ્ત્રીઓનું, તેમના લાવણ્યનું પ્રથમ ભૂષણ છે. પોશાકની જે પદ્ધતિઓ ખાસ કરીને પહેરનાર તેમજ પ્રેક્ષકની વૃત્તિઓનું, હલકી વાસનાઓનું, આકર્ષણ કરે તેવી પદ્ધતિવાળા પોશાકનો દરેક પવિત્ર દરેક મર્યાદશીલ દરેક સભ્ય, વિનીત સ્ત્રીએ ત્યાગ કરવો જોઈએ. આવા પોશાક, તેવા પોશાકની ઘેલછા, નિર્દોષ, સદ્‌ગુણી, પવિત્ર બાળાઓ અને સ્ત્રીઓનું પતન, તેમની અધોગતિ થવાનું એક સાધન છે, એવો ભય પાશ્ચાત્ય દેશોના વિચારકોના મનમાં પણ પેઠો છે. આ ભય વાજબી છે. અને તે ભયનું કારણ આપણા સ્ત્રીસમાજમાં દાખલ ન થાય તે માટે દીકરીઓ અને બહેનોના કલ્યાણ માટે લાગણી ધરાવનાર દરેક સ્ત્રી પુરૂષે ઘટતા ઉપાય લેવા જોઇએ છીએ.

જે જે વસ્ત્રાલંકાર અગર વસ્ત્રાલંકારની જે જે પદ્ધતિથી સ્ત્રીની મર્યાદાનો, સ્ત્રીની લજ્જાનો, તેની વિનીતતાનો ભંગ થતો હોય, તેનો તેનો ત્યાગ થવો જોઇએ. મર્યાદા, લજ્જા, વિનીતતા એ સ્ત્રીનું **ભૂષણ છે** એટલુંજ નહી પણ **સ્ત્રીનુ બખ્તર** છે. એક વખત આ બખ્તર ફેંકી દેવામાં આવ્યુ તો તેનું અપમાન થવાના તેના પર હુમલા થવાના સંભવ, તેને લગતી લાલચો તેને લગતાં આકર્ષણો વધશે, તે સાથે અપમાન તથા હુમલા સામે બચાવ કરવો મુશ્કેલ થઈ પડશે. આર્થિક તેમ નૈતિક દૃષ્ટિએ જોતાં માલમ પડે છે કે સ્ત્રીઓના ફેશનેબલ, કેટલીક વખતે અમર્યાદ પોશાકમાં **સામાન્ય રીતે** માત્ર **અનુકરણનુંજ** અનિષ્ટ

જણાય છે. જુજ અપવાદોમાંજ, ફેશન અને બહારના આકર્ષણના હેતુપુર્વક પ્રયાસોને, પ્રધાનતા આપવામાં આવે છે. ગજા ઉપરાંત ભારે, કિંમતી ફેશનેબલ, કેટલીક વખતે અમર્યાદ પોશાકનું અનુકરણ કરવાની ઘેલછાની શરૂઆત થઈ ગઈ છે. સમાજના દરેક વર્ગમાં, તે પગપેસારો કરવાની તૈયારીમાં છે. સ્ત્રી પુરૂષો જાગ્રત થઈ, આ ઘેલછાનો, આ અનિષ્ટનો અટકાવ કરશે નહિ તો ઘણી હાનિ થશે એમાં કશો પણ સંશય નથી.

---

# સીતારામ. જે. શર્મા.

## ૧૯૦—"ભારતીય બહેનાંને કરકમળે"!

બહેનાં! આજે નવલવર્ષની ઉષાએજ આપના કરકમળમાં કંઈક પ્રસાદ ધરવો, એવી હૃદયના મર્મ ભાગમાંથી ઉંડી ઉર્મિઓ ઉઠે છે. અને એ ઉર્મિબળે જે કંઈ લખાયું છે તે આપના ઇષ્ટ કરકમળે ધરૂં છું. સ્વીકારશો બહેનાં?

ભારતની ભાગ્ય દેવીઓ! ભારતનું ભવિષ્ય તમારા હસ્તગત છે! ભારતની મંગળ દેવીઓ! દેશનું મંગળ કરવું એ તમારૂંજ કાર્ય છે!

### પ્રાચીન રમણીઓ.

**જે દેશમાં સ્ત્રીઓએ દેશ સુધરણાના કાર્યોમાં ઝંપલાવ્યું નથી, તે દેશનો ઉદય કોઈકાળે પણ થયો નથી.** આપણા પ્રાચીન ઈતિહાસો આની સબળ સાક્ષિ પુરે છે. પ્રાચીન ભારતની જ્વલંત કીર્તિ સાથે પ્રાચીન આર્ય મહિલાઓની કીર્તિ જોડાએલી છે. આહા હા! ક્યાં તે મધુરો પ્રાચીનકાળ??? એના તો હવે ભણકારાજ રહ્યા!

નમન હો પરમપુનિત સાધ્વી જનકાત્મજા તને! વંદન હો સતી દમયંતિના પવિત્ર ચરણોને! અરૂંધતી! અનસુયા! ગાર્ગી! મૈત્રેયી! સાવિત્રી બહેનાં! તમારાં તો હાવાં સંભારણાંજ રહ્યાં!

બહેનાં ! પ્રાચીન આર્ય બાળાઓએ સમાજના પ્રત્યેક કાર્યમાં રસપૂર્ણ ભાગ લીધા છે. તમે પણ તેમનાં વંશજ છો.

હજારો લખનારાઓ ભલે લખ્યા કરે કે અમારા દેશમાં સ્ત્રીઓને છૂટ નથી, સ્વતંત્રતા નથી, સ્ત્રીઓ પરતંત્ર છે, ગુલામ છે, ચાકરડી છે. હું કહીશ કે તેઓના સમજવામાં કંઇક મહાન ભૂલ છે. એમણે લખેલું સઘળું અતિશયોક્તિ ભર્યું છે. અમારા પવિત્ર ભારતવર્ષમાં સ્ત્રીઓને જેટલી સ્વતંત્રતા છે તેટલી કોઈ દેશમાં નથી.

અમારા હિંદુસંસારની ગૃહવ્યવસ્થાના બે મહાન ભાગ પાડવામાં આવ્યા છે. પોપણનાં સાધન ઉત્પન્ન કરવાં અને પોષણ કરવું. વા દ્રવ્યોપાર્જન અને દ્રવ્ય રક્ષણ.

પોષણનાં સાધન ઉત્પન્ન કરવાં, દ્રવ્યોપાર્જન કરવું એ સઘળું કાર્ય એકલા પુરૂષનેજ સોંપાએલું છે, અને પોષણ કરવાનું વા દ્રવ્ય રક્ષણનું મહાનકાર્ય સ્ત્રીઓને સ્વતંત્ર રીતે સોંપવામાં આવ્યું છે. વળી ગૃહરાજ્યની રાણી તરીકે વા દેવી તરીકે, કાર્યભાર વહન કરવા માટે બહોળા જ્ઞાનની અને વિશાળ અનુભવની જરૂર છે. અને તેવું વિકટ કાર્ય અમારા ભારતમાં કેવળ સ્ત્રીઓનેજ કરવાનું હોય છે. અતિથી સત્કાર અને કુટુંબ રક્ષણનું કાર્ય અમારા ગૃહની દેવીઓજ કરે છે. આનંદથી કરે છે, હોંસથી કરે છે; કંઈ પણ સુગ લાવ્યા વિના કરે છે. અમારી આર્યબાળાઓ આ કાર્યને ગુલામગીરી કે દાસત્વપણું માનતી નથી, કિંતુ એક મહાનમાં મહાન અને પવિત્ર કાર્ય–ફરજ–ગણે છે.

## પ્રભુથી પણ પતિને પ્રથમ પૂજે છે.

એક આર્યબાળા–એક આદર્શગૃહિણી–પોતાના પતિને સ્વહસ્તે રસોઈ કરી ભોજન પીરસતાં જેટલી સંતુષ્ટ થાય, તેટલી બીજા કશાથી થતી નથી. પવિત્ર આર્યબાળા આર્યાવર્ત સિવાય જગતમાં અન્ય સ્થળે ઉદ્દભવી નથી અને કોણ જાણે ભવિષ્યમાં એ થશે કે કેમ ! તેની પણ શંકા છે.

ભારતની સ્ત્રીઓ પતિને પ્રભુ સમ ગણે છે. પ્રભુથી પણ પતિને પ્રથમ પૂજે છે. અને સ્વપતિના શૂભની પાછળજ પોતાનું શૂભ સમજે છે.

ભારતીય પુરૂપ સ્વપત્નીને પોતાનું અર્ધું અંગ સમજે છે. પોતાના ગૃહરાજ્યની ગૃહરાજ્ઞી ગણે છે. પોતાના મનમંદિરમાં પધરાવેલી સચેતન પ્રાણ પ્રતિમા ગણે છે. આવી રીતે પતિપત્ની પોતાના આત્માનું ઐકય કરી સંસાર સાગરમાં યથેચ્છ વિહરે છે. કુટુંબ કલેશનું દુઃખદાયક ખડક તેમની દૃષ્ટિએ કદીપણ પડતું નથી. (અલબત્ત આમાં કંઇક અપવાદ હશે. કિંતુ કંઇક વિચીત્ર સંજોગોમાંજ.) જ્યારે સ્ત્રી સ્વાત્યંત્રના નેતા ગણાતા દેશોમાં સ્ત્રી પુરૂપ અરસ્પરસ ધન અને રૂપનેજ ચાહે છે. પતિ ધનિક હોય ત્યાં સુધી પત્ની તેને ચાહે છે અને પત્ની સુરૂપા હોય ત્યાં સુધી પતિ તેને વળગી રહે છે. તેઓનાં બહારથી સુખી કિંતુ અંદરથી હળાહળ ઝેરથી ભર્યાં ઇદ્રિવારણા સમોવડ દુઃખી સંસારનાં દુઃખદ દૃષ્ટાંતો જાણીએ છીએ, ત્યારે સહસા આપણા અંતરના મર્મ સ્થળેથી એજ ઉદ્‌ગાર નીકળી જાય છે કે "તમારો એ સુખી સંસાર તમોનેજ અસ્તુ !"

ભારતવર્ષ સિવાયના કયા દેશની પત્ની **સીતા** અને **દમયંતી** પેરે સ્વપતિઓની સાથે દુઃખમાં પણ અડગ ઉભી રહી અસહ્ય સંકટ સહન કરશે ? કયી **તારામતી** સ્વામિના વચનને ખાતર નીચને ગૃહે ચાકરડી થઇને રહેશે ? કયી **સાવિત્રી** પોતાના મર્ણ પામેલા પતિને યમરાજના હસ્તમાંથી મુકત કરી, પાછો આણશે ?

ધન્ય ધન્ય હો આર્ય રમણીઓ તમને ! અને ધન્ય હો તમારી પવિત્રતાને ! દેવોને પણ તાબે કરનાર ક્રુર રાવણના હસ્તમાં પડયા છતાં પણ પવિત્ર રહેલ દેવી **સીતા** ! ધન્ય તારા આત્મબળને ! અને ધન્ય તારા મનોબળને ! વિરાટમાં કીચકના હસ્તે સપડાએલી અને શુદ્ધ રહેલી બાળા ધન્ય છે **દ્રૌપદી** તને ! પોતાના મજુર પતિને વળગી રહી સિદ્ધરાજને તુચ્છકારી કાઢનાર બહેની ધન્ય છે **જશમાંઓડણી** તને ! ભારતની દેવીઓ ! તમારાં જેટલા યશોગાન ગવાય તેટલાં થોડાં છે.

## હિંદ મૈયાનાં સંતાનો.

આર્યબાળાઓ ! તમારૂં બળ અનેરૂં છે. જાદુઈ છે. જો તમે તે બળ સાચવો તો દુનિઆ ભરમાં કોઈ દુષ્ટની તાકાત નથી કે તમારા પ્રતિ કુદ્રષ્ટિએ કેવળ દ્રષ્ટિપાત કરવા પોતાની આંખ પણ ઉંચી કરી શકે ! અરે એ સમયેજ લાખો મણનો બોજો તેની પાંપણો ઉપર તમારૂં તે જાદુઈ બળ મૂકશે.

ભારતના ભાગ્યોદયની ચાવી ભારતીય બહેનાં ! તમારાજ કરકમળમાં રહેલી છે. સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો 'સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુકત–સ્વતંત્ર થાય, ને તે મુકતતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેષોમાંથી છુટી, એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શકિતમતિ અને ઉત્સાહિની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શકિત આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે. સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિપાવન સેવા ભગિની બની દુ:ખ તિમિરમાં ડુબતાં ભાંડુનાં આત્મા–હૃદય ઉદ્ધારે; માતૃભક્ત પુત્રી તરીકે હિંદમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદય સૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે;–એજ આર્ય સુંદરીઓના જીવનની સફલતા છે." સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી–સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે.

---

# સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ.

## ૬૬૧—ફુરસદનો વખત કેમ ગાળવા.

દરેક માણસ પછી તે પુરૂષ કે સ્ત્રી કે બાળક હોય તેને હમેશ સવારથી સાંજ સુધીમાં કાંઈકામ કરવાનું હોય છે. એટલે દરરોજ નિયમિત

કામ કરી રહ્યા પછી જે કાંઈ વખત મળે તેમાં શું કરવું એ વિશે કાંઇ વિચાર કરીએ.

પુરૂષોને એકંદરે પોતાના તથા કુટુંબના નિર્વાહ માટે ધંધો કરવાનો હોય છે. તેમાં તેમના વખતનો મોટો ભાગ રોકાય છે અને ઘણો જુજ વખત તેઓ ફુરસદનો મેળવી શકે છે. પરંતુ જેટલો મળે તેટલો વખત સારાં કામ કરવામાં ગાળવો એ તો સહુ કોઈની ફરજ છે. આપણે ખાસ કરીને સ્ત્રીઓએ નવરાશની વેળા કેમ ગાળવી તે પર લક્ષ રાખીશું. સ્ત્રીઓને મોટે ભાગે ધન કમાવાનું નથી હોતું, તથાપિ ઘર કામમાં તેમને રોકાવું પડે છે. છોકરાં સંભાળવાં, રસોઈ કરવી, ઘર સાફસુફ રાખવું, અનાજ સંભાળવું, કપડાં સ્વચ્છ રાખવાં, એટલું કામ લગભગ બધી સ્ત્રીઓને હોય છે. માણસ નોકર હોય તોપણ થોડું ઘણું કામ કરવાનું હોય છેજ. તે કરતાં જે વખત વધે તેનો સદુપયોગ કરવો જોઈએ. જ્યારે આપણે કોઈને નવરાશનો વખત સારી રીતે ઉપયોગમાં લેવાનું કહીએ છીએ ત્યારે એવો જવાબ મળે છે કે અમને નવરાશજ ક્યાં મળે છે. ઘરધંધામાંથી પરવારીએ ત્યારે કાંઈ કરીએ ને. હવે વિચાર કરીશું તો એ એકંદરે આપણું આળસ બતાવે છે. કામ કરવાનું ધાર્યું હોય તો આપણે ગમે તેમ કરીને નવરાશ મેળવી શકીએ છીએ. કામ કરવાની ધારણાજ ન હોય તેથી પરવારી શકતાં નથી. નવરાશ જરા મળે તો ચાર જણાં એકઠાં મળી બીજાની કુથલી કરવા મંડી જઈએ છીએ એ શોચનીય દશા છે.

વખતનો સદુપયોગ કરવાનો શ્રેષ્ઠ માર્ગ તે સારૂં વાંચન છે. હાલના વખતમાં ગુજરાતી ભાષામાં પણ ઘણાં સારાં પુસ્તકો છે અને દિવસે દિવસે તેમાં વૃદ્ધિ થતી જાય છે. તો આપણે તેનો લાભ અવશ્ય લેવો જોઈએ. અમુક પુસ્તકો વાંચવાજ છે એવો ઠરાવ કરીએ અને જ્યારે જ્યારે નવરાશ મળે ત્યારે તે થોડાં બને તો થોડાં થોડાં પણ વાંચીએ તો ઘણે દિવસે પણ પૂરાં થાય. કાંઈ વાંચવાનો નિશ્ચય કર્યો ન હોય તો નવરાશ મળેજ નહીં. નવરાશ મળે ત્યારે વાંચીશું એમ ધારી રાખવાથી નવરાશ મળશેજ નહીં. પરંતુ અમુક પુસ્તક વાંચી નાંખવું છે એમ નિશ્ચય કરીશું તો

અવકાશ મેળવી ગમે ત્યારે તે પુરૂં કરી શકાશે. સારાં વાંચનથી એટલા બધા ફાયદા થાય છે કે તે ગણતાં પાર આવે તેમ નથી. સારાં પુસ્તકો વાંચવાથી આપણી બુદ્ધિ ખીલે છે એટલુંજ નહિં પણ આપણી નીતિ પણ સારી થાય છે. સારાં આચરણ કરવાનો ઉત્સાહ અને હિંમત આવે છે. જગતમાં જન્મીને જેવાં આવીએ તેવાં પાછા જઇએ, જ્ઞાનમાં કિંચિત્ માત્ર વધારો ન કરીએ તો આપણો જન્મ એળે જાય છે. સારાં વાંચનથી આપણા જ્ઞાનમાં વધારો થઈ આપણું વર્તન સુધરે છે. શાળામાં ગમે તેટલો અભ્યાસ કર્યો હોય અગર કોલેજમાં અભ્યાસ કર્યો હોય તોપણ જ્ઞાનનો મહાસાગર એવો મોટો છે કે તેમાં ચંચુપાત કર્યા બરોબર થાય છે અને આખી જીંદગી સુધી કશું ન કરીએ ને પુસ્તકો વાંચીએ તોપણ પર્યાપ્તિ થાય એમ નથી. ત્યારે જે કિંચિત્ માત્ર અવકાશ મળે તે તેવા સારા કાર્યમાં ગાળીએ તો કેટલું ઉત્તમ ? વળી આપણામાં સ્ત્રીઓને શાળા પાઠશાળામાં પુરતો અભ્યાસ કરવાનો વખત અને સાધન સાધારણ રીતે નથી મળતાં, તો અવશ્ય જે વખત ફુરસદનો મેળવી શકીએ તે આપણું જ્ઞાન વધારવામાં વાપરવો એ આપણી મોટી ફરજ છે. ટીપેટીપે સરોવર ભરાય એ કહેવત અક્ષરશઃ ખરી છે, થોડું થોડું કરતાં આપણું જ્ઞાન વધારી શકીએ. અને સારા વાંચનથી એ રીતે જ્ઞાનમાં વધારો કરેલી કેટલી બધી બહેનો આપણે જાણીએ છીએ. મોટાં શહેરોમાં વાંચવાનાં સાધન ઘણા થોડા પૈસા ખરચવાથી મળી શકે છે.

વાંચન ઉપરાંત વખત મળે તો ભરવું, ગુંથવું, ગાવું, વગાડવું, ચિતરવું તે કળાઓ પણ સ્ત્રી જાતિને ભૂષણરૂપ છે. સંસારમાં અનેક જંજાળો, મુંઝવણો, અને કર્કશતા હોય છે. તે સર્વમાંથી આપણા તથા કુટુંબીઓનાં મનને મુકત કરવાં એ આપણી ફરજ છે. સાધન હોય તેણે ફુરસદના વખતમાં એ કળાઓ ખીલવવા બનતો પ્રયાસ કરવો જોઈએ. ભરવા ગુંથવાનું કામ સ્ત્રીઓમાં વિશેષ પ્રચાર પામતું જાય છે એ સંતોષની વાત છે. એ હુન્નર ઉપયોગી તેમજ શણગારના કામના છે. તે કામ કરતાં વાતચીત વગેરે સહેલાઇથી થાય છે અને બુદ્ધિ પણ ખીલે છે. આપણા **મહારાણી મેરી** ભરવામાં કુશળ છે. એમના સરખા દરજ્જાનાં

બાનુને ખાસ કાંઈ કરવાની જરૂર નથી હોતી. ઘર શણગારની ચીજો તે મરજી મુજબ ખરીદ કરી શકે છે તે છતાં રાણી ભરવાનો શોખ ધરાવે છે. એટલુંજ નહીં પણ તે શોખનો ઉપયોગ ગરીબોના લાભ માટે થાય, માટે તે પોતાનાં સર્વ ભરતકામો ગરીબ વર્ગના ઉદ્ધાર માટેજ સંસ્થાઓ માં તેમજ ગરીબ લોકોમાં વહેંચે છે. તેઓ ધારે તો તેથી વધારે પૈસા એ ખાતામાં આપી શકે, પણ જાત મહેનતથી કરેલા કાર્યની કિંમત વધારે અને તેમાં વિશેષ પુણ્ય છે એમ માની તેઓ દરવર્ષે પચાસ સાઠ જભ્ભા ગુંથે છે. આપણી શ્રીમંત સ્ત્રીઓ જેમને કાંઇપણ ઘરકામ કરવાનું નથી હોતું તેમાંની કેટલી આટલું કામ કરતી હશે? રાણીને માટે એવું લખવામાં આવ્યું છે કે તેમના દરેક બેસવા ઉઠવાના ખંડમાં ભરતકામ રાખી મૂકેલું હોય છે. તે તેઓ જે જગાએ બેઠાં હોય ત્યાં કામ કર્યા કરે છે. નવરાશ મેળવવા માટે ઉદ્યોગી સ્વભાવ એ મુખ્ય જરૂરનો છે. આળસ હોય તો કદી કાંઈ કામ કરવાની નવરાશ મળેજ નહીં. ભરવા ગુંથવામાં અવકાશનો સમય કાઢવો એ સારૂં છે પરંતુ તેમાં શકિત ઉપ- રાંત પૈસા ખરચવા એ ભૂલ છે. તેમજ વાંચન કરતાં તેનો દરજ્જો કાંઇક ઉતરતો છે એ પણ ધ્યાનમાં રાખવું. જ્ઞાન પ્રાપ્તિને ન ગણકારીએ એમ કરવા જેવું નથી. તેજ પ્રમાણે સંગીત અને ચિત્રકળા પણ વખત ગાળ- વાનાં સારાં સાધન છે. આપણી સ્ત્રીઓ આ બે કળાઓમાં ઘણી પછાત છે. એ કળાઓ મનને કેટલું ઉંચે દરજ્જે પહોંચાડે છે તેનો ખરો ખ્યાલ હજી આપણી સ્ત્રીઓને નથી. એવી કળાઓ કુટુંબી સ્ત્રીઓમાં ન હોવાથી તેનો શોખ રાખનારા પુરૂષોને હલકી સંગતિમાં ફરતા આપણે જોઇએ છીએ.

નવરાશનો વખત સ્વાર્થ—આપણા પોતાના હિત માટે કાઢવા ઉપરાંત પારકાનું હિત કરવામાં પણ યથાશકિત આપણે પ્રયત્ન કરવો જોઇએ. જેઓ પરોપકાર એજ પોતાના જીવનનો મુખ્ય હેતુ કરીને રહ્યાં હોય તેમનું જીવન ધન્ય છે પરંતુ સર્વ કોઈ પોતાનું કુટુંબ કે ઘર છોડી તેમ કરી શકે નહીં તેમ સર્વને તેમ કરવાની જરૂર પણ નથી. તોપણ આપણી આસપાસ જે કાંઈ અજ્ઞાન, દરિદ્રતા, વ્યાધિ, અનીતિ વગેરે અનિષ્ટ સ્થિતિઓ હોય તે દૂર કરવા કાંઈ કાંઈ પ્રયત્ન કરવા જોઈએ. બીજાનાં

દુઃખ દૂર કરવા માટે સ્ત્રીઓએ એકઠાં મળી પ્રયાસ કરવો જોઈએ. એ કામ એક બે જણનું નથી. એકાદ જણ થોડું કરી શકે પણ ઘણાં એકઠાં થઇને એ કાર્ય કરે તો ઘણું વધારે કામ થાય. કાંઈ ન બને તો આપણા સમાગમમાં આવતાં માણસોને કાંઈ કાંઈ બોધ આપણે આપી શકીએ તથા આપણું વર્તન એવું રાખી શકીએ કે તેનું અનુકરણ કરવા આપણા સહવાસમા આવનારાં દોરાય, તોપણ આપણી ફરજ કેટલેક દરજ્જે બજાવી કહેવાય. નવરાશનો વખત બીજાનાં દુઃખ દૂર કરવાના કાર્યમાં ગળાય તો આપણું જીવન સફળ થાય. વખત નથી મળતો એમ કહેવું એ માત્ર આપણું આળસજ બતાવે છે. આપણી કામ કરવાની વૃત્તિ નથી એમ કહેવા બરોબર છે. આપણે સર્વ એ ભૂલ કરીએ છીએ કામ કરવાનો ઉત્સાહ ન હોય એટલે વખત કયાં મળે છે એમ ધારી લઈ મનને સંતોષ, ખોટો સંતોષ, પમાડીએ છીએ. વખત મેળવીએ તો બહુ નહીં તો થોડો તો મળેજ. માટે પ્રથમ મનથી દ્રઢ ઠરાવ કરવો જોઈએ કે અમુક કાર્ય મારે કરવુંજ છે. એવો દૃઢ નિશ્ચય થાય તો ગમે તેવી મુશ્કેલીઓ દૂર થઈ શકે. પરંતુ જો આપણો નિશ્ચયજ ન હોય, કે હોય તો ઢીલો હોય, તો વખત કોઈ દહાડો મળવાનો નથી એ નક્કી સમજવું. કોઈ લક્ષ્ય સ્થળ રાખીએ તો ત્યાં પહોંચવાનો આરંભ કરી શકાય. ગમે ત્યાં જવાશે ત્યાં જઈશું એમ ધારીએ તો જ્યાં હોઇએ ત્યાંનાં ત્યાંજ રહીએ. સવાર પડી સાંજ થઈ એમ દિવસ ઘટમાળ પેઠે ચાલ્યા જાય છે ને આપણા આયુષ્યમાંથી પળે પળે ઓછું થતું જાય છે તો આપણી જીંદગીનું સાર્થક થાય એવાં કાર્ય કરવા તરફ બેદરકાર રહીએ તે કેવી ભૂલ છે. ઘર કામ કરીએ તેટલાથી બસ નથી. આપણા ઉત્તમ દેહનું સાર્થક કરીએ તોજ જન્મ ધર્યાનું પ્રયોજન છે નહિ તો આપણામાં ને પશુમાં કાંઇ ફેર નથી. પરમકૃપાળુ પ્રભુ સહુને સદ્બુદ્ધિ આપો ને જીવન સફળ કરવામાં સહાયતા કરો.

---

# સૌ. શારદાગૌરી બી. એ.

## ૧૬૨–ગૃહજીવનની રસિકતા

ઈંગ્રેજ લોકોને Home એટલે ગૃહ શબ્દ માટે ઘણું અભિમાન હોયછે. એ લોકો એમ પણ કહેછે કે Home શબ્દમાં જેટલો અર્થ રહેલો છે તેવા ભાવાર્થનો એકે ભાષામાં શબ્દ નથી. Home sweet Home વિગેરે શબ્દો પ્રેમ, શાંતિ અને સુખનાં અવર્ણનીય સ્મરણ કરાવેછે એમ એ લોકોનું કહેવુંછે. આ અભિમાનનો દાવો કેટલે અંશે સત્ય છે તે તપાસવાનો આ પ્રસંગે આપણો આશય નથી. પણ આપણે તો એટલુંજ જોવાનું છે કે ઈંગ્રેજ લોકોના ઘરમાં સુખ શાંતિનો વાસ માલુમ પડે છે તેનું કારણ શું છે. ગૃહવ્યવહાર ચલાવવામાં જેવી અડચણો આપણા લોકોને પડેછે તેવીજ એમને પડેછે. પૈસો કમાવવો આપણા લોકોને જેટલો મુશ્કેલ છે તેટલોજ તેમને છે. એમનો સંસાર કાંઈ વધારે સરલતાથી ચાલતો નથી. સવારથી સાંજ સુધી ગમે તેવી જગ્યાએ મજુરી એમને પણ કરવી પડેછે. પરંતુ આપણા લોકમાં ને એ લોકમાં ફેર માત્ર એટલો કે સંધ્યાકાળે કામધંધો છોડીને ઘેર જાય ત્યારે એમને સંપૂર્ણ આનંદ મળેછે. પ્રેમમૂર્તિ પત્ની પતિની રાહ જોઈને ઉભેલીજ હોય. નિર્દોષ રસિક બાળકો પિતાને આલિંગન દેવા તૈયારજ હોય. મોં આગળ સાદો પણ સ્વાદિષ્ટ ખોરાક મૂકેલો હોય. સ્નેહ પૂર્ણ મોં જોઈને તથા રસિક વાતો સાંભળીને માણસ ઈતર કાર્ય જંજાળ ભુલી જાય એમાં કાંઈ સંદેહ નહિં. સંધ્યાકાળને વખતે સ્ત્રી, બાલક સર્વે પોતપોતાના કામથી પરવારેલાંજ હોય. એટલે સર્વ સાથે બેસીને વાર્તાવિનોદથી ભેગાં મળીને ભોજન લે, જમ્યા પછી બીજા ઓરડામાં બેસીને પણ ઘડી ભર સંગીત કે કાંઇ રમત ગમતમાં કાળક્ષેપ કરે.

આવી રીતે ગૃહિણીને પણ પોતાના ઘરમાં રહીનેજ ગૃહકાર્યમાંથી પરવાર્યા પછી સાંજને પહોર આરામ અને તેની સાથે આનંદ મળે છે. અને

પુરૂષની માફકજ તેના મનને શાંતિ મળે છે. કેમકે દિવસની વખતે તેને પણ કામ કરવાનાં હોય છે. અને સર્વ કાર્ય પરિપૂર્ણ કરીનેજ રાત્રીને વખતે એ આરામ લેવા બેસે છે. ભોજન અને આનંદ, બન્નેના સંયુક્ત પ્રયાસનુંજ પરિણામ હોય છે. પોતાની તેમજ બાળકની તંદુરસ્તી માતાના પ્રયાસ અને દીર્ઘ દૃષ્ટિનુંજ ફળ છે. સર્વ પ્રકારનો આનંદ તથા શાંતિ મેળવવા માટે તેને પ્રયાસ કરવો પડે છે. અને તે બધાને માટે દિવસની વખતે તેને કામ કરવું પડે છે, અને તેનાજ પરિણામે સંપૂર્ણ સુખ અને સંતોષ સર્વને મળી શકે છે.

આટલા વિવેચન ઉપરથી આપણને માલમ પડશે કે જો ઘરમાં સંતોષ અને શાંતિ હશે તોજ ગૃહજીવનમાં રસિકતા આવશે. અને તે પ્રાપ્ત કરવાનાં મુખ્ય સાધન **સ્નેહ અને નિયમિત વ્યવસ્થા છે.**

આ બન્ને સ્રીના હાથમાં છે, અને તેનેજ લીધે

"ગૃહિણી ઘરનો સ્થંભ છે, ગૃહિણી ઘરનું માન;

ગૃહિણી ઘરનું ઘરેણું છે, ઘર ગૃહિણી વિનાનું સ્મશાન."

એમ કવિએ ગાયું છે.

આમાં ગૃહિણી એટલે સુગૃહિણી. જે સ્ત્રી પોતાના ગૃહસંસાર સારી રીતે ચલાવી શકે, સર્વ રીતની જવાબદારી પોતાને શિર ધારણ કરી શકે તેજ ગૃહિણી કહેવાય. અને યોગ્ય વય વગર ગૃહિણી થઈ શકાયજ નહિ. ચૌદ પંદર વરસની બાલિકાને માથે સાસરાના ઘરનો બોજો તમે નાંખો, અને પછી એમ આશા રાખો કે ગૃહિણીની સર્વ ફરજ એણે બજાવવી જોઈએ, એવી આશા નિરર્થક છે. પીયરમાં રહીને સંપૂર્ણ વ્યાવહારિક કેળવણી લઇને યોગ્ય વય થાય (એટલે વીસ વર્ષ પહેલાં બનેજ નહિ.) એટલેજ એ ગૃહિણીનું પદ લેવા લાયક થાય. અને તેવી સંસ્કારિત ગૃહિણીને શ્વશુરમાં પણ આપો આપ સન્માન મળશેજ, અને જો સન્માન મળશે તોજ કુટુંબમાં અને જનસમૂહમાં સારી અસર કરી શકશે. બાલક વહુ સાસરે જાય, ત્યાં એની કદર કોઈ કરે નહિં, કેમકે કદર કરવા જેવું એવડી બાલિકામાં હોય પણ શું ? તેથી એક પુતળા જેવી અથવા તો

સાસુનો ગુસ્સો ખાલી કરવાનું એક સ્થાન એવી તેની સ્થિતિ થાયછે. એટલે ઘરમાં શાંતિ અને સુખને બદલે માત્ર કલેશ અને અસંતોષને સ્થાન મળેછે. **આને જો યોગ્ય સન્માન મળે અને તેના પ્રત્યે પૂજ્યભાવ થાય તોજ રસિક જીવન થાય.**

હીંદુ સંસારમાં સંયુક્ત કુટુંબની રીત છે, તેમાં ઘણું ખરૂં સાસુ વહુ, નણુંદ, ભોજાઈ, કે દેરાણી જેઠાણી વચ્ચે કલેશ કજીઆ ચાલ્યા કરે છે. દરેક ઘરમાં એવુંજ હોય છે એમ મારૂં કહેવું નથી. સંયુક્ત કુટુંબની પદ્ધતિના અનેક લાભ છે, એ વાત પણ ખરી છે. પરંતુ તેમાં દંપતિને સ્વતંત્રતા મળતી નથી. દંપતીથી પોતાની ઈચ્છા પ્રમાણે વર્તન થતું નથી, એટલે તેમનો ઉત્સાહ મંદ પડી જાય છે. મનુષ્ય જાતે અનુભવ મેળવીને સ્વતંત્રતાથી વર્તે તો વધારે સારૂં પરિણામ આવે તેટલા માટે યુવાન દંપતીને જેમ વહેલી સ્વતંત્રતા અપાય તેમ સારૂં. તેમ કર્યાથીજ કુટુંબમાં અરસપરસ સ્નેહ સચવાશે.

એ ખરૂં છે કે એટલી સ્વતંત્રતા મેળવવા માટે ઘણી વધારે કેળવણીની જરૂર છે. પણ તે ધીમે ધીમે લેવાશેજ, ને આપણો સંસાર એમ કરીશું તોજ કાંઈક સુધરવાની આશા છે.

આવી સ્થિતિ હશે ત્યાંજ પોતાના ગૃહ માટે, અને માતાપિતાને માટે પ્રેમની લાગણી બાલકોમાં જાગ્રત થશે. અને એવી લાગણી આપણા બાલકોમાં જાગ્રત કરવી એજ આપણો આદર્શ (Ideal) હોવો જોઇએ.

બાળકોને માતાપિતા પ્રત્યે પ્રેમની લાગણી હોવી જોઇએ, ભયની નહિં. ભય કરતાં પ્રેમ વધારે પ્રબળ છે. પ્રેમથી બાલક વધારે આજ્ઞાંકિત થાય છે. પ્રેમ સર્વને જીતી શકે છે.

પતિ પત્નીના વિચારમાં એકતા હશે, અરસપરસ શુધ્ધ પ્રેમ હશે તો બાલકોમાં પ્રેમભાવના આવશે એ નિ:સંશય છે.

**આવી રીતે જે ગૃહમાં પ્રેમનું રાજ્ય હશે, ત્યાં રસિકતા, શાંતિ અને સંતોષનો નિવાસ હોય એમાં પણ આશ્ચર્ય નથી.**

ઉપર બતાવ્યું કે ગૃહજીવનમાં રસિકતા લાવવાનું મુખ્ય સાધન પ્રેમ છે. બીજું સાધન **નિયમિત વ્યવસ્થા** છે. (Love અને Order) જેવી રીતે જનસમાજના બંધારણ માટે નિયમો હોય છે, તેવીજ રીતે ગૃહવ્યવસ્થા માટે નિયમો હોવાજ જોઈએ, અને તે નિયમાનુસાર વર્તન થશે તોજ વ્યવસ્થા સચવાશે. જે ઘરમાં આવી રીતના નિયમો નથી હોતા, ત્યાંબી કારખાનું હોય છે, ત્યાં સર્વ ગેરવ્યવસ્થા અને અંધેર હોય છે, તેથી ઘરમાં રહેનારાં તેમજ બહારનાંને આનંદ કે સુખ મળે નહિ. **જ્યાં Harmony સુવ્યવસ્થા હોય ત્યાંજ સુખ હોય.**

સ્ત્રી, પુરૂષ, બાલકો સર્વએ આવી રીતની વ્યવસ્થા સાચવવામાં સહાયભૂત થવું જોઈએ.

ગૃહનું ઐક્ય સાચવવું એ કુટુંબની દરેક વ્યક્તિની ફરજ છે. અને તેટલા માટે સ્વાર્થબુધ્ધિ દૂર કરવી જોઈએ. તદ્દન નિસ્વાર્થપણે પોતાની ફરજ બજાવવી જોઈએ. પોતાના સુખનો ભોગ આપીને પણ, બીજાના મનને સંતોષ આપવો એજ દરેકનું કર્ત્તવ્ય છે. પતિ, પત્નીના; તેમજ સંતાનના શ્રેય માટે સતત પ્રયાસ કરે છે; પત્નીએ, પતિ તેમજ સંતાનને સુખ આપવું એજ ઉદ્દેશ રાખવો; ને સંતાનોએ માતા પિતાને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરવો.

સગાં સબંધીઓને મળવું, હળવું, તેમની સત્કારપૂર્વક સ્વાગતા કરવી, પોતે તેવી સ્વાગતાનો લાભ લેવો, એ પણ જો મર્યાદાસર કર્યું હોય તો ઘણું લાભકારક છે. જનસમાજમાં અરસપરસ સમાગમથી આચાર-વિચાર સુધરેછે, વિવિધ વિષયોની વાત ચર્ચાવાથી જ્ઞાનમાં વધારો થાય છે, અનેક વિષયની માહિતી મળેછે, વિચાર ઉદાત્ત અને ઉન્નત થાય છે, અને મનનું સાંકડાપણું દૂર થાય છે.

ગૃહકાર્યથી પરવાર્યા પછી સારાં બોધદાયક પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો. તેને લીધે મનને ઘણીજ શાંતિ મળેછે. ગૃહકાર્યની જંજાળમાંથી થોડીવાર આરામ મળે છે. તેમજ જ્ઞાનમાં વધારો થાયછે. સારાં પુસ્તક વાંચ્યાંથી ઘડીભર વર્તમાન સ્થિતિનું વિસ્મરણ થઈ શકેછે, અને જાણે

બીજાજ દેશમાં, બીજીજ દુનીઆમાં હોઈએ એમ ભ્રાંતિ થાયછે. આપણી ભૂલો સુધારી શકાય છે. વિવિધ સ્વભાવનાં, બુધ્ધિશાળી મનુષ્યના સમાગમમાં સર્વ કોઈથી આવી શકાતું નથી. પણ સારા ગ્રંથકારનાં પુસ્તક વાંચ્યાંથી ભિન્નભિન્ન પાત્રોના સ્વભાવ જાણ્યાથી પ્રત્યક્ષ સમાગમ જેટલો, બલ્કે અધિકતર લાભ થાય છે. જુદા જુદા દેશના રીત રીવાજ, ઇતિહાસ, સર્વનું જ્ઞાન પુસ્તકદ્વારા આપણને મળી શકેછે, અને તેથી મનનું સાંકડાપણું ( Narrow-mindedness ) દૂર થાયછે.

વળી સારા પુસ્તકો વર્તમાનપત્રો વાંચ્યાથી સારી રીતે વાતચીત કરતાં આવડે છે. સ્ત્રીઓને ઘરમાં તેમજ જનસમાજમાં કોઈની કુથલી અથવા ગૃહના સામાન્ય બનાવો સિવાય બીજી વાત કરતાં આવડતી નથી. ઘણીવાર તો બીભત્સ વાતો પણ થાય છે. આનું કારણ એજ કે નિર્દોષ ગમ્મતની વાતો આવડેજ નહિ. વિવિધ વિષયો ઉપર વાતચીત, શુધ્ધ પવિત્ર સંભાષણ એ પણ એક આભૂષણ છે. અને ખાસ કરીને ઘરમાં તો એ માટે બહુજ સાવધાન રહેવાની જરૂર છે. વડીલ વર્ગ જો સારી વાતો કરશે તોજ બાલકોના મનપર સારી છાપ બેસશે. બાળકોને કાને પણ અપશબ્દ પડવા ના દેવો.

સારૂં વાંચન હશે, તોજ સારી વાતચીત કરી શકાશે, અને ઘરનો મલાજો સાચવવાને આ ઘણી અગત્યનો વિષય છે.

ઘરને દીપાવવાને, ગૃહજીવનમાં રસિકતા લાવવાને માટે સ્ત્રીઓનાં મન ઉન્નત હોવાની ઘણી અગત્ય છે, એતો સર્વ કબુલ કરશે. સાંજ સવાર રસોઈ કરવી, ઘર સાફસુફ કરવું, દાણો દુણી સ્વચ્છ કરવાં એમાં ને એમાંજ આખો દિવસ ઘણી સ્ત્રીઓનો જાય છે. પોતાનાં કે છોકરાંના મનની ઉન્નતિ કરવાનો ઘરખટલામાંથી અવકાશજ નથી મળતો.

મારૂં કહેવું એમ નથી કે સ્ત્રીઓએ ગૃહ કાર્ય કરવુંજ નહિ. પણ એટલુંજ કે વિજ્ઞાન (science)ની મદદ લઈને સ્ત્રીઓને ગૃહ કાર્યમાં કોઈ પણ રીતે સરલતા કરી આપવી જોઈએ, અને તેમ કર્યાથીજ સ્ત્રી-

ઓની માનસિક શકિત અને શારીરિક ક્ષીણતા થતી અટકાવી શકાશે. જ્યાં સુધી સ્ત્રીઓને શિર ઘરખટલાનો અથાગ બોજો રહેશે, સ્ત્રીઓ નિરૂદ્યમી જીવન ગાળશે, ત્યાં સુધી આપણાં દેશની ઉન્નતિ થવાની નથી. સ્ત્રીઓ જ્યારે કાંઈ વધારે ઉપયોગી ફલદાયક કાર્યનો આરંભ કરશે. ત્યારેજ પ્રજાની ચઢતી થશે.

વર્તમાન સ્થિતિ જોતાં આપણી સ્ત્રીઓ વહેમ અને અજ્ઞાનમાં ગરકાઈ ગઈ છે તેમાં કાંઈ નવાઈ નથી. સેંકડો વર્ષ થયાં સ્ત્રીઓને એવુંજ શિક્ષણ આપવામાં આવે છે કે તેને ગૃહકાર્યમાં ગુંથાઈ રહેવું એમાંજ પતિવ્રતપણાનો સમાવેશ થાય છે; અમુક ચીલે ચાલ્યા કરવું એજ તેનો ધર્મ છે. અને તેના કાર્યની સરળતા કરી આપવાનો માર્ગ કોઈ બતાવતુંજ નથી.

આમ કર્યાથીજ હિંદુ ગૃહ સંસારની અવનાત થઈ છે.

ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે.
બાઈનું તો ચિત્ત ચુલા માંય.

અજ્ઞાન માતા ઉદાત્ત બુદ્ધિનાં પુત્ર પુત્રિઓને જન્મ આપી શકે નહિં.

જ્યાં સુધી સ્ત્રીઓને માનસિક, તેમજ શારીરિક ઉન્નતિ કરવાને અવકાશ નહિં મળે ત્યાં સુધી આવો અધમ સ્થિતિ કાયમજ રહેશે.

આ વિટંબના દૂર કરવા માટે પુરૂષોએ Science (વિજ્ઞાન, સાયન્સ) ની મદદથી સ્ત્રીઓનાં કામમાં સરળતા કરી આપવી જોઈએ.

આમ કર્યાથી પુરૂષ અને સ્ત્રી બન્નેનું હિત સચવાશે. પુરૂષને કાંઈ વધારે આપદા વેઠવી નહિં પડે, તેમજ સ્ત્રી પોતાના પતિ, તેમજ કુટુંબ સર્વનું કામ વધારે સારી રીતે કરી શકશે, અને નવરાશનો વખત જે હાથ લાગશે તેમાં પોતાની અને સંતાનોની માનસિક તથા શારીરિક ઉન્નતિ માટે પ્રયાસ કરી શકશે.

હિંદુ સ્ત્રીઓમાં કેટલાએક સદ્ગુણ એવા છે કે જો તે સાથે તેમનાં મન કેળવાશે અને શારીરિક બલ વધશે તો હિંદુ સ્ત્રી–ગૃહિણી અનુપમેય થશે. એમાં કાંઈ વાંધો નથી.

આવી રીતે જે ગૃહમાં ગૃહિણીનાં તન અને મન કેળવાએલાં, કસાએલાં હશે ત્યાંજ પતિને તેમજ અન્ય કુટુંબ વર્ગને સુખ અને આનંદ મળશે, અને તોજ થાકેલો કંટાળેલો પુરૂષ પ્રથમ જે આનંદનો પોતાના ગૃહમાં અભાવ હોવાને લીધે કલબ અને જીમખાનાનો આશ્રય લેતો તે હવે સ્વર્ગીય સુખ મેળવવા પોતાના ઘર તરફજ દોરાશે. અને સ્વાભાવિક રીતે **Home Sweet home** નો ઉદ્દગાર કરશે.

આવી ગૃહિણીઓ અને આવાં ગૃહ આપણા લોકમાં થાઓ એટલીજ અભિલાષા છે.

---

# લેડી લક્ષ્મીબાઇ.

## ૧૬૩—સ્ત્રીઓની કુટુંબ ભક્તિ.

શ્રેષ્ઠ લક્ષ્મી સંસારમાં, સર્વ સારમાં સાર,
સાચું સુખ સંસારનું, સુઘડ સલુણી નાર.

સુજ્ઞ બહેનો ! અભણુ માણુસ પંડિતાઇનું, અને કૃપણુ માણુસ ઉદારતાનુ ડોળ દેખાડે તે કદી નીભી શકતું નથી. આ ઉપરથી આપણે સુદૃઢ જ્ઞાન મેળવવાનો બોધ મળે છે. કહેવત છે કે (અધુરો ઘડો છલકાય) માટે આપણુને જરા લખતાં વાંચતા આવડયું એટલે ભણી ચુક્યાં એમ સમજવુ નહિં, પણુ જે ભણી ગણી લાજ—આબરૂ, વધારે અને બીજાને ઉપયોગી થાય એજ સાચું ભણુતર સમજવું.

બહેનો ! સાચાં ભણુતરનો અર્થ હાલનાં સમયમાં નિશાળે જઇ ભણુવાથી, લખતાં વાચતાં આવડે એટલામાંજ સમાઇ–રહેલો હોય, એવી માન્યતા આપણી બહેનોમાં વિશેષે કરી જેવામાં આવે છે. પણુ ખરી રીતે જેતાં સ્ત્રીઓને ભણુવાની સાથે સાંસારિક, વ્યવહારિક, ધાર્મિક, વિગેરે બાબતોનું જ્ઞાન પણુ પૂરતા પ્રમાણુમાં હોવું જોઇએ.

ઘર તેમજ સાંસારિક કાર્યમાં સ્ત્રીઓનું કુશલતાપણું હોવું જોઇએ, તે આજનું નવીન નથી, પણ એ રચના સર્વ સૃષ્ટી રચનાર પરમાત્માએ પ્રથમમાંજ સ્ત્રી શરીરો રચી નિર્માણ કરેલી છે; તથા આપણા આર્યાવર્તના મહાન કવિઓ તેમજ શાસ્ત્રકારોએ પણ અનેક સ્થળે વર્ણવેલું છે કે ઘર તે ઘર નથી પણ જે ઘરમાં ઉત્તમ ગૃહિણી હોય તેજ ઘર કહેવાય છે. તે માટે તે કાર્ય સ્ત્રીઓ માટેજ નિર્માણ થએલું છે, તેમજ હાલના સમયે પશ્ચિમના મહાન સુધારકો પણ તે ક્રમને સહાનુભૂતિ આપનાર થયા છે.

## સ્ત્રી પુરૂષોને એક સરખા ભણતરની જરૂર છે?

સ્ત્રી પુરૂષોને એક સરખું ભણતર ભણાવી કેળવણી આપવાથી ત્યાંની સ્ત્રીઓમાં સમાન હક માગવાનો જે સખ્ત પવન ફુંકાયો હતો ત્યારથી તે લોકોને પણ પુરૂષોને લાયકની કેળવણી સ્ત્રીઓને આપ્યાથી તે કેળવણીનો કડવો અનુભવ મળવાથી તેઓ પણ હવે તેવી કેળવણીથી ચેતતા રહેવા ઇચ્છા ધરાવતા હશે.

માટે બ્હેનો! આપણે તેવા દાખલાઓ ઉપરથી ચેતીને ચાલવા સાથ ભણતરનો ઉપયોગ કરતાં શીખવાની જરૂર ઘણી રહેલી છે. આપણે કેળવાવું (એટલે ઘડાવું) એમ અત્રે સાધારણ અર્થ લેશું, તો ચાલશે. કારણ ઘણીક વખતે આપણા સાંભળવામાં આવે છે કે કોઇની વહુ, દીકરી, ભાણેજ, ભત્રીજી, નણંદ, ભોજાઇ, દેરાણી, જેઠાણી, વિગેરે કોઇપણ સ્ત્રીને પોતાના ઘરમાં, કુટુંબમાં, તેમજ બહારના કોઇપિણ કાર્યોમાં સુવ્યવસ્થિત જોશું-ત્યારે કુદરતી રીતે એમજ બોલાય કે તે કોના હાથ નીચે કેળવાયલી છે? તો ઉપરના વાક્યપરથી એટલું તો નિશ્ચિત થાય છે, કે આપણે સર્વને ઘડાવવાની એટલે કેળવાવાની જરૂર રહેલી છે. તેનાથી સ્પષ્ટ માલૂમ પડે છે કે કેળવણી ફક્ત એકલું ભણતર ભણવાથી મળી શકતી નથી, પણ તે ભણતરની સાથે સ્ત્રીઓપર બીજી અનેક બાબતોની જોખમદારીઓ રહેલી છે.

## કુટુંબોમાં સંપ જોઈએ.

પ્રથમમાં, જો ફક્ત ઘર પ્રત્યેજ નજર ફેંકશું તો ત્યાં આપણા વડિલો પ્રત્યેની આપણી ફરજો ધ્યાનમાં રાખી તેઓની તરફ હમેશાં હૃદયમાં પૂજ્ય ભાવ ધારણ કરતાં રહેવું. તેમના તરફથી જે સુબોધ મળે તે અહરનિશ ગ્રહણ કરવો. નમ્રતા રાખવી. દ્વેષ, અભિમાન, ઉછંકલપણું, અસંતોષ કુસંપ ઇત્યાદિ દુર્ગુણોનો ત્યાગ કરી, જેમ બને તેમ સરલતા, શાંતિ, સંતોષ, સંપઆદિ સદ્ગુણોને વધારવાથી આપણે અનેક તરેહના લાભ મેળવી શકશું. બહેનો ! સત્ય માનજો કે જ્યાં સુધી આપણે ગુણગ્રાહી થશું નહિં, ત્યાં સુધી ગુજરાતી, ઈંગ્રેજી, સંસ્કૃત, મરાઠી ભાષાઓની ચોપડીનું ઉપલક જ્ઞાન મળવાથી આપણા કાર્ય સંસારને ઉપયોગી કેળવણી કદીપણ મેળવી શકશું નહિં.

બ્હેનો ! ઘણાક કુટુંબોમાં આપણે કુસંપ જોઈએ છીએ, અને તે પણ વિશેષ પ્રમાણમાં, તેના કારણભૂત સ્ત્રીઓજ હોય છે એવી માન્યતા છે, અને તે કેટલેક અંશે સત્ય જણાય છે, તે પરથી હું એમ માની શકું છું, કે ઘણે ભાગે પુરૂષોને પોતાના વેપાર ધંધાને સબબે બહાર રહેવું પડે છે, તેમજ સ્ત્રીઓને મોટે ભાગે ઘરમાં રહેવાનું હોય છે; વિશેષે કરીને પુરૂષોને બહારના ધંધા પોતપોતાને માટે જુદા હોય છે, પણ સ્ત્રીઓને ઘરસંસારનું કામ સાથે રહી ચલાવવાનું હોય છે.

બહેનો ! ઇશ્વર કૃપાથી કુટુંબોમાં બે ચાર ભાઈઓ સાથે હોય; તેમાંથી કદાચ કોઈને સંતતી હોય, કોઈના પતિની આવક વિશેષ હોય, કોઈની સ્ત્રીનું શરીર રોગી હોય, એકાદ બે ભાઈઓ કુંવારા હોય, પરણેલી તેમજ કુંવારી નણંદો હોય, અને કદાચ વૃદ્ધ સાસુ સસરા પણ હોય, તો તેવા કુટુંબમાં આપણે ઘરકામ કાંઈક વિશેષ પ્રમાણમાં કરવું પડે, તો શું તેટલા માટે કુટુંબમાં ક્લેશ કરવો તે ઉચિત છે ? કદી નહિ. બહેનો ! જો આપણને બાળકો ઉપર પ્રેમ હોય, તો પ્રથમ આપણા કુટુંબના બાળકોને જોઈ આપણે રાજી શા માટે ન થવું ? ને બાળકો ઉપર દ્વેષ કર્યાથી આપણે તેના મા બાપનુ અંતઃકરણ દુખાવીએ છીએ, તેટલુંજ નહિં પણ ઇશ્વરના આપણે

ગુન્હેગાર ઠરીએ છીએ. બાળક જ્યાં સુધી અજ્ઞાન દશામાં હોય છે ત્યાં સુધી તેનું જીવન એક સદ્વર્તન કરનાર સાધુતુલ્ય હોય છે. તેને માન, અપમાન, દ્વેશ, રાગ, ક્રોધ, કાંઈ પણ હોતું નથી. એવા પ્રાણીપર દ્વેષ કરવાથી થતાં મહાન પાપથી ડરવું જોઈએ.

## વૃત્તિઓને સ્થિર કરવાની જરૂર.

એક તરફ કથા વાર્તામાં આપણે સાંભળીએ છીએ કે કોઈ પ્રાણીપર દ્વેશ કરવો નહિ, ઈશ્વરના ઉત્પન્ન કરેલાં સર્વ પ્રાણીપર સમાન ભાવ રાખવો. ને બીજી તરફ આપણા ઘરમાંજ નિર્દોષ બાળકોપર દ્વેષ થાય તે ઘણુંજ શોચનીય ગણાય. માટે બાળથી તે વૃદ્ધ પર્યંત કોઈનાપર બનતા સુધી દ્વેશ રાખવો નહિ. દ્વેષ તે આપણી ઉન્નતિનો નાશ કરનાર છે, તેમજ સંપ તે સંપત્તિને સ્થિર કરનાર છે, માટે બહેનો હમેશાં સંપને ચહાતા રહેવું. જો તમે સંપને ચહાશો, તો શાંતિ તેની સાથેજ આવશે; સંપથી રહેવામાં કદાચ એકાદ વસ્તુ આપણને ઓછી મળી તો શું થયું? તમે સંપને ચહાતા હશો એટલે તે વસ્તુ માટે તમને શાંતિ રહેશે. પણ જો તમને સંપની દરકાર ન હોય તો, તેજ સમયે તમારૂં મન તે વસ્તુ માટે લલચાઈ અશાંતિને પ્રાપ્ત થશે, અને અશાંત થએલું મન કોઈપણ વખતે તૃપ્ત રહી શકશે નહિ.

બહેનો મનની શાંતિ માટે વૃત્તિઓને સ્થિર કરવાની આવશ્યક્તા રહેલી છે, માટે જો તમારા મનની વૃત્તિઓને તમો વશ વરતાવી શકશો, તો તમોએ ધારેલાં સર્વ કામ કરવાને તમો શક્તિમાન થશો, અને ત્યારેજ તમારી સંસાર સ્થિતિમાં અનેક પ્રકારના સુખદુઃખ સમયે ધૈર્ય ધારણ કરી, તમારા કુટુંબ પ્રત્યે સરળભાવથી વરતી તેમને સહાયભૂત થઈ શકશો, અને ત્યારેજ તમારા સદ્ગુણોથી તમો એક સ્ત્રીજાતિને શોભારૂપ બની, આપણી બહેનો ઉપર હાલમાં જે કલંકો મુકાયાં છે તેને નિર્મૂળ કરી શકશો. માટે બહેનો! તેવું ઉચ્ચ જીવન ગાળવા માટે ઘણાં ભભકાદાર વસ્ત્રો અને આભૂષણોનાં દેખાતાં ક્ષણિક આનંદ માટે જીંદગીનો જે અમૂલ્ય

સમય છે તેને વિશેષ પ્રમાણમાં ન વ્યતિત કરતાં જેમ એક ચતુર રાજા પોતાના મનને વશ કરી પછી મંત્રીઓને સુધારી શત્રુઓને કબજે કરી લે છે, તેમ આપણે મનને અંકુશમાં રાખી બાળકો તેમજ સગાં સંબંધીઓ તથા સમાજને ઉપકારી બની પોતાનાં કરી લેવાં જોઈએ.

---

# મિસિસ જી. કે. ઉપાધ્યાય.

## ૧૬૪—બાળાઓને યોગ્ય તાલીમ.

બાલ્યાવસ્થાથીજ બાળાઓને યોગ્ય કેળવાયલી માતાના હાથમાં સોંપવી; કારણ કે કોઈ પણ દેશનો, કોઈ પણ પ્રજાનો, અને કોઈ પણ રાજ્યના ઉદયનો ખરો આધાર વાસ્તવિક જોતાં બાળકને જન્મ આપીને ઉછેરનાર માતાપરજ રહેલો હોય છે. સ્ત્રીઓ, પુત્રી, પત્ની, કે માતા, સર્વ સ્થિતિમાં સમાજની અને દેશની મોટામાં મોટી આશા છે.

જેમ મોટું મહાલય બંધાવતી વખતે તેનો પાયો મજબુત કરવાપર પહેલું લક્ષ આપવાની જરૂર છે, તેમજ સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમની બાલ્યાવસ્થા કે જે જીંદગીના પાયારૂપ છે, તેને મજબુત એટલે યોગ્ય બનાવવા માટે તેમને સારી માતાના હાથમાં મૂકવાની જરૂર છે. જે દેશમાં સુજ્ઞ ને સારી માતાઓ હોય છે, તે દેશનાં બાળકો બળવાન, તેજવાન, રોગહીન, પરાક્રમી, વીર્યવાન, વિદ્વાન, અને યશસ્વી નીવડે છે. માટે આપણી કન્યાઓને નાનપણથીજ કેળવાયલી, યોગ્ય માતાને સોંપો અને પછી જુઓ કે આપણી આર્ય રમણીઓની સ્થિતિ કેટલી ઉન્નત બની શકે છે અને તેઓ પોતાની સ્થિતિ સુધારી-પોતાના કુદરતી સદ્‌ગુણો પ્રકાશમાં મૂકી શકેછે.

સ્ત્રીઓની અધમ સ્થિતિનું એક સબળ કારણ લાયકાત વિનાની માતાઓજ છે. બાળલગ્નના નુકશાનકારક રિવાજે વયમાં આવ્યા પહેલાંજ બાળાઓ ગર્ભ ધારણ કરે છે. ઉછરતી વયની મુગ્ધાઓ પ્રેમાળ પ્રતિવ્રતા

બની શકે, પણ વયના અપરિપક્વપણાને લીધે સંસારના વ્યવહારોમાં અને ખાસ કરીને બાળકોની રક્ષણશિક્ષણની ગંભીર ફરજોમાં તેમની બુદ્ધિ ચાલી શકે નહિ. એવી ગંભીર ફરજો યોગ્ય રીતે અદા કરવાની બુદ્ધિ એવી બાળમાતાઓમાં હોતીજ નથી એમ કહેવું એ પણ અતિશયોક્તિ નથી. માતાની ગંભીર તેમજ કઠીન ફરજો માટે તો યોગ્ય કેળવાયલી અને પુખ્ત વયની માતાઓજ વધારે સારો વિજય મેળવી શકે.

યોગ્ય કેળવાયલી માતા ભવિષ્યની પ્રજાની સારી આશા છે, દેશનું ભવિષ્ય ને પ્રતિષ્ઠા છે. માતાપિતાની છાયા સ્વબાળક ઉપર કુદરતી રીતેજ પડે છે, અને તેમાં પણ વિશેષ ભાગ સ્વમાતાનોજ હોય છે. કારણ કે સામાન્ય રીતે બાળક ઉછેરવાનું, કેળવવાનું, અને તેમાં પણ વિશેષે કરીને કન્યા કેળવવાનું કાર્ય પિતા કરતાં માતાને શીરેજ વધારે રહેલું હોય છે. બાળાઓ નિરંતર માતાનાજ સહવાસમાં રહે છે, અને તેમની પાસેજ નાનપણનો સમય વ્યતિત કરે છે, તેથી જો માતા કેળવાયલી હોય તો બાળકો કેળવવાનું કામ પિતા કરતાં વિશેષ સહેલાઈ અને સરળતાથી પાર પાડી શકે છે; કારણ કે સ્ત્રી જાતિની કોમલતા, કલ્પના, સ્નેહીપણું, રસિકતા, માર્મિકતા વગેરે કુદરતી શક્તિઓની લહેરોની અસર બાળકોનાં બાળહૃદયને તુરતજ થઈ જાય છે. તે તેમના બાળહૃદમાં વજ્રલેપન થઈ જાય છે.

ગૃહમંદિરમાં માતા એ સર્વનાં હૃદય અને ચક્ષુનું આકર્ષણ કરનાર છે. એનું અનુકરણ પ્રતિક્ષણ ન જણાય એવી રીતે થયાજ કરે છે. હમેશાં કહેવા કરતાં કરી બતાવવાની અસર મનુષ્ય ઉપર, અને તેમાં વિશેષે કરીને સંસારવાડી કોમલ હૃદયનાં બાળકો ઉપર, સત્વર થાય છે. ઉપદેશ કરતાં આચારમાં પ્રત્યક્ષ બનાવવાથી વધારે શ્રદ્ધા પેદા કરી શકાય છે. બાળકોમાં વાણીનો ઉપદેશ સમજવાનું સામર્થ્ય મોડું આવે છે, પણ પ્રત્યક્ષ આચારથી શીખવાની શક્તિ તો તેમનામાં બાલ્યકાળથીજ હોય છે, તેથી સ્વમાતાના સારા કે નરસા સર્વ ગુણદોષ બાળકોમાં સ્વભાવિકજ આવે છે; માટે કેળવાયલી માતાના હાથ નીચે બાળાઓને કેળવવાની ખાસ આવશ્યકતા છે.

ગૃહકેળવણી વિના શાળાની શુષ્ક કેળવણી ઘણી વખત નકામો જેવીજ થઈ પડે છે; માટે માના તરફથી ગૃહકેળવણી મળવાની જરૂર છે. જ્યારે બીજી શાળાઓ બંધ હોય છે ત્યારે પણ કુશળ માતાઓ નહાતાં, સુતાં, બેસતાં, ઉઠતાં, શિયાળાની શગડી વખતે, ઉનાળાની ખુશનુમાં ચાંદની વખતે, અને ચોમાસાની મેઘલી રાત્રી વખતે પણ પોતાની સંસારશાળા યોગ્ય ઉત્સાહથી, જાણ્યે અજાણ્યે ચલાવ્યેજ જાય છે. આ સર્વ સમયમાં યોગ્ય માતા હોય તો સુસંસ્કાર, ને નઠારી માતા હોય તો નઠારા સંસ્કાર, બાળકોના બાળહૃદયમાં જડ નાખે છે.

કોઈ કહે છે કે કન્યાઓને સુવિદ્યા આપીએ તો તે બસ છે. સારી માતાની તેમાં શું જરૂર છે? કેટલીક વખત શું અભણ માતાઓનાં સંતાન પણ વિદ્વાન નથી થતાં? આપણે કહીશું કે હા; પરંતુ તે સાથે નક્કી એ પણ માનજો કે તે સંતાનોમાં કાંતો સંસ્કારજન્ય બુદ્ધિનો પ્રવાહ વિશેષ હોય છે; અને કાંતો બીજી વ્યવહારિક અનુકૂળતા વિશેષ હોય છે; તો પણ અભણ માતાનાં સંતાનો જેટલાં ઉત્પન્ન થઈ—ઉચ્ચ જીવનમાં પ્રવેશ કરી શકે છે, તેનાં તે સંતાનો જો વિદુષીને કેળવાયલી માતાના હાથ નીચે ઉછરેલાં હોય તો વિશેષ ઉન્નત થઈ—પ્રકાશમાં આવી શકે; અને ઘણે દરજ્જે વધારે સારાં કાર્યો પાર પાડી શકે—એમ તો સર્વ કોઈ વિચારશીલ મનુષ્ય કબુલ કરશેજ.

આપણાં પ્રાચીન પુસ્તકોમાં પણ કહ્યું છે કે **"नास्ति वेदात्परं शास्त्रं, नास्ति मातुः समोगुरुः"** અને **"गुरुणां चैव सर्वेषां माता परमो गुरुः"** તેમજ વળી એક વિદ્વાન કહે છે કે 'ભલી માતા સો શિક્ષક બરાબર છે," વળી સરજન જનરલ કાલ્બિશ કહે છે કે—"છોકરાંપર વધારે અસર સ્વમાતાનીજ થાય છે. માતાની માનસિક અને દૈહિક ખામીઓ છોકરામાં આવે છે. ઘણા વિદ્વાન અને પ્રખ્યાત માણસોનો એવો અભિપ્રાય છે કે આખી પ્રજાની માનસિક અને શારીરિક શક્તિઓ ઉપર પિતા કરતાં માતાની અસર વધારે થાય છે; એનો પુરાવો એજ છે કે ઘણું કરીને હાલના સઘળા વિદ્યા હુન્નરાદિમાં પ્રખ્યાત થએલા, મહાન પંકાએલા મનુષ્યો સારી—યોગ્ય માતાને પેટેજ અવતરેલા છે."

અનુકરણુ કરવાના ગુણુ કુદરતી રીતેજ બાળકોમાં ઘણે અંશે રહેલા હોય છે. રમતમાં પણુ કુમારીકાઓ પોતાની માતાનુંજ સર્વ રીતે અનુકરણુ કરે છે. દક્ષણી માતાની પુત્રીને પોતાની પુતળી દક્ષણી પોશાકમાં સજ્જ કરતી જોઈએ છીએ, અને ગુજરાતી માતાની પુત્રી પોતાની માતાના અનુકરણુ અનુસાર પોતાની ઢીંગલીને ગુજરાતી પોશાકમાં શણુગારતી જોવામાં આવે છે. એક એકવીસ માસની બાળકી તેની માતાની રસોઈનું આબેહુબ અનુકરણુ કરતી હતી. તે એવી તો સરસ નકલ કરતી કે રોટલી ફેરવતાં તેની માતા સ્હેજ દાઝી હશે, એટલે તાવડીને હાથ અડાડી-તે દાઝવા જેવોજ અવાજ કરી-હાથ ખેંચી લેતી. મતલબ કે સર્વ કોઈ બાબતમાં બાળક માતાનું અનુકરણુ ઘણી સંભાળ પૂર્વક કરે છે, તે અનુસાર યોગ્ય-કેળવાયલી માતાના અનુકરણુથી-બાળા સર્વ રીતે લાયક બને છે.

(અબળાહિત દર્પણુ)

---

# સૌ. સુમતિ.

## ૧૬૫—પત્ની.

મને ઘણીવાર એવો વિચાર થાયછે કે પુરૂષો કરતાં સ્ત્રીઓમાં દ્રઢતા વધારે હોય છે. નસીબદેવીનો રોષ ખમવા પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધુ સહનશક્તિ હોય છે. એક શાંત સહનશીલ ધીરી પત્નીને દુઃખના સમયમાં પતિને ધૈર્ય આપતી જોવા કરતાં જગતમાં બીજું કશું વધુ કરૂણાજનક નથી. દૈવી કોપથી પડતા પુરૂષરૂપી વૃક્ષની નાની લતા ટેકારૂપ થાય છે. અને પોતાના બળથી ટકાવી રાખેછે. કાલે રાત્રે એ વિષયપર વિચાર કરતાં મને એક આગલો બનાવ યાદ આવ્યો. મારા બાળકપણામાં અમારે એક મહા કુળવાન શ્રીમંત કુટુંબ સાથે ઓળખાણુ હતી. કુટુંબમાં માત્ર પતિ અને પત્ની બે જણુ હતાં. પૈસાની પુષ્કળ છુટ હોવાથી-બન્ને અત્યંત દમામથી રહેતાં. એક દિવસ

સાંજે હું મારા પિતા પાસે બેઠેલી હતી તેવામાં મેં ઉપર કહેલ પુરૂષ બહુજ શોકિત મુખે તે ખંડમાં પ્રવેશ્યા. મારા પિતાએ તેમને માન આપી બેસાડયા. બેસતાં કંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય તેઓ ખુરશીના ડાંડા પર માથું મૂકી રડી પડ્યા. મારા પિતાના તેઓ અંગત મિત્ર જેવા, એક પુત્ર જેવા હતા. એટલે તેમને બહુ ખોટું લાગ્યું. અમારા મિત્રને શાન્ત સ્વસ્થ કરી મારા પિતાએ આમ કરવાનું કારણ પૂછ્યું. તેમણે મુંગે મોંએ કોટમાંથી એક તાર કહાડી આપ્યો. અને પિતાએ વાંચ્યો. તેમની પછીની વાતચીત ઉપરથી હું એટલું સમજી શકી કે તાર મુંબઇની એમની પેઢીપરથી હતો. પેઢી ભાંગી હતી, જપ્તી આવવાની તૈયારી હતી, અને સર્વ માલમીલકત જઈ પોતાને કંગાળ સ્થિતિમાં રહેવું પડે એવો સમય આવ્યો હતો. મુનીમોની ગડબડનું આ પરિણામ હતું.

"મને મારી મીલકત પૈસા ઘર દુકાનો કશાની દરકાર નથી; મારી ભાર્યા ! અરેરે એનું શું થશે. ગરીબાઈ એ કેમ સહેશે! મારાથી આ વાત એને કહી શકાતીજ નથી. સવારની એ મને પૂછેછે તો હું ઉડાવુંછું. પણ એ ક્યાં સુધી ? ઘર છોડતાં એ શું શું કરશે ને કેવું કરશે."

મારા પિતાએ એને સમજણ પાડી કે ભાઈ તમો સ્ત્રીઓને ઓળખતા નથી. એની સહનશક્તિ પાસે તમારૂં ધૈર્ય પાણી ભરે. શાન્ત થાઓ ને તમે બન્ને સાંજના અહીં આવજો એટલે હું રસ્તો કહાડીશ. પ્રભુને ઘેર લખાએલા લેખ મિથ્યા ન થાય. દૈવી કોપ સ્હામે ટકવામાં બહાદુરી છે સમજ્યા."

અમારા મિત્ર ગયા અને સાંજે પતિ પત્ની સાથે આવ્યાં. પતિતો મુખ ઉપરથી ગભરાએલા હતા. નિર્દોષ પત્ની સ્વસ્થ હતી. મારા પિતા સાથે થોડીવાર એમણેજ વાત કરી ખબર અંતર પૂછી અંતે પાસે ટેબલપર પડેલો તારા ઉંચકી મારા પિતાએ તે અમારા મિત્રની પત્નીના કરમાં મૂક્યો. શું બનેછે તે જોવાની ઇચ્છાથી પિતાની આજ્ઞા લઈ હું તે ખંડમાં બેઠેલી હતી. વળી એ યુગલને પણ હું બહુ પ્રિય હતી. તાર

વાંચતાં કેવી કારમી ચીસ તે પત્ની પાડશે એમ મેં તો ધાર્યું હતું. પરંતુ તેને બદલે તાર વાંચી નીચે ફેંકી દઈ હસતી હસતી ઉભી થઈ તે પતિના બે હાથ ઝાલી ઉભી. "ને આજ દિલગીરીનું કારણ કે ? ઓહો ધન મીલકત ગયું, પરન્તુ હું ને તમો તો છુટાં નથી પડયાં ને ? મારો ને તમારો સંયોગ એજ મારૂં ધન." પતિ ઉપકારઘેલો થયો, આખથી ચોધાર અશ્રુ ચાલ્યાં, અને એ બેને એકાન્તમાં મુકવાના હેતુથી મારો હાથ ઝાલી મારા પિતા બહાર ચાલ્યા ગયા. કલાકે એ પ્રેમીજીવ ખંડમાંથી નીકળ્યા, અને પોતાને સર્વથા સુખ જાહેર કર્યું. આ વૃત્તાંત ઘણા વખત પહેલાં બનેલ છે છતાં એ મને તાદૃશ છે. પત્નીની સહશીલતાથી પતિ ગમે તેવા દુઃખ સહન કરી શકે છે. એ મધુર મુખનું હાસ્ય હજારો માઈલની મુસાફરીનો શ્રમ વિસરાવે છે. ગૃહની દેવીરૂપ એવી પત્ની દરેક ઘરમા હોય એવી એક વિલક્ષણ આશા મારા મનમાં રાત્રિ દિવસ ભટકે છે. કોઈ પણ પ્રકારના દંભ વગરની, સર્વ રીતે સરળ, સત્યવાદી, પવિત્ર નીતિના પ્રતિમા મારી કલ્પનામાં મને રોજ જણાયછે. બાહ્ય દેખાવ સર્વથી દૂર કરી અંતરની સત્યવૃત્ત ધરાવનાર પત્નીઓ ગૃહની દેવીઓ મારી તરંગ ભુમિમાં જણાય છે. અને એ તરંગ ભૂમી કદી પ્રત્યક્ષ થશે, ભારતભૂમિ એવી સ્ત્રીઓથી પૂર્ણ થશે એ આશાથી ઇશ પાસે પ્રાર્થના કરતી અત્યારે તો હું નિદ્રાદેવીના સેવામાં હાજર થવા આજ્ઞા માગું છું. પ્રભુ મારૂં સ્વપ્ન સત્ય પાડશે એમ વિશ્વાસ છે. તથાસ્તુ !

---

# સૌ. કીર્તિદાગૌરી.

## ૧૬૬—આત્મવૃત્તાંત.

મારૂં નામ મનોરમા છે. ને વાંચકોને સરળ પડે માટે મારી સવિસ્તર હકીકત આપવાનું હું ઠીક ધારૂંછું. મારા પિતાનું નામ મોહનલાલ ને મારી માતાનું નામ ઇચ્છાલક્ષ્મી તથા મારી નાની બેનનું નામ પ્રેમપ્રતિમા

હતું. મારા પિતા વાણીઆ જ્ઞાતિના છતાં સુધારક હતા અને તેથી હું ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કરીને પછી ઈંગ્રેજી શીખવાને અમે સુરત રહેતા હોવાથી મિશન સ્કુલમાં જવા લાગી. ત્યાં મેં લગભગ મેટ્રીક સુધી અભ્યાસ કર્યો ને તે વખતે મારી ઉમ્મર અઢાર વર્ષની હતી. મારા પિતાનો વિચાર મેટ્રીકની પરિક્ષા આપ્યા પછી મારા લગ્ન કરવાનો હતો. પણ મારાં માતુશ્રીના આગ્રહને લીધે મારાં લગ્ન અમારી જ્ઞાતિના એક પચીસ વર્ષના યુવાન બી. એ. થએલા ઇસમ સાથે થયાં. મારાં પતિનું નામ લલિત મોહન છે ને સાસુજીનું નામ ગંગાલક્ષ્મી છે. તેજ વર્ષમાં હું મારા સાસુજીના બોલાવવાથી ત્યાં રહેવા ગઈ ને વખતે હું બહાર જવા આવવાને રેશમી સાડી તથા સફેદ મલમલનું સુંદર ફેશનનું બદન તથા બુટ અને મોજા પહેરતી અને અલંકારમાં ફક્ત હાથે બંગડી, કાને બુટ્ટી, અને ડોકમાં અછોડો તથા હાથે વીંટી. વીંટી સિવાય બીજું કાંઈ મને ગમતું નહોતું અને ઘરમાં સુતરાઉ સફેદ ગવન અને બદન પહેરતી હતી. મારા પિતાને ત્યાં કામ કરવાનું નહોતું તેમ સાસરે પણ કાંઈ કામ કરવાનું નહોતું. કારણ કે સાસુજીને મારા પતિ સિવાય બીજું કાંઈ ફરજન નહોતું અને મારૂં સાસરૂં પૈસાદાર હોવાથી રાંધવાને એક બ્રાહ્મણ, વાસણ માજવાને નોકર તથા અનાજ સાફસુફ કરવાને એક બાઈ તથા ગાડી ઘોડો હતાં. એટલે મારે પીવાનું પાણી પણ હાથે લેવાનું નહોતું. પણ એક દિવસ મારે સાસરે અમારા ભટ ઉપર તેની મા માંદી થઈ ગયાનો રાત્રે તાર આવ્યો, અને તે ગભરાઈ જવાથી મારા સ્વામીની રજા લઈ પોતાને ગામ ગયો. પણ હવે કેમ થાય ? ભટ ગયો તે રાંધે કોણ ? કાંઈ વૃદ્ધ સાસુજીને રાંધવા દેવાય ? અને મને પણ રાંધતા આવડતું નહોતું. પણ તેથી કાંઈ ભુખ્યા રેહેવાય ? ત્યારે મેં પોતે ગભરાતાં, ગભરાતાં. રાંધવા માંડ્યું. પણ શું કરવું તે કાંઈ સુઝે નહીં. દાળ ઓરી અને તેમાં પુષ્કળ પાપડ ખાર નાંખી હું તો નહાવા ગઈ. નાહીને આવી ત્યારે દાળ બફાઈ હતી. પણ પાપડખાર વધારે હોવાથી કાળી કાળી થઈ ગઈ હતી. અને મેં દાળ ગળ્યા વગરજ એમને એમ આમલી હળધર, મીઠું, આદુ મરચાં, કોથમીર નાંખીને હોલે મૂકી ચુલે રીંગણાનું શાક વધાર્યું. તેલમાં મરચાં હીંગ નાખી

રીંગણાના કડકા નાખ્યા ને હળધર મીઠું નાંખી બે ત્રણ વાડકા પાણી નાંખી લોટ બાંધવા બેઠી. પુરીના લોટને મોણુ દેવું જોઈએ તે છતાં ખબર ના હોવાથી મેં તો એમને એમ લોટ બાંધ્યો અને તે દરમ્યાન શાક થઈ ગયું તે અંગારે મૂકીને હું તપેલીમાં પાણીને ચોખા સાથે નાંખી ચુલે મૂકીને સ્વામી નહાતા હતા ત્યાં તેમને ધોતીયું તથા ટુવાલ આપવા ગઈ. અને ત્યાં જરા વાર લાગી તેથી હું જ્યારે આવી ત્યારે ચોખા ઉભરાતા હતા અને જરા ચીકણા થઈ ગયા હતા. તે જેમ તેમ ઓસાવી નીચે ઉતારીને ચુલે પેણી મૂકી પુરી કરવા માંડી. પણ કોઈ દિવસ કરી હોય તો આવડેકેની. એક તરફ જાડી તો બીજી તરફથી પાતળી એવી પુરી વણીને તળવા મૂકી પણ ન ફુલે કે ન ફાટે. જ્યાં ત્યાંથી જેવી તેવી કરીને મૂકી એટલામાં સ્વામી અને સાસુજી જમવા આવ્યાં. અને રસોઇ સારી થઈ નહીં તેથી પીરસતાં તો શરમ આવે પણ કાંઈ છુટકો! શરમાતાં, શરમાતાં બે જણાને પીરસ્યું અને બેઉ જમવા બેઠા. સ્વામી તો જે ભાવ્યું તે ખાઈને ઊઠી ગયા પણ સાસુજી વૃદ્ધ તે બોલ્યાં કે "વહુજી આ તે રાંધ્યું કે રમત કરી છે. નોહતું આવડતું તો ના કહેવી હતી, પણ આવી રસોઈ તે કોણ ખાય. આ દાળ કાચી ને સ્વાદ વગરની છે. શાક પણ તેવુંજ અને ચોખા પણ જાણે લાહી જેવા, પુરી ચવ્વડ, ને મારા જેવા વૃદ્ધથી તો કાંઈ એવી ખવાયજ નહીં ત્યારે ખાવું કે ભુખ્યા રહેવું. હૈયું બાળ્યા કરતાં તો હાથ બાળ્યા સારા." સાસુજી બોલ્યા તે નીચું જોઈને મેં સાંભળ્યા કર્યું. પણ શું બોલું? હું તો મુંગી મુંગી બેસીજ રહી. અને સાસુજી પણ જરાતરા જે ભાવ્યું તે ખાઈને ઊઠી ગયાં. હું પણ મારો જીવ ઉદાસ થઈ જવાથી થોડું ખાઈને ઓરડામાં ગઈને જોયું તો સ્વામી નહોતા તેથી જઈને પલંગ ઉપર સુતી ને મોંએ માથે ઓઢી ખુબ રડી. ને રડતાં રડતાં હું સુઈ ગઈ. થોડીવારે હું જાગી તે વખતે સ્વામી મારી પાસે પલંગ ઉપર બેઠા હતા. મને જાગતી જોઈને સ્વામીએ પુછ્યું કે "મનોરમા તું ગભરાતી ના. તું તારે પીયેર જાય ત્યારે ભુલ સુધારી લઈને બધું શીખીને આવજે. પણ મારે એટલું તો કહેવું પડશે કે તું ભણતા શીખી તે રાંધતાં શીખવા

ઉપર અને ગૃહવ્યવસ્થા ઉપર વધારે લક્ષ આપ્યું હોત તો આવું થાત નહીં". સ્વામીનું બોલવું સાંભળી પાછું મને રડવું આવ્યું ને હું બોલી કે 'જો મારા પીયેરમાં શીખવાનું હોત તો મારે આ વખત ન આવત. સ્વામીનાથ ! પહેલાં મને સુધારાને નામે આનંદ થતો હતો પણ આજે તો મારો જીવ બળી જાય.. મને તો લાગેછે કે સારાં કપડાં પહેરવા, ઇંગ્રેજી ભણવું, ને પાર્ટીઓમાં જવાને સુધારો ના કહેવો જોઇએ. પણ સારી રીતે ઘરમાં હિસાબ રાખતાં. રાંધતાં ને બાળક ઉછેરતાં આવડે તેનેજ સુધારો કહેવો જોઈએ. એ તો ઠીક પણ મારે હવે શું કરવું ? કે જેથી મારી ભૂલ સુધરે ને મને રાંધત બરાબર આવડે. આજેજ મને અનુભવ થયો કે દરેક પૈસાદાર કે ગરીબ સ્ત્રીઓને પણ પાકશાસ્ત્ર શીખવું અવશ્ય છેજ." મારૂં બોલવું સાંભળી સ્વામી વિચારમાં પડયા ને થોડીવારે બોલ્યા, "મનુ તું એમ કર કે તું મારા માસી જે ભરૂચમાં રહે છે ત્યાં જા કેમકે હમણા વિમળા બહેનની સુવાવડ છે. ને વળી તારી કાકની છોકરી મારા માસીના દીકરા મદન મોહન સાથે પરણી છે. તે ત્યાંજ છે એટલે તને શીખવામાં વધારે સુગમ પડશે ને માસી શાંત સ્વભાવના હોવાથી તે તને ધીરેથી શીખવશે. કેમ તારી મરજી છે ? હોય તો માજીને કહીને નક્કી કરૂં." મેં તો તરત હાથ જોડીને કહ્યું કે સ્વામીનાથ તમારી આજ્ઞા હશે તો હું તો તમે જ્યાં જવાનું નક્કી કરશો ત્યાં જઇશ. મારે તેમાં કોઇપણ પ્રકારનો વાંધો નથી. મારૂં બોલવું સાંભળીને સ્વામી ઊઠયા અને સાસુજીની અનુમતિથી બીજે દિવસે મારે ભરૂચ જવાનું ઠર્યું. સાંજે સાસુજીએ પાસે બેસીને મારી પાસે રંધાવ્યું તેથી કાંઈ વધારે બગડયું નહીં, અને બીજે દિવસે સવારથી તો ભટ આવવાનો હતો તેથી મારે રાંધવાનું નહોતું. બીજે દીવસે મને સ્વામી સ્ટેશનપર મૂકવા આવ્યા ને ગાડી ઉપડતી વખતે મને કહ્યું કે સંભાળીને જજે અને ખંત રાખીને ધીરજથી શીખજે. મેં નમન કરીને રજા કહી, અને ગાડી ઉપડી. ભરૂચના સ્ટેશન ઉપર મારા દીયર મદનમોહન ને મને તેડવા આવવાને તારથી ખબર આપી હતી તે પ્રમાણે તેઓ તેડવા આવ્યા હતા. તેમની સાથે હું ઘેર ગઈ. ઘરમાં પેસતાંજ મારી કાકાની છોકરી ને માસીજીના છોકરાની વહુ સુશીલા મને તેડવા આવી ને

હાથ પકડીને ઉપર તેડી ગઈ, ને નોકરપણ કહ્યા વગરજ સામાન લઈને મારે વાસ્તે તૈયાર કરેલા ઓરડામાં મૂકી આવ્યો. હું પણ કપડાં બદલીને માસીજી પાસે ગઈને પ્રણામ કરીને સામી બેઠી. એટલે માસીજીએ બધાની ખબર પૂછી. મેં માસીજીને બધાના સમાચાર કહ્યા અને પછી મારી કુજેતીની વાત કહી, અને કહ્યું કે તમારી પાસે શીખવા આવીછું. માસીજીએ બધી વાત સાંભળીને ધીરેથી કહ્યું કે વહુ ગભરાશો નહીં હોય એમ પણ થાય. પણ હવે તમને ખંત છે તે જલદી શીખી શકશો. વખતે બગડે પણ ખરૂં તેમાં ગભરાવું નહીં. એમ કહી સુશીલાને બોલાવી એટલે સુશીલા તરત આવી તેને માસીજીએ કહ્યું કે કાલથી તારી સાથે રાખીને મનોરમાને કામકાજમાં સમજ પાડજે. બીજે દિવસથી હું કામકાજ કરવા લાગી. ઘણી વખત મારાથી ઘી, તેલ વીગેરે ઢોળાઈ જઇને બગાડ થતો પણ માસીજીએ મને એક પણ શબ્દ કહ્યો નહીં, અને ધીરેથી સમજ પાડીને દરેક કામ શીખવ્યું. બે મહીનામાં હું બધું રાંધતાં શીખી અને મુરબ્બો, અથાણું અને થોડો સારી ચાજો બનાવતાં પણ શીખી, ને તે દરમ્યાન વિમળા બહેનને પુત્ર જનમ્યો એટલે માસીજીએ મને સુવાવડના કામમાં પણ માહીતગાર બનાવી. માસીજીના ઘરની વ્યવસ્થા ઘણાજ સારા પ્રકારની હતી. અનાજથી તે પાણીના પવાલા સુધી દરેક પોતપોતાની જગોએ ગોઠવેલાં હતાં, અને ચોકખાઈ પણ સારી રેહેતી હતી. સુશીલા પણ ઘરમાં એકજ નોકર છતાં એવી ઝડપથી કામ કરતી કે નવરીને નવરી. માસીજીપર માના જેવુંજ હેત હતું ને પડયો બોલ ઝીલી લેતી. અને માસીજી પણ વિમળા બહેનમાં ને સુશીલામાં બીલકુલ ફેર ગણતાં નહીં. હું ત્યાં રહી તે દરમ્યાન મને એમનો બધાનો પોશાક સારો લાગતો તેથી હું પણ બદન તથા મોજાને પેનશન આપીને સારી ડગલી સીવાડી હતી તે પહેરતી. આ પ્રમાણે મને ત્રણ માસ થયા એટલે માસીજીએ કહ્યું કે વહુ સુરતથી કાગળ આવ્યો છે તેમાં મોટી બહેન આવતી કાલે બપોરે તમને તેડાવે છે. મારા ધારવા પ્રમાણે તમને કામકાજ પણ આવડયું છે, તેથી મદન મોહન તમને સ્ટેશને મુકવા આવશે અને ત્યાં લલીત મોહન તેડવા આવશે. એટલે તમને અડચણ નહીં પડે. હું આજે મોટી બહેનને

કાગળ લખુંછું કે મનોરમા આવે છે. ત્યારે મેં કહ્યું કે તમે જેમ કહેશો તેમ કરવા તૈયાર છું. મે પણ તેજ દિવસે જમીને સાંજના મારો સામાન બાંધી લીધો. ને બીજે દિવસે જમીને બધાને મળી ભેટીને હું સુરત જવા નીકળી. દીયરજી સ્ટેશનપર આવ્યા હતા ને ગાડીમાં બેસાડીને કહ્યું "કે ભાભી સંભાળીને જજો ને પહોંચીને કાગળ લખજો."એટલે ગાડી ઉપડી ને તેઓ તેમને ઘેર ગયા. સુરતના સ્ટેશન સ્વામીજી તેડવા આવ્યા હતા. તેમણે મને જોતાંજ હસીને કહ્યું કે "મનોરમા તું તો ઘણીજ બદલાઈ ગઈ છે, મેં તો પહેલાં ઓળખીજ નહીં." મે શરમથી નીચું જોયું ને અમે બન્ને ઘોડાગાડીમાં બેઠાં. ગાડી ચાલી એટલે સ્વામીએ પૂછયું "મનોરમા તને શું આવડયું તે કહે. તે દિવસે રાંધ્યું હતું તેવું રાંધશે કે નહીં." મેં તરત સ્વામીને કહ્યું "સ્વામીનાથ ફરી એ વાત સંભારશો નહીં. મારો જીવ એ વાત સંભારતા બળી જાયછે. પણ હું પરમેશ્વરનો પાડ માનુંછું કે તે વિશે મારી આંખ ઉઘડી ને હું હવે મારો પત્નીધર્મ તમને સંતોષ ઉપજે તેવી રીતે બજાવીશ. વારૂ પરમેશ્વર માસીજીનું કલ્યાણ કરજો કે તેણે મને પોતાની દીકરીની માફક કેળવીને બધું શીખવ્યું. અને હું પણ મારા પિતાજીને સમજાવીને પ્રેમપ્રતિમાને પણ ગૃહકાર્ય શીખવવાનું કબુલ કરાવીશ. નહીં તો તે દુઃખી થાય. "ભણેલાંજ, કાંઈ કેળવાયલા કહેવાય નહિ પણ સાથે ગૃહકાર્ય આવડતું હોય તોજ કેળવાયલા કહેવાય" એમ હું હવે સમજીછું.

ઘેર જઈ કપડાં બદલીને સાસુજીને પ્રણામ કરી તેમની પાસે બેઠી, ને પછી બધાના સારા તાજાની ખબર કહી એટલામાં જમવાની વખત થઈ ને અમે જમવા ગયા. પણ મહારાજ સારૂં રાંધતો ન હોવાથી મને તો કાંઈ ભાવ્યું નહીં. હું થોડું ખાઈને ઉઠી ગઇ. ઓરડામાં જઈ સ્વામીને મુખવાસ (પાન) આપીને ધીરેથી કહ્યું "કે સ્વામીનાથ જો માનો તો એક વાત કહું અને એક ચીજ તમારી પાસે માગું." સ્વામીએ હસીને કહ્યું કે ખુશીથી આપીશ તારે જે જોઈએ તે હું ખુશીથી આપીશ" ત્યારે મેં કહ્યું કે "આ ભટને કાલથી રજા આપો અને હું રાંધીશ." મારૂં બોલવું સાંભળીને સ્વામીજી તો ખુબજ હસ્યા ને બોલ્યા કોણ ? તું રાંધવાની છે ? મનોરમા તું બોલતી નહિં તું રાંધવાનું કહેછે

ને મને તેં તે દીવસે રાંધ્યું હતું તે સાંભરી આવેછે. મેં કહ્યું કે હવે એવાં બહાના કાઢી ફરી નહીં જવાય. સ્વામીએ કહ્યું કે મારી તો હાજ છે, જો માજી હા કહે તો કાલથી રજા આપીએ. એટલે હું ઊઠી સાસુજી પાસે ગઈ. સાસુજી પથારીમાં જાગતાં સુતાં હતાં ત્યાં જઈને હું પાસે બેઠી એટલે સાસુજીએ કહ્યું કે "વહુ કેમ રાતની વખતે અહીંઆં આવ્યાં છો ? તબીએત તો સારી છે ?" મેં કહ્યું હા તબીએત તો સારી છે, પણ હું તમારી પાસે એક ચીજ માગવા આવીછું તે આપ્યા વગર નહીં ચાલે. સાસુજીએ બેઠાં થઇને કહ્યું કે વહુ લગ્ન પછી આજેજ મારી પાસે માગવા આવ્યાં છો તો મારાથી અપાય તેવું હશે તો તમને આપીશ. એટલે મેં કહ્યું કે તમારાથી અપાય તેવુંજ છે. કાલથી ભટને રજા આપો. એટલે સાસુજીએ મારે વાંસે હાથ ફેરવીને કહ્યું કે વહુ ભટને રજા આપવાની જરૂર નથી. પરમેશ્વરની મહેબાનીથી આપણે ભટ રાખી શકીએ તેમ છે અને તે દિવસે મેં તમને કહ્યુ તેમાં ખોટું લગાડશો નહિં. એ તો દરેક બૈરાંને રસોઈ કરતાં તથા ગૃહવ્યવસ્થા શીખવું અવસ્યનું હોવાથી અને તે વાતની આવડત તને ન હોવાથી મને ખોટું લાગ્યું તેથીજ મેં તને કહ્યું. હવે તને આવડયું જાણી મને સંતોષ થયો. ને ભટને હું રજા આપવાની નથી. મેં ધીરેથી કહ્યું ના સાસુજી એમ નહીં ચાલે, મારૂં માગ્યું તમારે આપવું પડશે. કાલથી રજા આપો. તમને પ્રભુએ પૈસા આપેલા છે તે બીજા કામમાં ખરચજો. પણ મારી આટલી ઇચ્છા તો પુરી પાડવીજ પડશે. આખરે મારા સાસુજીએ ભટને રજા આપવા હા કહી ને મારૂં ધાર્યું થયું.

હમણા અમે વસ્તારી થયાં છીએ. અને વૃદ્ધ સાસુજી પોતાના ત્રણ પૌત્ર ને બે પૌત્રીને આખો દિવસ પોતાની નજર આગળથી ખસેડતાં નથી. અને હું પણ રાંધી પરવારીને ઘર સાફસુફ કરી સાસુજી પાસે બેસીને ઘણા હેતથી માસીજીને યાદ કરીને સાસુજીને ઘણી વખત કહુંછું કે માસીજીને લીધેજ મારો ને મારે લીધે મારી નાની બહેન પ્રેમપ્રતિમાનો સંસાર સુધર્યો. કેમકે તેને મેં મારી પાસે રાખીને બધું શીખવ્યું, તેથી એ પોતાને સાસરે સુખી છે. ને હું પણ આનંદમાં દિવસ ગુજારીને

માસીજીને હરવખત યાદ કરૂછું, ને પરમેશ્વર તેમને સદા સુખી રાખે એમ હું રોજ પ્રાર્થના કરૂછું. સાસુજી તથા સ્વામીજી ઘણી વખત મને કહે છે કે મનોરમા તે દિવસે તેં રાધ્યું હતું તેવું ફરી એકવાર રાંધ. એ વાત સંભારીને અમે ઘણાંજ હસીએ છીએ ને મારા ત્રણ છોકરા તથા બે છોકરીને પણ તે સાંભળીને આશ્ચર્ય થાય છે.

સુંદરી સુબોધ.

---

# સ્વ. સૌ. વિજયાલક્ષ્મી.

## ૧૬૭—સુવર્ણમાળા.

દરેક સ્ત્રી. પછી ગમે તેટલી તે કેળવાએલી હોય પણ તેણે યાદ રાખવું કે પોતાના પતિનો પ્યાર તે એક અમૂલ્ય જવાહીર છે. તે મેળવવાને દરેક રીતે યત્ન કરવો, તે સાચવી રાખવાને પણ યોગ્ય થઈ યત્ન કરવો; કે મરણ પછી પણ એ પ્યારરૂપી જવાહીરનો વારસો આપણા બાળકને મળે.

દરેક રંક યા રાય, વિદ્વાન કે સામાન્ય, પણ સદ્‌ગુણી ગૃહિણીના જીવનની શ્રેષ્ટતા માત્ર તેણે મેળવેલા પતિપ્યારથીજ છે. પતિ એજ જેનું જીવન છે, પતિ એ જેનાં પ્રાણુનોએ પ્રાણ છે તેને પછી કદીએ પતિનો દરજ્જો કે તેના પૈસા કે વૈભવ સત્તા કે વિદ્વત્તાનો વિચાર આવતો નથી. અને હું કહીશ કે તેજ સ્ત્રી સાચી સતી છે.

પોતાની જીવનવેલ પતિનાં જીવનવૃક્ષમાં સંકેલવી તેના કરતાં અધિક ઉત્તમ તે શું હોઈ શકે? વિશ્વસમૃદ્ધિ પતિપ્રેમ આગળ જે તુચ્છ ગણી તજે છે તેનેજ ધન્ય છે. પત્નીપ્રેમની કીંમત તેવે સમયેજ થય છે.

સીતા, સાવિત્રી, દમયંતી, ને અનસૂયા. એ સર્વ આર્યાવૃત્તનાં સ્ત્રી રત્નોએ પોતાના પતિવ્રત માટે પ્રાણ આપ્યા છે. શીયળ માટે ઘણાં દુઃસહ

દુઃખો સહન કર્યાં છે. તે મહાન સતીઓએ રાજા મહારાજાનાં વૈભવ ત્યાગ કરીને જંગલમાં મંગળ કરીને મઢૂલીમાં સુખ મેળવી પતિથી આનંદ ભોગવ્યો છે.

જગતમાં અક્ષય કીર્તિસ્થંભ તેમણેજ રોપ્યા છે, કરમાય નહિ તેવા અક્ષય કીર્તિ કુસુમોની માળા તેમના કંઠેજ હતી.–તેમને થઈ ગએ ઘણાં વર્ષો વહી ગયાં છે. પણ હજુ એ ભારત ભૂમિમાં તેમની યાદ તેવી ને તેવી તાજી છે. શું તે ભુંસાય તેવી છે ?

સ્ત્રીની અંદર એક દૈવી ગુણ છે તેનું નામ “પ્રેમ” કે કંઈ અન્ય હોય પણ તે સર્વ જગતથી જુદી છે. કારણ જો કોઈ ચતુર પુરૂષ સ્ત્રી પસંદ કરે તો તે કયા ગુણને માન આપે છે ? રસોઈ આવડવી, ભરત ચિત્રનું કામ, બે ત્રણ ભાષાઓનું જ્ઞાન, ગાતાં બજાવતાં, નર્સ થવું, સુંદર છોકરાંને જાળવવાં, વગેરે આવડતમાના કયા સદ્‌ગુણને પસંદ કરે છે ? પણ સ્ત્રી કે પુરૂષ ઉભય પોતાની પસંદગી તો આત્મા ઓળખી કરે છે. ‘આત્મા ઓળખે તે વર નહિ તો પર” તેવી રીતે બાહ્ય સમૃધ્ધિનાં સાધનો કંઇપણ કામ આવતાં નથી પણ એક હૃદય, આત્માજ ઉપયોગમાં આવે છે, માટે પતિ–પત્નીએ સદ્‌વર્તન રાખી હૃદય–આત્મા નિર્મળ રાખવાની જરૂર છે.

ઘણાંએ કેળવાએલા દંપતી પણ એક બીજાને વાસ્તે ઘણીવાર અસંતોષી રહે છે. પણ હું ધારૂં છું કે જો તે એક બીજાનાં નિર્મળ હૃદયમાં પોતાનું પ્રતિબીંબ જુએ તો પછી તેવી ફરિયાદ રહે નહિ, ને મતભેદ પણ થાય નહિ, હિંદુસ્થાનમાં બાળલગ્નથી એક જાતનાં નહિ પણ અનેક જાતનાં કજોડાં થાય છે. મનના, તનના, વિદ્યાના, વયના વિત્તનાં ને વિચારનાં અનેક કજોડાં ! પણ કેળવાયલાંએ પોતાનો સંસાર સુધામય કરવાને વાસ્તે, એક બીજાનાં દોષ કાઢીને કુસંપ પેદા કરવા કરતાં, તેને અનુકૂળ થવું તે શ્રેષ્ટજ છે.

અલબત્ત જ્યાં સદ્‌વર્તન નથી ત્યાં તો કશું નથી, એમજ મારૂં તો માનવું છે; માટે પતિનો પ્રેમ મેળવી ગૃહરાજ્યનાં રાણી થવા સદ્-

વર્તન સ્ત્રીઓને તો ઘણુંજ કામનું છે. સ્ત્રીમાં ભલે કદી ઘણી ચતુરાઈ ને ઘણી આવડત હોય પણ સદ્દ્વર્તન વિના તે નકામી છે. માટે ગૃહરાણી ગૃહ–સચીવ સ્ત્રીએ અવશ્ય સદ્દ્વર્તનશાળી થવુંજ જોઇએ.

સ્ત્રીઓનાં સદ્દ્વર્તનમાં શીયળ તે મૂખ્ય છે. શીયળ વિના સર્વ કાંઈ તુચ્છ છે. માટે મનની દ્રઢતાએ સંપૂર્ણ રીતે શીયળ પાળવું ને બીજા પણ અનેક સદ્દગુણોનું સ્ત્રીઓએ પાલન કરવાનું છે. શીયળ વિનાની સ્ત્રી અમાસ રાત્રી કરતાંયે ભયંકર છે. તેની આવડત, તેના બીજા ગુણો, તેની વિદ્યા કે તેનું સૌંદર્ય સર્વ નકામું–નકામુંજ છે!

શરીર સૌંદર્ય એ કાંઈ બહુ મોંઘી ને માનલાયક ચીજ નથી. તે તો એક હલકામાં હલકી સ્ત્રી પાસે પણ હોય છે. પતિપ્રેમ જે ઉમદા સદ્દ્વર્તનનો ગુણ છે એ એક મોંઘામાં મોંઘી ચીજ છે, કારણ તે કવચીતજ મળી આવે છે. જ્યાં તે છે ત્યાં સ્વર્ગનાં સુખ હેઠાં ઉતરે છે.

સ્ત્રીઓએ જેટલો શ્રમ સૌંદર્ય માટે લીધો છે ને લે છે, તેના જેવો શ્રમ જો સદ્દ્વર્તન માટે લીધો હોત તો ખરેખર ભારત ભૂમિ પ્રાચીનપ્રણાનું તેજ હજુ ધારતી હોત. પણ અફસોસ! આજકાલતો નવાં નવાં ફેશન વાળાં લુગડાં, ઘરેણાં પહેરીને પરી થઈને પુરૂષોમાં વખણાવાનું મન સર્વને થાય છે. સાબુ, સેન્ત, સુગંધી તેલો, સાડીઓ, પોલકા, પાઉડર, બુટ, છત્રી, કંઈ કંઈ વધી પડયું છે, જેથી હિંદનું હતભાગ્ય પણ વધ્યું છે!

વળી આધુનિક ગરમ પાણીનો રિવાજ પણ પ્રમાણમાં વધી પડયો છે. જ્યાં ત્યાં, ચ્હા, ચ્હા, ને ચ્હા! 'ખાવા ખોતેરાં ને પીગાંણાં બહોતેરાં'–તેમ દિવસમાં બે ત્રણ વખત ચ્હા! આ રિવાજ પણ નુકસાનકારક છે. આર્થિક ને શારીરિક બન્ને રીતે નુકશાન કરે છે, મિથ્યા ખટપટ ને કામ વધારે છે, માટે બનતા પ્રયાસે ચ્હાને સત્વર કાઢી નાખવી. શ્રીમંતનું અનુકરણ નિર્ધન કરે તો તે વધારે નિર્ધન થાય માટે પ્રથમ તો શ્રીમંતો એજ સર્વ રીતે વિચાર કરવાનો છે. ઉત્તમ દૂધ રૂપી અમૃત મૂકીને ચ્હા રૂપી વિષનું પાન શા માટે કરવું ને પ્રજાને કરાવવું જોઈએ? ગરમ પાણી

વિલાયત જેવા ટાઢા દેશને યોગ્ય હશે પણ હિંદ ગરમ હોઈ તેને માટે યોગ્ય નથી માટે ઝેરી જંતુની માફક તેનો નાશ કરવો.

સ્ત્રીઓએ આળસુપણે પોતાનો કાળક્ષેપ વૃથા કરવો નહિ જોઈએ. આપણી પાસે સમય હોય તેનો સદુપયોગ કરવો. નકામી નિંદા કુથલી કે નમાલી વાતો કે આળસુપણે સુવામાં કે દેવ દર્શનના ઢોંગ કરવામાં ગુમાવી દેવો જોઈએ નહિ. ભરવું, ગુંથવું, સાંધવું, સીવવું, રાંધવું, ઘરકામ, વાંચવું, વિચારવું, લખવું, પ્રભુ સ્મરણ, છોકરાં હોય તો તે, એમ અનેક રીતે સદ્પ્રવૃત્તિમાંજ પોતાનો સમય ગાળવો. કદી પણ કલેશ નિંદા ને ગામ ગપાટામાં ગાળવો નહિ. સમયનો સદુપયોગ એજ શ્રેષ્ટ જીવન છે, જેટલો સમય વ્યર્થ ગુમાવ્યો તેટલું જીવન વ્યર્થ ગુમાવ્યું જાણવું.

આધુનિક કાળે સ્ત્રીઓ ભરતાં ગુથતાં શીખે છે, તે સારી વાત છે પણ ઉપયોગ વગરનું નકામું ખરચાળુ ભરત નહિ ભરવું જોઈએ. વોરાઓનાં નકામાં બીલ વધ્યે જાય એ પણ કંઈ આવડત કે ગૃહસ્થાઈ નથી. માટે હંમેશા ઉપયોગી કામ કરતાં પહેલાં શીખવું જોઈએ. શ્રીમંતો કદી કરે તો ભલે પણ સાધારણ સ્થિતિવાળાએ તો બહુજ સંભાળ લેવાની છે. તેઓએ એવાં નકામાં ખોટા ખર્ચોથી બચવાનું છે.

વળી સ્ત્રીઓની અંદર એ પણ એક વધી પડયું છે, તે એ કે ભણવા ને લખવા વાંચવાનો ડોળ! બેવકુફ જેવી હોય પણ પુસ્તક લઈને બેસે. પછી ભલે પાંચ દહાડે પાનું પુરૂં થાય, ને પુર્નજન્મે સમજાય, પણ બાઈ સાહેબ ભણેલાં છે. ઘરનું કામ સંભાળે નહિ, તે તો હલકું. છોકરૂં તેડતાં શરમાય તે આયાઓ જોઈએ. સખીઓને ચાહાપાણી હોય, કદી કંઈ મેળાવડો હોય તો હાજર. બાળક ઘેર રોઈ મરે ને વર આંટા ખાયા કરે. નાટકમાં તો તૈયાર! આ કુટેવો પણ સુધારવીજ જોઈએ. વાંચવું લખવું જો કે અવશ્યનુ છે, તોપણ તેની ઉપયોગીતા ને નિયમ ઉપર આધાર રાખે છે. ઘરની આવક–યોગ્યતાનો વિચાર નહિ, વાંચે પણ વિચારવાની શકિત નહિ, અમલમાં આણવાની શકિત નહિ, બાળકની સંભાળ?

નહિ, પતિની આજ્ઞા કે પ્રેમની દરકાર નહિ, એ વાત કોઈ પણ રીતે આપણાને શોભતી નથી. માટે તેવા સુધારાના ખોટા ડોળને ધિક્કારવા જોઈએ.

પરણ્યા પછી દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો એજ છે કે તેણે તેનાં પતિનો પ્રેમ હરેક રીતે સંપાદન કરવો જોઈએ. તેના હૃદયને ઓળખી લેવું જોઈએ, આત્માથી એકતા સાધવી જોઈએ, તેને દરેક રીતે સુખ સંતોષ ને આનંદ આપવા જોઈએ. તેમને અખૂટ પ્રેમ આપીને પ્રેમના બદલામાં પ્રેમ મેળવી લેવો જોઈએ ને સંસાર સ્વર્ગ કરવો જોઈએ.

દરેક બાળકને માટે તેની માતા જવાબદાર છે. તેની શારીરિક માનસિક નૈતિક ને આધ્યાત્મિક દરેક ઉન્નતિને માટે તેની માતા જવાબદાર છે. બાળકનાં બુદ્ધિબળ, વિદ્યા ને સદ્વર્તન એ સર્વ માતાનાં ઉપરજ આધાર રાખે છે, માટે ભવિષ્યમાં સારી પ્રજા ઉત્પન્ન કરવાને માટે માતાએ દરેક રીતે નિયમિત ને સદ્વર્તનવાળાં થવું જોઈએ. માતાનાં ચારિત્રની ઉત્તમ યાતો અધમ છાપ જે બાળકનાં મગજમાં પડે છે, તે કાળે કરીને પણ ભુસાતી નથી. બાળપણથીજ પુત્ર પુત્રીઓને ધર્મનીતિનું શિક્ષણ જો ગૃહદ્વારા દીધું હોય તો પછીથી શાળામાં વાંધો આવે નહિ. ને શાણી પ્રજા સંપાદન કરી શકાય, ને આધુનિક કેળવણીને ધર્મ નીત રહીત ગણાય છે તે પણ ગણાય નહિ. પણ તે સર્વ ફરજોને માટે માતાજ જવાબદાર છે. કેળવાએલી સુજ્ઞ માતા બાળકનું ભાગ્ય નથી ઘડી શકતી પણ ચારિત્ર તો ઘડીજ શકે છે. ઘણા પુત્રો ઘણી લક્ષ્મી કે ઘણો વૈભવ વિદ્યા, તે ભાગ્ય ને આધારે છે. પણ સદ્વર્તનમય ચારિત્રતો ફકત માતાને આધારે છે. માતા બાળકનો પહેલો ગુરૂ છે.

દરેક ડાહી સ્ત્રીએ પોતાના ગૃહમંદીરમાં આવક ને વ્યયનો હીસાબ રાખવો ઘટે છે, ને જો કે કંજુસાઈ નહિ પણ કરકસર તો કરવીજ જોઈએ. નાતવરા, વરઘોડા, મરણ, જનમ, ને લગ્નનાં ખરચોમાં, ફુલણજીની પેઠે કરજ કરીને ફુલેકામાં, શ્રીમંતો તેમજ ગરીબ સરખાં છતાં ! આ રિવાજો સામે પણ ટક્કર ઝીલવાની છે. અને તેમાં એ સ્ત્રીઓએજ

પોતાનું મન દૃઢ કરીને મજબુત રાખવાનું છે. વળી બીજી બાજુએ પૉલીસનાં માલ, જાપાની સાડીઓ ને સીલ્કો ને બીજી અનેક શોખમોજની આંખને આંજે તેવી ચીજો માટે પણ પ્રથમ સ્ત્રીઓએજ મન મજબુત રાખવાનું છે. એ બન્ને બાજુએ થતાં ખોટા ખર્ચનો બચાવ કરવો ખાસ જરૂરનો છે. પોતે તેમજ ગૃહકુટુંબને ખાસ ઉપયોગ વગરની શોખની કોઈ પણ ચીજ નહિ ખરીદવી, ને આહાર, વિહાર ને પોશાકમાં નિયમિતપણું, સાદાઈ ને સ્વચ્છતા રાખવાં.

---

# બહેન ૨ + +

## ૧૬૮—જેનવેલ્શ.

યુરોપખંડના પ્રખ્યાત ગ્રંથકાર મી. કાર્લાઇલની પત્ની જેનવેલ્શનું ચરિત્ર દરેક સ્ત્રીએ જાણવા લાયક છે.

જેનવેલ્શનો જન્મ યુરોપખંડના એક દેશ સ્કાટલાંડમાં થયો હતો. સ્કાટલાંડ દેશ આપણા રાજ્યકર્તા અંગ્રેજ લોકોના મુલક ગ્રેટ બ્રિટનનો ઉત્તર તરફનો ભાગ છે. મુંબાઇથી એડન થઈ, તાંબડા સમુદ્ર અને સુવેજની નહેરમાં થઈ, બ્રીંડાસી બંદરને રસ્તે તે દેશમાં જતાં આશરે સોળથી અઢાર દિવસ લાગે છે.

તેની મા ડાહી ને દીર્ઘદૃષ્ટિવાળી હતી. સુકેળવણીની મનુષ્ય માત્રને કેટલી જરૂર છે, તે પોતે સંપૂર્ણ સમજતી હતી અને પોતાના ઉમદા વિચાર અનુસાર પોતાની પુત્રીને ભલી પત્ની અને ડાહી માતા બનાવવા ઇચ્છતી હતી. તેથી નાની જેનને બાલ્યકાલથીજ પ્રશંસાપાત્ર શિક્ષણ શરૂ થયું હતું, અને પરિણામે તે વિદુષી બની હતી.

જેનવેલ્શ વિદુષી હતી એટલુંજ નહિ પણ તે ઉપરાંત તેનામાં મોહક ખુબસુરતી, વિશાળ બુદ્ધિબળ, ડહાપણ, ને સહનશીલતા એ સર્વ ઇશ્વરી બક્ષીસ હતી.

તે દેશની લગ્નપદ્ધતિ આપણી અર્વાચીન લગ્નપદ્ધતિથી જુદી છે. તેઓમાં વરકન્યાની જાતેજ પસંદગી થાય છે, અને વડીલોની તેમાં સંમતિ લેવાય છે.

જ્યારે જેનવેલ્શને તરૂણાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે તેને ટામસ કાર્લાઇલ નામના યુવક સાથે ઓળખાણ થયું. તે વખતે કાર્લાઇલ એક શાળામાં શિક્ષક હતો, ને તેની સ્થિતિ કંઈ વધારે ઉંચી નહતી. પરંતુ તેની સ્વાભાવિક બુદ્ધિ ઘણીજ પ્રશંસાપાત્ર હતી. જેનવેલ્શ તેની ઉચી બુદ્ધિ જોઈ આશ્ચર્ય સાથે મોહ પામતી અને બીજાં માગાં છતાં એ મહાન બુધ્ધિમાં પોતાની ઉજવલ બુધ્ધિનું સંમીલન કરી તેને વધારે પ્રશંસાપાત્ર બનાવવાની લાગણીથી તે કાર્લાઇલને પરણી.

જેનવેલ્શ પતિને અતિ પ્યારથી ચાહતી, પણ પતિ તરફના પ્રેમનો પહેલેથીજ તેવો પ્રતિધ્વનિ થતો નહિ. કાર્લાઇલ તેના તરફ બેદરકાર ને લાગણી વિનાના અંતઃકરણે વર્તતો, અને બીનકસુરે તેની તરફ કઠોર વર્તણુક રાખતો.

ગરીબ કે તવંગર, સુખી કે દુઃખી સર્વ સ્ત્રીઓ પતિ તરફનાં મધુર વચન અને મંદહાસ્યની સર્વદા આશા રાખે છે. જ્યારે તેમાં નિરાશ થવાનો સમય આવે છે, ત્યારે તેના દુંકા–મંદભાગ્યની પરિસીમાજ થાય છે. જેનવેલ્શના ભાગ્યમાં એટલો આનંદ, એટલું સુખ, એટલો સંતોષ, પણ લખાયલો નહતો.

નાટયમાં, પાર્ટીઓમાં, કલબમાં, ફરવા કે હવા ખાવા સર્વ જગોએ તે એકલોજ પત્ની સિવાય જતો. સામાન્ય રીતે વિલાયતમાં કુટુંબ સાથેજ જમે છે. પણ આ પત્ની પતિ સાથે ભોજન પણ લઈ શકતી નહિ. કાર્લાઇલ હમેશાં એકલોજ જમતો.

પોતે પત્ની તરફ આટલો બેદરકાર કઠોર હતો છતાં પોતાનાં સુખ સ્વચ્છંદના સંબંધમાં જેનવેલ્શ કદી ઉદાસીપણું જણાવતી તો તે અતિશય ગુસ્સે થઇ જતો હતો.

લગ્ન પછી કાર્લાઇલ મહાન ગ્રંથકાર તરીકે બહાર પડયો. પરંતુ દિલગીરી સાથે જણાવવું જોઈએ કે પત્નીના સંબંધમાં તેની લાગણી શુષ્કજ રહી. સ્વામીરચિત વિષયો સાંભળવાને જેનવેલ્શ હમેશાં આતુર હતી પણ પતિની ક્રુરતાએ એટલી ઇચ્છા પણ તૃપ્ત થતી નહિ. જેન તરફ પતિનો હમેશાં અન્યાયી વહેવાર હતો, તિરસ્કાર હતો, બેદરકારી હતી, કઠોરતા હતી, અને તે પણ સબળ કારણ વિના બીનકસુરેજ.

આર્ય પત્નીઓ પતિના ગમે તેવા નિર્દય જુલમ માટે પણ પતિથી છૂટી પડી શકતી નથી. પરંતુ યુરોપીયન બાનુઓને "ડાઇવોર્સ ' (છુટાછેડા)નો અધિકાર છે, અને તેમાં કાયદો તેનો મદદગાર છે. આવા અધિકારનો -કાયદાનો સંપૂર્ણ લાભ લેઇ શકવાને સમર્થ છતાં જેનવેલ્શ-તે સહનશીલ દેવી સર્વ પ્રકારની ગંભીર મનોવ્યથા મૌન મુખે સહન કરતી, પતિની સેવા કરતી, તેને ખુશી રાખવાના યત્નો કરતી. ચાકર નોકરને કરવા જેવું કામ પણ પતિની ખુશી માટે ઘણી વખત જાતેજ કરતી. અને તે સર્વથી વધારે વખાણવા લાયકતો એ હતું કે પોતે પતિને જીગરના પ્યારથી ચાહતી. "ન્હાવું ને સ્હેવું " **પ્રેમ ને ધૈર્ય** એ સ્ત્રી જીવનની સાફલ્યતા-વાળાં મહાન સૂત્રને તે અક્ષરશઃ અનુસરતી.

સગાં કે સાહેલી પાસે તેણે કદીપણ પતિની વર્તણુક માટે ફરિયાદ કરી નહોતી. પરંતુ આ અસહ્ય વેદનાથી દિનપ્રતિદિન તેનું સ્થૂલ શરીર ક્ષીણ થવા માંડયું અને આવી હૃદયભેદક સ્થિતિમાંજ યુવાન વયે તેનો કાળ થયો. પત્નીના ભોગે પતિની લાગણી જાગ્રત-સતેજ થઈ. હવેજ તેને પત્નીના સદ્ગુણ, ભલાઇ, કર્તવ્યપરાયણતા, સહનશીલતા, અને પ્રેમની ખરી પરીક્ષા પડી. વિયોગે વ્યાકુળ બની તે ઝુરવા લાગ્યો. પણ સમય ચાલ્યો ગયો હતો અને છેવટ પર્યંત દુઃખ ભોગવી જેન સદાને માટે સમાધિમાં સૂતી હતી. કાર્લાઇલે પત્નીની ઘોર ઉંચી જાતના સંગેમરમરની બંધાવી અને તે પરના સફેદ ને સ્વચ્છ આરસપર લેખ કોતરાવ્યો કે—

**અત્યુત્તમ પત્ની, સહનશીલ સુન્દરી, ક્ષમા અને દયાની દેવી, પતિની કઠોરતાનું ભોગ થયેલ કોમળ પુષ્પ, જેન. વેલ્શે જુવાન વયે આ ભૂમિપર શયન કર્યું છે.**

તે હમેશાં કબ્રસ્તાનમાં મંદ પગલે, શોકાતુર ચહેરે પત્નીની સફેદ ઘોર પાસે જતો. તે પરનાં "ક્રૉસ" ને અતિ પૂજ્ય ભાવે પોતાના હોઠ લગાડતો, અને ઘુંટણ મંડીએ પડી તેણીના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરતો; અને અનુતપ્ત હૃદયે, બળતા અંતઃકરણે, સજળ નયને, ગુજતે સાદે કહેતો કે "મારી કઠોરતાની ભોગ થઇ પડેલ નિર્દોષ પ્રિયા, મારા જડ ને લાગણી વિનાનાં અંતઃકરણથી દુભાયલી પ્રિયા, તારા પ્રત્યેની મારી વર્તણુકને માટે મને ક્ષમા કર." છેલ્લે છેલ્લે પણ આ નિખાલસ દિલના ઉદ્ગાર જેનવેલ્શે શ્રવણ કર્યા હોતતો કેટલા કર્ણપ્રિય થઇ પડયા હોત. !

જેનવેલ્શની સહનશીલતા ને સદ્ગુણો ઉપરાંત આ જીવન લખવાનો ઉદ્દેશ તેનો આત્મસંયમ છે. સ્વામી તરફથી ગમે તેવી વર્તણુક સહન કર્યે જવી એ આર્યબાળાઓને માટે ફરજ્યાત-સામાન્ય થઇ પડયું છ. પરંતુ યુરોપીયન સ્વતંત્ર મગજની સ્ત્રીઓને માટે તેમ નથી. તેઓ ધારેતો કોર્ટથી પણ વાજબી ન્યાય મેળવી શકે છે. તેમ છતાં પતિનો સુયશ કોઇપણ પ્રકારે ઝાંખો ન પડે એજ આંતર ઇચ્છાએ જીંદગી પર્યંત સહન કરી પોતાની અવિચલ કીર્તિ આ દુનિયા પર કાયમ રાખી ગઇ એવી બ્હેન જેનવેલ્શને ધન્યવાદ ઘટે છે.

**સુંદરી સુબોધ.**

---

# બહેન ૨ - -

## ૧૬૨—માતાની નજીવી ભૂલોનાં ભયંકર પરિણામો.

૧

શિયાળો હોવાથી ટાઢ બહુ પડતી હતી. મણીગૌરીએ પોતાના કીકાના ઘોડીઆં પાસે ગરમી માટે અંગારા ભરી સઘડી મૂકી. ઘોડીઆંની ઝોળીમાંથી કપડું લટકેછે, કે ઝોળીની દોરી સઘડીને અડકે તેમ છે કે કેમ ? તેની તપાસ કર્યા સિવાય સઘડી મૂકી તે ચાલી ગઈ. કીકાને ઓઢાડેલાં કપડાંનો એક છેડો બહાર લટકતો હતો તે કીકાના પગની પાટુથી વધારે વધારે બહાર આવ્યો ને સઘડીમાંના દેવતા પર પડ્યો; કપડું સળગ્યું અને તે સાથે ઘોડીઆંની ઝોળી પણ સળગી ઊઠી મોટો ભડકો થયો. માણુસો દોડી આવ્યાં પણ મોડાં. કીકાનું શરીર દાઝી ગયું હતું, અને દવા દારૂ કરતાં છતાં નિર્દોષ બચ્ચું રીબાઈ રીબાઈને મરણ પામ્યું.

૨

જમનાની બાળકી નવેક માસની હતી. તેને ઘોડીઆં પાસે ગોદડી નાંખી તેપર સુવાડી પોતે રસોઈ કરવા બેઠી. ઘોડીઆંની ઝોળીની દોરી ગોદડી પાસેજ લટકતી હતી, તે રમતાં રમતાં છોકરીના હાથમાં આવી. રમતમાં તે દોરી છોકરીના ગળાં પાસે આવી. રમતાં રમતાં છોકરીએ ગુલાંટ ખાધી ને દોરી ગળાની આસપાસ વીંટાઈ. ઉપરા ઉપરી છોકરીએ બેચાર ગુલાંટો ખાધી ને દોરીનો ગળામાં ફાંસો આવતાં બિચારી બાળકીના રામ રમી ગયા.

૩

મહુ શેઠાણીનો કાકુ શિયાળામાં ચાર પાંચ મહીનાનો તંદુરસ્ત બાળક હતો. બચ્ચાંની એટલી ઉંમર ને શિયાળાની ઋતુ શીતળા કઢાવવા માટે

ઉત્તમ તક છે, છતાં મદુ શેઠાણીએ "થાય છે, કઢાવીશું, શી ઉતાવળ છે" કહી શીતળા કઢાવ્યા નહિ. શિયાળો વીતી જતાં આવતા શિયાળાપર વાત રાખી. પણ તે શિયાળામાં કુટુંબમાં લગ્નગાળો શરૂ થતાં, તે વખતે શીતળા ટંકાવવાનું મુલતવી રાખ્યું. એવામાં ગામમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો, ને કાકુને શીતળા નીકળ્યા. ઘણી ઘણી માવજતે છોકરો મુશીબતે બચ્યો. છતાં આખા શરીરપરનાં ચાઠાંથી કદરૂપો બની ગયો, ને જમણી આંખે ખોડ આવવાથી જન્મભર દુઃખી રહ્યો.

૪

શ્રાવણ માસમાં મોટી સાતેમે મોતી પોતાની નાની ભાણકીને લેઈ શીતળા માતાના દર્શન કરવા ગઈ. તે દિવસે સ્ત્રીઓ ટાઢે પાણીએ નાહ્ય છે, અને ટાઢું જમી અણુગોખ રાખે છે. વચમાં નદી આવતાં પોતે ટાઢે પાણીએ નાહીને કપડાં પહેર્યાં. નાની છોકરીના કપડાં ઉતારી "માતાજી માતાજી" કહી ઠંડા નદીનાં પાણીમાં છોકરીને બે ચાર વખત ઝબોળી. પવનના ઝપાટામાં છોકરીને ઠંડે પાણીએ નવરાવાથી સખ્ત શરદી થઈ, અને છોકરી બે ચાર દિવસમાં મરી ગઈ.

૫

ગંગાનો છોકરો જન્મ્યો ત્યારે તેના પેટનો મળ બારાબર સાફ થયો નહોતો. તેથી તેના પેટમાં દુઃખ્યાજ કરતું. આ દૂખાવાથી બાળક ઘણુંજ રડતું. ગંગાની ઊંઘમાં આથી ખલેલ પડતી, દેવ દર્શને જઇ શકાતું નહિ, બહાર જઇ શકાતું નહિ, વગેરે વગેરે તેને મુંઝવણ લાગતી. ડૉકટરને બતાવી યોગ્ય ઉપચાર કરવાને બદલે તેણે બાળકને અમલ (અફીણ) આપવું શરૂ કર્યું. ગરીબ બીચારૂં નિર્દોષ બચ્ચું ! ! અફીણના ઘેનમાં સુસ્ત થઈ પડી રહેતું. ધીમે ધીમે બાળકનું શરીર કંતાતું ગયું, પણ ગંગાના ધ્યાનમાં તે આવતું નહિ. તેણી સામટું અફીણ મંગાવી લેતી, અને ચમચામાંજ એક બાજુએ ચોંટાડી રાખતી. હંમેશાં સાંજરે તેમાંથી થોડુંક અફીણ બાળકને પાતી, અને બાકીનું ચમચામાં એક તરફ ચોંટાડી મૂકતી. એક દિવસ ચમ-

ચામાં દૂધ નાંખી અફીણ ઘોળવા બેઠી. એવામાં કાંઇક ઉતાવળનું કામ આવી પડતાં તેને ઊઠવું પડયું. તે અરધેક કલાકે પાછી આવી, ને પલાળેલું અફીણ પાવા માટે લીધું. અરધી કલાકમાં પેલું ચમચે ચોંટાડેલું બધું અફીણ પલળી દૂધ સાથે મળી ગયું હતું. તેનું ભાન ગંગાને રહ્યું નહિ. અને એમને એમ બાળકને અમલ પાઇ દીધું. અફીણનું ઘેન બાળકને ઘણું ચડયું. ઘણી મહેનતે પણ તે ઉતર્યું નહિ, અને દસ કલાકમાં ગંગાએ રતન જેવો પુત્ર ગુમાવ્યો.

૬

જડાવના છોકરાએ રાતનાં રડવા માંડયું. ઉંઘ બગડતાં તેણી ખીજવાઇ ગઇ, અને બિછાના પાસેનું ઘોડીઉં ખંખેર્યા કે ઝાપટયા સિવાય તેમાં છોકરાને નાંખી દોરીવતી હીંચોળવા માંડયું. ઘોડીઆંની ઝોળીમાં સૂતાંજ બાળકે કારમી ચીસ પાડી, અને તે પછી તો ઉપરાઉપરી ઘણી ચીસો પાડવા માંડી. જેમ જેમ બાળક વધારે ચીસો પાડે તેમ તેમ જડાવ વધારે દોરી ખેંચે, પણ બાળકની ચીસોનું કારણ તપાસે નહિ. છેલ્લે બચ્ચું રડતું રહી ગયું. સવારે જડાવ ઝોળીમાંથી છોકરાને લેવા ગઇ તો તેનું શબજ હાથમાં આવ્યું, અને ઘોડીઆંમાં એક ઝેરી વીંછી દેખાયો. બાળકના કુમળાં શરીરપર વીંછીના અનેક ડંખ હતા, અને તે ડંખની વેદનાથીજ બાળક ચીસો પાડી મરણ પામ્યું હતું.

૭

ગુલાબ છોકરાને દૂધ પાવા બેઠી, પણ છોકરાએ દૂધ પીધું નહિ. તેથી તે એમનું એમ દૂધ ઉઘાડું મૂકીને બાળકને લઇ ચાલી ગઇ. તેના ગયા પછી થોડીકવારે દૂધમાં ઉપરથી ગરોળીની લાળ પડી. કલાકેક પછી ગુલાબ પાછી આવીને વગર તપાસે પેલું ઉઘાડું દૂધ બાળકને પાયું. એકાદ બે કલાકમાંજ બાળકને શરીરે વિષ વ્યાપી ગયું ને તેનું મરણ થયું.

૮

સંતોક પોતાની દીકરીને સાકર નાંખેલું દૂધ પાઈ તેનું મોં ધોયા કે લૂછયા સિવાય એમને એમજ જમીનપર ગોદડું નાંખી સુવાડી કામે વળગી. થોડીવારે એક કીડી બાળકના હોઠને વળગી, અને ધીમે ધીમે ઘણી કીડીઓ ચડીને છોકરીના મોઢાની આસપાસ ને, અંદર જઈ ચટકા દેવા લાગી. થોડીકવારે કેટલાક મંકોડા પણ મોંએ ચડયા ને ચટકા દેવા લાગ્યા. છોકરી રડવા ને ચીસો પાડવા લાગી. સંતોકે આવીને જોયું તો છોકરીના મોંમાં ને મોંની આસપાસ અસંખ્ય કીડીઓ ને કેટલાક મંકોડા વળગી પડયા હતા. મહા મહેનતે મોં સાફ કર્યું. કેટલાક મંકોડા તો કેડથી તૂટી ગયા છતાં બાળકીને લીધેલો ચટકો મૂકયો નહિ. નિર્દોષ બાળકને આથી ઘણું દુઃખ પડયું.

૯

સ્ત્રીઓને સવાર કરતાં સાંજરે રસોઈની થોડી ચીજો કરવાની હોય છે, તેથી રસોઈમાંથી વહેલી વહેલી પરવારી માણેક પોતાની બે વરસની પોપટની માફક બોલતી બાળકીને ખોળામાં લઈ ઘરનાં નેવાં નીચે સમીસાંજે બેઠી, ને પાડોશણ સાથે વાતે વળગી. સંધ્યાનો વખત હોવાથી પક્ષીઓ પોતપોતાના માળા તરફ ઉડી જતાં હતાં. તેમાંનાં એક પક્ષીની પાંખ નેવાં પાસેની નાળને લાગતાં તે નાળ બરાબર છોકરીનાં તાળવાંપર પડી. નાદાન બાળકી અતિશય રડી અને તે પછી તે નિર્દોષ છોકરી કદી પણ બોલી શકી નહિ. મગજના સ્નાયુને ઇજા થતાં તે જન્મભર મૂંગીજ થઈ ગઈ.

૧૦

તારાગૌરીએ પોતાની ૭ વરસની દીકરીને માથે નવરાવીને સુવાડી. માથાના વાળ સુકાઈ જાય માટે તેણે દીકરીના વાળ છૂટા કરી ઓસીકા પાસે નીચેના ભાગમાં ઝીલતા લટકતા રાખ્યા. ઢોલણીના પાયા નીચા હતા. અરધીક રાત્રીએ એક નાગ ઘરમાં નીકળ્યો તે ઢોલણી નજીક આવ્યો.

લટકતા વાળપર ચડી ઉંઘતી બાળાના કપાળપર દશ દીધો. બિચારી બાળકી ઉંઘમાંથી ફરી ઊઠીજ નહિ.

૧૧

વિજીયાને જેમ પોતાને દાગીના પહેરવાનો શોખ વધારે હતો, તેમ પોતાનાં બાળકને પણ દાગીનાં પહેરાવવાનો શોખ હતો. તેણે પોતાના ત્રણ વર્ષના દીકરાને કેટલાક દાગીના પહેરાવ્યા હતા. છોકરો રમતો રમતો ઘર બહાર નીકળી ગયો. તપાસ કરતાં સાંજ સુધી તેનો પત્તો લાગ્યો નહિ. પોલીસખાતાને ખબર આપવામાં આવી ને તેનાં સગાંવહાલાં, સ્નેહીઓ, ને ઓળખીતાં સર્વ શોધવા લાગ્યાં. બીજે દીવસે સાંજરે એક કુવામાંથી બાળકની લાસ મળી. લાસપર એક પણ દાગીનો ન હતો. પોલીસખાતાની તપાસને અંતે જણાયું કે દાગીનાની લાલચે એક લુચ્ચાએ તે નિર્દોષ છોકરાનું ખુન કર્યું હતું. ગુન્હેગારને ઘટતી શિક્ષા થઈ પણ વિજીયાનો લાડકો પુત્ર પાછો મળ્યો નહિં.

૧૨

કેસરે પોતાના છોકરાને લીલા કાચા રંગનું ઝભલું પહેરાવ્યું. લીલા કાચા રંગમાં જંગાલ પડે છે; અને જંગાલ ઝેરી પદાર્થ છે. બાળકે આખો દિવસ ઝભલાંની બાંહ્યા ચુસ્યા કરી અને સાંજરે સુતું તે ઉઠવા પામ્યુંજ નહિં. તેના શરીરમાં ઝેર પ્રસરી ગયું હતું, જેથી ડોકટરોની ઉંચી દવા પણ અસર કરી શકી નહિ.

૧૩

ચંચળ પોતાની પાંચ વરસની છોકરીને ખોળામાં બેસારી લાડ કરતી અને તેના કાન પકડી બોલતી કે "અહીં બેનને કરણફુલ પહેરાવીશુ, અહીં બેનને વાળીઓ પહેરાવીશું અને વળી જડાવ નખલી પણ પહેરાવીશું." એક દિવસે સરૈયો આવ્યો ને ચંચળે છોડીના અકેક કાનમાં સાત સાત વેહ વીંધાવ્યાં. છોકરી દુઃખથી રડવાને પછાડા મારવા લાગી, ત્યારે છોકરીને પકડી રાખવા ચંચળે પાડોશણને મદદમાં બોલાવી. બાળકીને

અતિ વેદના થઈ, બન્ને કાનના વેહ પાકયા, તેના ચેપથી માથામાં અને આખે શરીરે ગુમડાં નીકળ્યાં અને છ માસ રીબાઈ ગરીબ છોકરી મરણને શરણ થઈ.

૧૪

જયાની દીકરીની આંખો ઊઠી હતી, તેથી રડયા કરતી. જયાએ તેને ઝોળીમાં નાંખી હીંચકા નાખવા માંડયા, છોકરી વધારે રડવા લાગી, તેમ મોટા હીંચકા નાંખવા માંડયા. અચાનક ઉંચી ઝોળીનું નાકું તૂટયું અને તૂટતાંજ બાળકી ઉંચેથી જમીનપર પછડાઈ. પછાટથી તેનું ગળું પડયું, અને નવેક માસ જેટલી લાંબી મુદ્દત તે માંદી રહી, અને છેવટ પણ સાજી નજ થઈ.

૧૫

ગામમાં લગ્નગાળો ચાલ્યો. સવિતાને લહાવા લેવાની ઉલટ બહુ હતી. પોતાની સાત વર્ષની કન્યાને પરણાવા તેણે પતિ પાસે હઠ કરીને તેમાં ફાવી. કન્યાના લગ્ન કર્યાં. લગ્ન દિવસ વચ્ચે પાંચેક દિવસ રહ્યા, ત્યારે તેને વિચાર આવ્યો.–હાબા, કન્યાના દાંત રાતાતો જોઈએજ તો. રાતા દાંત વિના તો બા કન્યાદાનનું ફળ નહિ તો." તેણે સવાશેર આંબલી મંગાવીને રાત્રીએ લગ્નવતી બાળીકાનાં મોંમાં દાંત ઉપર દાબી દાબીને ભરી. આખી રાત આંબલી મોંમાં રહેવાથી કન્યાને આંચકી ને તાણ થઈ, ને સાંજ પહેલાંજ તે બીચારી લગ્નવતી કન્યા મરણાધીન થઈ.

૧૬

નર્મદા કહેતી કે "મને મારો દીકરો બહુજ વ્હાલો છે." તે એક દિવસ છોકરાને રમાડતી હતી. રમાડતાં તે ઉભી થઈ અને બાળકને ઉંચું ઉલાળી હેતથી બે હાથ વચ્ચે ઝીલવા લાગી. અચાનક એક વખત હાથમાં ન આવતાં નીચે પટકાઈ પડયું. નીચે છો હતી, તેના પછાડથી બાળક માંદુ પડયું, ને રીબાઈ રીબાઈ મરણ પામ્યું.

૧૭

ચંપા છોકરીને ઝોળીમાં સુવાડી કામે વળગી. ઝોળી ઉપરની અભરાઈ પર શાક મોળવાની રાજેસ છરી પડી હતી. થોડીવારે એક બિલાડી ઘરમાં આવી ને ઝોળી પરની અભરાઈ પર ચડી. ત્યાંથી નીચે ઠેકડો મારતાં છરી ઘોડીઆંની ઝોળીમાં સુતેલી છોકરીના પગ પર પડી અને પગનો પોંચો કપાઈ ગયો.

૧૮

દીવાળીએ દીકરીના ઘોડીઆની દાંડીએ કોડીઓનો ઝુમખો ગુંથીને બાંધ્યો. સુતેલી રમતી છોકરીના હાથમાં તે ઝુમખો આપી પોતે કામે વળગી. રમતાં ખેંચતાં એક નાની કોડી તૂટી ગઈ ને તે બાળકીનાં મોઢામાં પડી. કોડી લીસી હોવાથી મોઢામાં પડતાંજ ગળામાં ગઈ ને ગળાની બારીમાં અટકી ગઈ. દીવાળી આવી પહોંચી પણ કોડી કેમે કરી નીકળીજ નહિ ને છોકરી મરણ પામી.

૧૯

શીવકોર છોકરાને લઈને પીયર જતી હતી. રેલવેમાં બારણાં પાસેની બેઠકપર તે છોકરાને લઈને બેઠી. પાસે બેઠેલી સ્ત્રીઓ સાથે તે વાતે વળગી. સીટી થઈ. "હાથ સંભાલો, સામાન સંભાળો."ના પોકાર પડયા, પણ વાતોમાં ગુલતાન થએલી શીવકોરે ધ્યાન આપ્યું નહિ. ગાડીનાં બારણાં બંધ થવાના અવાજ સાથેજ છોકરે ચીસ પાડી. જોતાં જણાયું કે બીચારા છોકરાના હાથનો પોંચો બારણામાં આવી જતાં કપાઈ ગયો હતો ને બધે લોહી લોહી થઈ રહ્યું હતું. ડોકટરી મદદ તુરતજ આવી પહોંચી, છતાં હાથનો પોંચો કાપી નાખવાની સરજનને જરૂર જણાઈ. નિર્દોષ બાળકનો હાથ કાપી નાંખવો પડયો.

૨૦

લગ્ન થઈ ગયા પછી દસેક વર્ષે નવલને સીમંત આવ્યું. મુંબાઇથી તે સુવાવડ માટે દેશમાં આવતી હતી, ત્યારે નર્મદાજી વચમાં આવતાં તેણે

બાધા રાખી કે જો પુત્ર જન્મશે તો આવતી વખતે નર્મદાજીને શ્રીફળ ચડાવીશ. તેને પુત્ર અવતર્યો. પાછા વળતાં ખોળામાં બાળક ને પાસે શ્રીફળ રાખ્યું. એવામાં બેઠક માટે પાસેની સ્ત્રીઓ સાથે વાંધો પડયો. તેની પંચાતી ચાલતી હતી એટલામાં નર્મદાનો પૂલ આવ્યો ને કહેતાં કહેતામાં થોડીજ નર્મદા બાકી રહી. નવલ ઉતાવળી ગાભરી થઈ ગઈ ને ઉતાવળમાં ગભરાટમાં શ્રીફળને બદલે છોકરોજ નર્મદામાં ફેંકી દીધો ! !

૨૧

હરકોર પહેલા ખોળાના પુત્રને લેઈ પીયર જતી હતી. પીયરનું ગામ જેમ જેમ નજીક આવતું જાય તેમ તેમ એ માસના કોમળ બાળકને છાતી સરસું વધારે વધારે દાબતી જાય ને બોલતી જાય કે "મામાનું ઘર આવ્યું, મામાનું ઘર આવ્યું." જ્યારે તેના પીયરનું ઘર આવ્યું અને તેની માએ હેતથી ભાણાને હાથમાં લીધો ત્યારે બીચારો બાળક દબાઈ દબાઈ ને અધ-મૂવોજ થઈ ગયો હતો. પીયરને ઘેર છોકરો લાંબી મુદત બિમાર રહ્યો.

૨૨

નવરાત્રીના દિવસો હતા. અંબાને ગરબા ગાવાની અતિ ઉલટ હતી. પણ તેના છોકરાના કાનમાં ચસકા બહુ આવતા હતા, તેથી કાનમાં દવાનાં ટીપાં નાખ્યાં પછી જવું એમ તેના પતિની આજ્ઞા હતી. ગરબાનો સુર સાંભળતાંજ અંબા અતિ ઉતાવળી થઈ. ઉતાવળમાં કાનની દવાની શીશીને બદલે તેજાબની શીશી ઉપાડીને તેજાબનાં છોકરાના કાનમાં ટીપાં નાંખ્યાં. પહેલું ટીપું કાનમાં પડતાંજ છોકરે બરાડયું પણ અંબાને ગરબામાં જવાની ઉતાવળ હોવાથી ઉપરાઉપરી કેટલાંક ટીપાં નાખ્યાં. છોકરો જન્મભેર બહેરોજ રહ્યો.

૨૩

નંદકોર પોતાની એકની એક નાની બેનના લગ્નપર બે માસની દીકરી લઈ પીયેર આવી, અને નાની બેનની કન્યામા થઈ માથે મોડ

ધાવી મહાલવા લાગી. લગ્નદિવસ સુધી તો બધું ઠીક ચાલ્યું. લગ્નદિવસે પોતે સવારમાં ઊઠી ને બોલી કે "વહેલી વહેલી ચાંદલો ચોટલો કરી લઉં, પછી છોકરીને ધવરાવું." આવી રીતે ચાંદલા ચોટલામાં નાહાવા ધોવામાં, ને કપડાં દાગીના પહેરવામાં નવેક થયા. પછી ગામમાં નોતરાં દેવા ચાલી ને બોલી કે "હમણાં નોતરાં દેઈ આવીને ધવરાવું. ધવરાવવા બેસીસ તો તડકો થઈ જશે." નોતરાં દેઈને આવી ત્યાં રસોઈ તૈયાર હતી એટલે જમવા બેઠી, ને જમીને ઊઠી ત્યાંતો જાન આવી ને સામૈયાં થયાં. સાંથાં-માંથાં મળવામાં, વેવણોને મનાવવામાં, કલવા વગેરેમાં ઘણો વખત ગયો. નંદકોરે કહ્યું "હવે તો વરને પોંખી, કન્યાદાન આપી નિરાંતે છોકરીને લઉં." ગરીબ બિચારી છોકરી ! ! રાતના નવ દસે જ્યારે ખોળામાં લંઈ તેને ધવરાવવા માંડી ત્યારે તે ધાવી શકી નહિ, અને મોંમાં દૂધ રેડતાં ગળે ઉતર્યું જ નહિ.

૨૪

ગુલાબના ઘરમાં ચાર દેર જેઠનું મજીયારૂં હતું. તેને બે ત્રણ માસની એક દીકરી હતી. ગુલાબની એક સાહેલીએ શીખામણ આપી કે "અલી ગુલાબ! જો આ છોડીને ખુબ ખવરાવા પીવરાવાનું રાખજે. કયાં તારૂં જુવારૂં છે કે એકનું વરે છે. તો ખુબ ખવરાવજે કે વહેલી મોટી થાય ને મજીયારામાંજ લગ્ન અને આણાનું ખર્ચ નીકળે, ને વળી સીમંત પણ આવી જાય કે તે ખર્ચ પણ મજીયારામાંજ થઈ રહે, સમજી બહેન! !" ગુલાબે શીખામણ બરાબર ધ્યાનમાં રાખી. છોકરીને દૂધમાં ખૂબ ઘી નાંખીને પાવા માંડયું. છોકરી રડે, ઉલટી કરે, ઓળપાઈ જાય પણ ગુલાબ ઓછી ઉતરે નહિ. આવી રીતે થવાથી છોકરીને સખત ઝાડો થયો, છતાં ગુલાબ પોતાની ભૂલ સમજી નહી. આથી છેવટ છોકરી બચવા પામી નહિ.

૨૫

ગોદાવરીએ પોતાની બે વરસની બાળકીને રમવા માટે દાતણ આપ્યું. અલેતી બાળકી દાતણ મોંમાં નાખી આમથી તેમ દોડવાને રમવા લાગી.

અચાનક પડી જતાં દાતણ તાળવામાં બેસી ગયું, ને ઘણું લોહી વહ્યું.-નાદાન બાળકી લાંબી મુદ્દત બિછાના વશ રહીને રીબાઈ.

હથિઆર, ઝેર કે ફાંસાથી બાળકોનો ઘાત કરવામાં આવે છે ત્યારે તેને ભયંકર ગુન્હો ગણી ગુન્હેગારને શિક્ષા કરવામાં આવે છે. અને ફરીથી એ પ્રકારના ગુન્હા ન થાય તેને માટે કાળજી રાખવામાં આવે છે. પણ માતાની અજ્ઞાનતા બેદરકારી કે ભૂલથી અનેક બાળકોનાં મોત થાય છે, અથવા જીંદગીપર્યંત નબળાં ને માંદા રહે છે, તેને માટે કોઈ પણ શિક્ષાનો પ્રકાર-કોઈપણ જાતના ઇલાજ નથી એ ઓછું શોચનીય નથી. બીજી રીતે બાળકોને માટે, વાત્સલ્ય પ્રેમને માટે પોતાનો પ્રાણ અર્પણ કરનાર માતાઓ આડકતરી રીતે બાળકોના ખુન કરી નાંખતાં છતાં પોતાની ભૂલ સમજતી નથી, અન્યને સમજાવવા યત્ન કરતી નથી, એ એથી પણ વિશેષ દિલગીરી ઉપજાવનારી બીના છે.

આ નાહાનકડા લેખમાં માતાની અજ્ઞાનતા, બેદરકારી અને ભૂલોના જે જૂજ દાખલાઓ આપવામાં આવ્યા છે એટલા ઉપરથીજ માતાઓનો ભૂલોનાં ભયંકર પરિણામોનું પ્રમાણ બાંધવાની ગંભીર પ્રકારની ભૂલ કરશો નહિ. આવા અથવા તો આને મળતા અનેક દાખલાઓ બન્યા કરે છે. ગરીબ બિચારાં પરવશ બચ્ચાંઓ-મુંગા અબોલ બાળકો ફરિયાદ કરી શકતા નથી, તેથી માનશો નહિ કે તેમને ફરિયાદનું કારણ નથી. પોતાની અજ્ઞાનતા ને લાચારીએ તેઓ માતાની ભૂલ અજ્ઞાનતા ને બેદરકારીનાં દુઃખ મૌનમુખે સહન કરી જાય છે. પણ એથી માતાઓની ગંભીર પ્રકારની જવાબદારી કોઈપણ પ્રકારે ઓછી થતી નથી.

વહાલી બહેનો ! ! માતાઓ આવી ભૂલોથી દૂર રહી પોતાની ગંભીર જોખમદારી યથાયોગ્ય સમજે, એટલુંજ નહિ પણ તે સાથે પોતાની સાહેલીઓ, પાડોશણો, અભણ બહેનીઓ, સગાંવહાલાં ને ઓળખીતાંની સ્ત્રીઓ અને તે ઉપરાંત પોતાના સહવાસમાં આવતી હરકોઈ સ્ત્રીઓને આવી ભૂલોથી નિરાળી રહેવા તથા માતાની ગંભીર ફરજો સમજાવે, એજ આ નાહાનકડો લેખ લખવાનો ઉદ્દેશ છે.

# હીરાબહેન મથુરભાઈ

## ૧૭૦—માતૃધર્મ.

દેશના સુધારાનો આધાર માતા ઉપર છે, એમ જે નેપોલીયને કહ્યું છે તે સત્યજ છે. દેશની પ્રજા બળવાન, વિદ્યાવિનોદિ અને ધર્મિષ્ટ થાય એ સૌ કોઈ ઇચ્છે, અને એ અત્યુત્તમ ઇચ્છા કાંઈ આકાશકુસુમવત નથી; જો શ્રમ કરવામાં આવે તો તે ફળિભૂત થાય તેમ છે; પરંતુ એ શ્રમ જો વ્યવસ્થિત થતો હોય તોજ.

હિંદુસંસાર સ્ત્રીકેળવણીના અભાવને લીધે કઢંગો થઈ પડયો છે એની તો કોઇથી ના કહેવાય તેમ નથી. સ્ત્રીઓને વિદ્યાદેવીથી વિમુખ રાખવાનો સંપ્રદાય પ્રત્યેક જ્ઞાતિમાંથી નાબુદ થાય તોજ ઉન્નતિની આશા રાખી શકાય. સ્ત્રીઓને ભણાવી ગણાવી હોશિઆર બનાવવી અને સ્ત્રીકેળવણીનો પ્રચાર વધારે કરવો એ સંબંધી માસિકોમાં વારંવાર લખાય છે. તોપણ તેનો અમલ હજુ પુરેપુરો નહિ થએલો હોવાથી તે સંબંધી વધારે લખવાની જરૂર હું ધારૂં છું. અને સ્ત્રીકેળવણીના એક અંગ તરીકે આ 'માતૃધર્મ' એટલે ભવિષ્યની ઉત્તમ પ્રજાની માતા તરીકે સ્ત્રીઓનું શું શું કર્તવ્ય છે, તે સમજાવવા મેં આ લેખમાં કાંઇક યત્ન કર્યો છે. હિંદુઓમાં બાળલગ્નની હાનિકારક રૂઢિને લીધે માતા તરીકેની જવાબદારી સમજ્યા પહેલાં મારી કેટલીક બહેનોને માતા થવાનો સમય આવે છે. અને તેવે વખતે પોતાના કર્તવ્યનું ભાન નહિ હોવાથી પરિણામે દુઃખકારક ભૂલો તેઓ કરે છે. સાસુ નણંદના દબાણથી કે પછી પોતાની અજ્ઞાનતાથી સ્ત્રી સગર્ભા હોય છે ત્યારથીજ ભૂલોની શરૂઆત કરે છે. પણ તેણે જાણવું જોઇએ કે ગર્ભાધાન થયું ત્યારથીજ તે માતા તો થઈ ચૂકી છે એટલે પ્રથમ ગર્ભિણી દશામાંજ માતા તરીકેની કેટલીક ફરજ તેને અદા કરવાની હોય છે. અપથ્ય ખોરાક ગર્ભને નુકસાન પહોંચાડે છે, માટે વૈદ્યકશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પથ્યાપથ્યનો વિચાર કરવો જોઈએ. બાળકની મનોવૃત્તિ ઉંચા પ્રકારની થાય તેટલા સારૂ તેવી સ્ત્રીઓએ સારાં સારાં

પુસ્તકો વાંચવાં જોઈએ. અભિમન્યું કૃષ્ણના મુખથી માતાના ઉદરમાંજ કોઠાયુદ્ધ શીખ્યો હતો. આ પૌરાણિક દૃષ્ટાંત સૂચવે છે કે સગર્ભા સ્ત્રીઓએ પોતાનું મન ઉચ્ચ અને ધર્મપરાયણ રાખવું કે બાળકનામાં પણ તેવા ગુણો અવતરે.

જેટલી જવાબદારી ગર્ભિણી અવસ્થામાં છે, તેટલીજ–બલ્કે તેથી પણ વધારે જવાબદારી સ્ત્રી સંતાનવતી થાય ત્યારે છે. ખનીજ પદાર્થો ખોદી કાઢવા સહેલા છે. પણ બહાર કાઢ્યા પછી માટી વગેરેથી મુક્ત કરી તેને પાસા પાડી મનોહર બનાવવા તેમાંજ ચતુરાઈ રહેલી છે. અનિવાર્ય માતૃ સ્નેહને લઈ કેટલીક હર્ષઘેલી માતાઓ બાળકનું હદથી જાદે લાલન કરે છે. અને બાળપણમાં એવી અયોગ્ય છૂટ મળવાથી–સંગ-દોષથી તેઓ દુર્ગુણી થાય છે. આવા પુત્ર–પુત્રીને જો તેના પિતા તરફથી કાંઇપણ શિક્ષા કરવામાં આવે તો તેવે પ્રસંગે બાળકનો પક્ષ કરી સ્ત્રી પતિની સાથે ઝગડો મચાવે છે. આવા અંધવાત્સલ્યનું પરિણામ એ આવે છે કે એ સ્વહસ્તે ઉછેરેલાં વિષવૃક્ષનાં ઝેરી ફળો લાલન કરનારેજ ચાખવાં પડે છે.

માટે—**लालने बहवो दोषास्ताडने बहवो गुणाः**
**तस्मात्पुत्रं च शिष्यं च ताडयेन्नतु लालयेत्.**

છોકરા તથા છોકરીઓ બન્નેને કેળવણીની સરખી જરૂર છે, એ કેટલીક સ્ત્રીઓ જાણતી નથી. કન્યા સાત આઠ વર્ષની થઈ કે માતા તેને કામમાં જોડી દે છે. હા, કન્યાઓને ગૃહકાર્યો શીખવવાં આવસ્યક છે ખરાં. પણ તે સાથે તેને વિદ્યાદેવીની પ્રસાદી લેવાનું પણ શીખવવું. જોઈએ. પોતે વહેમથી મુકત થઈ બાળકોને વહેમ રહિત બનાવવાં. વળી પ્રત્યેક માતાએ પોતાનાં બાળકને બાળપણથીજ સાચું બોલવાની હિંમત રાખતાં શીખવવું જોઈએ. જે માતા સત્યને વધુ ચહાતી હોય તેનું બાળક ભાગ્યેજ અસત્યભાષિ થાય ! સત્યકામ ગૌતમ ઋષિની પાસે ઉપનયન લેવા ગયો ત્યારે ગૌતમે તેને ગૌત્રનું નામ પૂછ્યું. ગોત્રથી અજ્ઞાત તે બાળક પોતાની માતા જબાલા પાસે આવી પૂછવા લાગ્યો. તેણીએ જવાબ આપ્યો કે તારા પિતાની સેવારૂપ પ્રવૃત્તિને લીધે હું ગોત્રનું નામ જાણતી

નથી. આ સાંભળી સત્યકામે ગૌતમને આવીને કહ્યું કે મારી માતા ગોત્ર જાણતી નથી. અને હું પણ જબાલાનો પુત્ર છું, એ સિવાય બીજું કશું જાણતો નથી. આ હિંમત ભરેલાં વચનોથી મુનિએ પ્રસન્ન થઈ તે શુદ્ર નથી એમ કલ્પી ઉપનયન આપ્યું. કહો ! હાલની કોઈ સ્ત્રી કે બાળક આવું સત્ય બોલવાની હિંમત ધરી શકશે ? માતા સાધ્વી અને ધર્મપરાયણ હોય તોજ બાળકને સહૃદય બનાવી શકે. પોતાનાં પુત્ર–પુત્રી વિનીત, સભ્ય અને નિરભિમાની થાય તે તરફ તેણે કાળજી રાખવી જોઈએ. ઘેર આવતાં માણસો પ્રત્યે તેમને ઘટે તેવા યોગ્ય સન્માનપૂર્વક વર્તતાં શીખવવું,–ખુશામત કરવાની ખોટી ટેવ તથા ચાડી ચુગલી કરી પ્રિય થવાની નિચવૃત્તિનો માતાએ ઉચ્છેદ કરવો જોઈએ. સત્યવકતાપણું, ધર્મ ઉપર પ્રેમ તથા શ્રધ્ધા, વડિલો તરફ માન અને પ્રીતિ તથા અસાધારણ ધૈર્ય ઈત્યાદિ સદ્ગુણોનો સંચય કરવાનું બાલ્યાવસ્થામાંથીજ માતાએ શીખવવું. કોઈ અગ્રેજ ગ્રંથકારે માણસના મનને કુદરત સાથે સરખાવ્યું છે. જેમ જમીનમાં કાંઈપણ બીજ વાવવામાં ન આવે તો તૃણાદિ જેવા હલકા પદાર્થો સ્વતઃ ઉગી નીકળે છે. તેમ બાળકના મનમાં માતારૂપ ખેડુતથી જો સદ્વર્તનનું બીજ ન વવાય તો દુર્ગુણોનું વાવેતર થવાનુંજ. માતા તરીકે એક અગત્યની ફરજ બાળકોને સ્વચ્છ રાખવાની છે. પૈસા ખરચી મોંઘા કપડાં ખરીદવાની શકિત તો ન હોય, પણ સ્થિતિ પ્રમાણે અંગ ઢાંકવા જે મળે તેને સ્વચ્છ તો રાખી શકાય. પોતે સ્વચ્છ રહી બાળકને સ્વચ્છતાપ્રિય બનાવવું. અનુકરણ શકિત બાળકોમાં વધારે હોય છે. શરૂઆતમાં તે માતાના સહવાસમાં આવે છે. તેથી તેનામાં તેના જેવા ગુણો અને ટેવો બંધાય છે. માતાની હાનિકારક ટેવો બાળકમાં પ્રવેશ પામે તો ઘણુંજ અનિષ્ટ થાય. હાલ મોટી ઉમ્મરના સભ્ય માણસો પણ ટેવના દબાણમાં દબાઈ જઈ કેવળ તેના દાસ બનેલા આપણે જોઈએ છીએ. તેનું કારણ બાળપણની નુકશાનકારક ટેવજ છે. ઉદ્યોગ, સ્વાશ્રય, વગેરે ગુણો પરિણામે લાભકારક છે; એ માતાઓએ ભૂલવું જોઈએ નહિ. 'કેળવાએલી માતા સો શિક્ષકની ગરજ સારે છે.'—આ ઉકિત દરેક માતાએ તેમજ માતા થવા ઇચ્છિતી સન્નારીએ સદા ધ્યાનમાં રાખવી.

**'લોકે ગરીયસી માતા'**, માતાની મહત્તા વિષે અનેક શાસ્ત્રો શાક્ષ પૂરે છે. તેની ખાતરી કરવી હોય તો એક દુષ્ટ અને કૃતઘ્ની પુરૂષ માતાના સ્નેહ વિષે પૂછો! ગમે તેવો તે પાપી હૃદયનો હશે તોપણ અવશ્ય એવોજ પ્રત્યુત્તર આપશે કે માતાનું ઋણ ચુકવવા અનેક જન્મો વ્યતીત થાય તો પણ કોઈ દિવસ એ ઋણ પુરૂં થવાનું નથી. આવા ગૌરવવાળી માતાઓએ કર્તવ્યવિમુખ થવું એ કેટલું દિલગીરી ભર્યું ગણાય?

બાળકને સદ્‌ગુણી બનાવી સંસારની ધુરા વહન કરવાને લાયક કરવું એટલેથીજ કાંઈ માતૃધર્મ અટકતો નથી. હિંદુસંસારમાં સાસુ વહુના કલેશો જે આપણે ઘેરઘેર જોઈએ છીએ, તે પણ બહુધા માતૃધર્મની ખામીને લીધેજ થાય છે. અજ્ઞાનતાથી કે ઉદારતાના અભાવે કેટલીક માતાઓ પુત્ર અને પુત્રવધૂને સુખી જોઈ ઈર્ષ્યાગ્નિથી બળી જાયછે. ને ઘરનાં વહુએ કરેલાં કાર્યોમાં નજીવી ભૂલો કહાડી તેના ભાઈ બાપને ગાળો ભાંડે છે! સદ્‌ગુણી માતા પુત્રના સંસારનાવનું સુકાન છે, જ્યારે એક હલકા મનની નીચ માતા પુત્રના સંસારવૃક્ષને નાશ કરવાનો કુહાડો છે. મૂર્ખ અને નાલાયક ધણીને પનારે પડેલી કેટલીક સાધ્વીઓ ધણીને માઠું લાગશે એમ જાણી સાસુનો જુલમ સહન કરે છે. તોપણ તેનું ઉંડુ અંતર સાસુને શ્રાપ આપ્યા વિના રહેતું નથી. જે માતા પુત્ર ઉપર પ્રેમવાળી હતી, તેજ માતા પુત્રવધૂ આવતાં પોતાના છોકરાને નામર્દ, સ્ત્રીવશ વગેરે હલકા શબ્દોથી તિરસ્કારે છે અને પોતાનું ગૌરવ પોતાને હાથેજ ન્યૂન કરે છે. માતા તરીકેની મારી આર્યબહેનોની આ કેવી વર્તણુક!

---

# નાટ્ય.

## પ્રેમાનંદ

### ૧૭૧—આદિતિ કુંડળ હરણ.

(ધન્ય છે, ધન્ય છે, આકાશવાણી! એમ બોલતી દિતિ પ્રવેશ કરે છે).

**દિતિ**–હા હા, હું એમજ કરીશ. આજે કેટલે વર્ષે અને કેટલે દહાડે મહામહાવ્રત કરી જ્યારે કાયા કષ્ટી નાખી ત્યારે પ્રાણનાથે પધારવાનું કહ્યું છે. મેં મારા માયાવીસુતો કનેથી સર્વ શૃંગાર મંગાવ્યા છે પણ અદિતિ જેવાં કુંડળની મારે ખામી છે (વિચાર કરી) તે એની કને જઈ લાવ્ય માગી લાવું. (એમ કહી જાય છે.)

(શૃંગાર સજી રહી દર્પણમાં મુખ જોતી અદિતિ પ્રવેશ કરે છે.)

**અદિતિ**–આજ મેં સાંભળ્યું છે કે દિતિના વ્રતાદિકથી પ્રસન્ન થઈ એને ત્યાં પ્રભુ પધારવાના છે. એ પ્રસંગે કોઈ ન જાણે તેમ શૃંગારાદિ સજી હું તેમના આવતા ખેવજ જો માર્ગમાં દર્શન કરવા ઉભી રહું તો સર્વે સારાં વાનાં થાય. (એટલું બોલી દર્પણમાં કુંડળ જોઈ વિચાર કરે છે.) એવાં કુંડળ કોઇનેય અદ્યાપિ પ્રાપ્ત થયાં નથી અને થવાનાં નથી. એ શોભા વડેજ હું બીજી મારી સપત્નીઓ કરતાં સ્વામીને વધારે વહાલી થઈ પડું છું અને આજ પણ પ્રભુનું સહુ પહેલાં મન હરણ કરી શકીશ. (એવે ત્યાં દિતિ પ્રવેશ કરે છે.)

**દિતિ**–(અદિતિને માનપૂર્વક નિહાળી) કેમ મોટી બેન! શરીરે સુખા તો છોને! પાશુપતેશ્વરનાં દર્શને જવાની તૈયારી કરો છો કે પુણ્યક્ષેત્રમાં જવું છે? બેન આજ તો મારે ત્યાં પ્રભુ પધારવાના છે. (એટલું બોલી કુંડળ પહેરેલાં જોઈ બોલતી અટકી જાય છે.)

**અદિતિ**–(કંઈક કોપસહ) અહો એમાં તે શું? મેં પણ વ્રતાદિ કરી પ્રભુ પ્રસન્ન કર્યા હતા.

**દિતિ**–(સંકોચાયલે મને) બેન! તમારે પગલે પગલે ચાલી મેં પણ તેમ કર્યું છે અને તમારી કને પ્રભુને પ્રસન્ન કરવા કંઈ લેવા આવીછું. તમે મારાં સગાં મોટાં બેન અને અહીં પણ મોટાં સપત્ની થાવ છો એટલે તમે મારી આશા પૂરશોજ.

**અદિતિ**–તારે જે માગવું હોય તે માગી લે અને ઉતાવળ કર કે મારા નિત્યનિયમમાં અટકાવ આવે નહિ.

**દિતિ**–(મહામહાયત્ને ઉચ્ચાર કરી) મ્હારે બેન ! આ તમારાં કુંડળ મને આજનો દહાડો પહેરવા ન આપો ! (એટલું કહી નીચું જુએછે.)

**અદિતિ**–ના એ તો હું કોઇનેય આપતી નથી અને આપનારેય નથી; તારે બીજું જે કાંઈ જોઇએ તે માગી લે.

**દિતિ**–(સકોપ) બીજાને શું મારે ચૂલામાં ઘાલવું છે ? વારૂં માગવા આવી છતાં જો તમે નથી આપતાં તો હવે એ સુખે વાપરજો. (એટલું બોલી પોતાના આત્મપક્ષીય ભૌમાસુરનું સ્મરણ કરે છે અને તે એકાએક શસ્ત્રાસ્ત્ર સજી પ્રવેશ કરે છે.)

**ભૌમાસુર**–(દીર્ઘસ્વરે) અહો માતે ! શી આજ્ઞા છે. મારૂં સ્મરણ કેમ કર્યું ? શી ઇચ્છા ઉત્પન્ન થઈ છે ? શું હું ઈંદ્ર લોકમાં જઈ ઈંદ્રને જીતું એમ તમારે કહેવું છે ? બોલો બોલો; આજ્ઞાનુવર્તન કરવા હું સર્વ પ્રકારે સજ થએલો છું એમ જાણો.

**દિતિ**–(આશ્વાસનસહ) વત્સ ભૌમાસુર ! તારૂં કલ્યાણ થાવ. મારી ઇચ્છા એટલીજ છે કે આ અદિતિએ કાને ઘાલેલાં કુંડળ તું મને હમણા અપાવ્ય. એટલાજ માટે મેં તારૂં સ્મરણ કર્યું છે.

**ભૌમાસુર**–અહો, એમાં તે શું માગ્યું ? (દીર્ઘ સ્વરે) અરે અદિતિ ! કુંડળ કાઢી આપ્ય. કાઢે છે કે નહિ ? કાઢયાં કે નહિ ? કેટલી વાર, કેટલી વાર ? કાઢય, કાઢય ? (એટલું કહ્યાં છતાં નથી કાઢતી તેથી કને જાય છે.)

**અદિતિ**–(સકંપ) જા જા, દુષ્ટ ! હમણા તારૂં આવી બન્યું સમજ. હું પણ કેવા વીરની માતા છું તે તારા જાણવામાં છે કે નહિ ? નહિ હોય તો હમણા જણાશે.

**ભૌમાસુર**–(સકોપ) કાઢય કાઢય; તારા વીરનાં વપુ છિન્ન થયાં સમજ. કાઢે છે કે હું કાઢું ? (એમ કહી છેક કને જાય છે.)

**અદિતિ**–(દીન સ્વરે આમથી તેમ નાસતી) નહિ આપું નહિ આપું. એ મારાં છે, એ મારાં છે. (સકંપ) અરે દુષ્ટ મને સ્પર્શ કેમ કરે છે ? અરે દિતિ ! આમ કરાવવું તને ઘટે નહિ ! હા સ્વામીનાથ ! મારૂં રક્ષણ

કરો રક્ષણ કરો. હા મારા દ્વાદશ સુનુઓ! (એટલેથીજ થતો ઉચ્ચાર અટકાવી ભૌમાસુર કાન મચરડી નાખી કુંડળ કાઢી લે છે અને દિતિસહ ચાલ્યો જાય છે. તેમને જતાં જોઇ) હા પુત્રો! આ મારાં કુંડળ લઈ જતા અસુરનો વધ કરો, વધ કરો. (એવે ત્યાં સ્વર્ગથી ઇંદ્રાદિક દ્વાદશ અદિતિસૂનું શસ્ત્રાસ્ત્ર સજી પ્રવેશ કરે છે.)

**ઇંદ્ર**—અહો જનની! કુંડળ હરણ કરનાર કયો અસુર આ વજ્રને (ઉગામી) ધારણ કરવા ઇચ્છે છે?

**અદિતિ**—(ગભરાયલે વેશે) ભૌમાસુર, ભૌમાસુર, ઓ લઈ જાય, ઓ લઈ જાય.

**ઇંદ્ર**—(દીર્ઘ નિઃશ્વાસ નાખી) અહો જનની મારો ઉપાય નથી. વસુંધરાએ વિષ્ણુને પ્રસન્ન કરી એને વૈષ્ણવાસ્ત્ર અપાવ્યું છે તથાપિ હે સુરજનની! હું તેની સાથે યુધ્ધ કરી કુંડળ પાછાં આણી આપું છું. (એમ કહી બાકીના એકાદશસહ ઇંદ્રિ યુદ્ધ કરવા જાય છે અને અદિતિ પણ એકાંત સ્થળમાં જઈ પતિસ્મરણ કરતી બેસે છે.)

**(શિશુ હર્ષિકા સત્યભામાખ્યાન.)**

---

# રણછોડભાઈ ઉદયરામ.

## ૧૭૨—નળદમયંતી વનગમન.

**નળ**—પ્રિયા, જાણે કોઈએ મને ભુરકી નાખ્યો હોયની એમ હું ભાન ભૂલ્યો હતો, તેથી કાંઈ સુઝયું નહિ; અને છેવટે પરિણામ આ થયું.

**દમયંતી**—પ્રાણનાથ! જે કાળે બનવાનું હોય તે કોઈનાથી અટકાવી શકાતું નથી, માટે આપ ખેદ કરશો નહિ.

**નળ**–ખેદ કર્યો થતો નથી. પ્રિયા ! હાથે કરીને ઉપાસન ઉભું કર્યું તેનો પશ્ચાત્તાપ કેમ ન થાય ? પુષ્કર દુષ્ટ વિચાર કરતો અટકે એટલા માટે, એને હરાવીને કોઈ આઘેના દેશમાં એનો વાસ કરાવવાની લાલચે, મારી પોતાનીજ લાજ ખોઈ બેઠો. બીજાને ફસાવા જનારો પોતેજ ફસાયછે.

**દમયંતી**–આર્યપુત્ર, આપ થોડા દિવસથી મને કહેતા હતા તે પ્રમાણે જરા જરા વારમાં આપના વિચાર બદલાઈ જતા, એવી મનની ભ્રમિત સ્થિતિમાં જે બની ગયું તે વિસારી દીધા વિના સિધ્ધિ નથી. હમણાં આપણી જે સ્થિતિ થઈ છે તેવી, અને તે કરતાં પણ વધારે દુઃખદાયક સ્થિતિમાં ઘણા લોકો દિવસ નિર્ગમન કરે છે, તો આપણે કેમ નહિ કરી શકીયે ?

**નળ**–દેવી, મારી પ્રાણપ્રિયા, મારૂં દુઃખ થતું નથી, પણ તારી આવી સ્થિતિ જોઇને મારૂં હૃદય કંપે છે. તને થતું દુઃખ સંતાડી રાખવાને તું પ્રયત્ન કરે છે, પણ સ્વભાવિક મૂકાઈ જતો નિશ્વાસ બધું ઉઘાડું પાડી દે છે. તારૂં કોમળ અંગ આટલી વારમાં કરમાઈ ગયુંછે. પુષ્પમાર્ગ ઉપર ચાલવાથી પણ ઘસારો પડે એવા કોમળ પગ, આવા ખડબચડા રસ્તામાં ચાલતાં, છેક તળવાઈ ગયા છે; તેમાં વળી, ડગલે ડગલે ઠેસો વાગેછે, અને અખડાઈ પડેછે, એ મારાથી દેખી ખમાતું નથી.

**દમયંતી**–સેહેવાનું આવતાં સહનશકતિ એની મેળે આવેછે.

**નળ**–પ્રિયા, આજ ત્રણ દિવસ થયાં અન્ન કે પાણી તું પામી નથી. સીમમાં વાસો રહેનારા ભલા ખેડુતોની સ્ત્રિઓએ, પરમ દાહાડે પોતાના પતિના ભાથામાંથી તને આપવા માંડયું પણ પુષ્કરના વાંકમાં તેઓ આવી જાય એટલા માટે તેં કાંઈ પણ લીધું નહિ. આ ઉજ્જડ વગડામાં ફળાદિ કાંઈ પણ જોવામાં આવતું નથી. મારી પ્રાણપ્રિયા, હું શું કરૂં ? અરે, જે હજારોનું પોષણ કરવાને શકિત ધરાવતો હતો, તે કુટિલ કાળના પલટાઈ જવાથી પોતાની પ્રાણપ્રિયાને ભૂખે તરશે ટળવળતી જોઇને

લાચાર બની જઈ ટકટક જોયા કરે, એના જેવો બીજો નિર્ભાગી કોને કહેવો? (ખેદ બતાવે છે.)

**દમયંતી**–આર્યપુત્ર, આપ અકળાશો નહિ. મારી ભૂખ મરી ગઈ છે એટલે મને બહુ લાગતું નથી. પોતેજ ભૂખ્યા તરસ્યા છો તેમાં વળી મારી ચિંતા કરીને આપ દુઃખમાં વધારો કરોછો. અરે હું કેવી અભાગણી કે આપને સુખ દેવાનું સાધન થવાને બદલે દુઃખ દેવાનું સાધન થઈ પડીછું.

**નળ**–પ્રિયા જોઈ પેલી ટેકરી?

**દમયંતી**–હા, મારા પિતાને ત્યાંથી આપ મને પ્રથમ પોતાની માયાની છાયા નીચે લઈ આવ્યા ત્યારે આપણે પેલી જગ્યાએ પડાવ નાંખ્યો હતો, અને સૂર્યોદય થતી વેળાનો આ પ્રદેશનો દેખાવ બતાવવાને આપ મને એ ટેકરી ઉપર લઈ ગયા હતા, તે એ.

**નળ**–પ્રિયા, એ સમયે આપણા સુખનો પૂર્ણ સૂર્યોદય હતો, અને આજે આ વેળા પણ છે. તે વેળાએ તારા સુખની વૃદ્ધિ કરવાને હું પૂરો શક્તિમાન હતો, આ વેળાએ દુઃખની વૃદ્ધિ કરનાર થઈ પડયોછું અને શાથી તારૂં દુઃખ ઓછું થાય, તેના વિચારમાં નિમગ્ન થયો છું. પ્રિયા એ ટેકરીની સામેની સીધી વાટ જોઈ?

**દમયંતી**–હા, મારા પ્રાણાધાર, આપ એ વાટે મારી આગળ ચાલો તોજ એ સારી લાગે.

**નળ**–પ્રિયા, જે તારાથી વિખુટાં પડવાને કલ્પાંત કરતાં હતાં, એવાં તારાં બાળક, આ માર્ગે થઇને જ્યાં ગયાં છે, ત્યાં તું તેઓને મળે તો તેમને કેટલો બધો આનંદ થાય?

**દમયંતી**–મારા જીવનહાર, મારી સાથે આપને દેખે તોજ તેમને આનંદ થાય.

**નળ**–પિતા કરતાં માતાનો સહવાસ છોકરાંને વિશેષ હોય છે. માટે માતા વિના તેમને ચાલે નહિ.

**દમયંતી**–પ્રાણનાથ, આપના વચનથી ત્રાસ ઉપજવાનો પ્રથમ અનુભવ હમણાં થયો. મને વિખુટી પાડવાનો આપનો વિચાર મારૂં કાળજું તોડી નાંખે છે; અરે તે મારાથી સહન થઈ શકતો નથી.

**નેપથ્યમાં**–ત્રાહિ ! ત્રાહિ ! ખાધો, ખાધો ધાઓ, ધાઓ.

**નળ**–( સાંભળીને ) અરે, કોણ આશ્રય માગેછે ? મારી પાસે શસ્ત્ર અસ્ત્ર નથી તોપણ હું ક્ષત્રિય છું તો મારે વાહારે ધાવું જોઇયે.

**દમયંતી**–પ્રાણપતિ, હું આપની પડખે રહીશ, મારી પાંતીની કશી ચિન્તા કરશો માં. ( નેપથ્યમાં જાય છે. )

**કળી**–( ગાભરો ગાભરો પ્રવેશ કરીને ) ત્રાહિ ! ત્રાહિ ! ખાધો ! ખાધો ! ધાઓ ! ધાઓ ! અરે, આ કાળ સરખો વાઘ નળનું ભક્ષણ કરી જાય તો દમયંતી એકલી પડે ( રંગભૂમિ આગળ થઇને પોકાર કરતો પસાર થાયછે, તેની પછવાડે ઘુઘુવાટા કરતો વાઘ આવેછે તે રંગભૂમિ ઉપર થઇને પસાર થાયછે તેવામાં પાછળથી રીંછ આવેછે તેનો અને નળનો ભેટો થઈ જતાં તેમની બાઝંબાઝ થાય છે. દમયંતી છળી જતી પણ પોતાના પતિને આશ્રય આપતાં ડરીને રીંછ જતુ રહે છે. )

**દમયંતી**–આપને બહુ વાગ્યું ?

**નળ**–ના. પ્રિયા, તું મારી ચિંતા કરીશ નહિ; પણ જોયું ? પેલો આગળ જતો વાઘ આપણા જોવામાં આવ્યો તેના સપાટામાં આવી જાત તો શસ્ત્રવિના ઉગરવું મહાકઠિણ પડત, માટે હું તને વિનવીને કહું છું કે મારૂં કહ્યું માન, અને તું આ વિદર્ભ દેશને માર્ગે જા, કે સુખી થાઈશ.

**દમયંતી**–આપ જે સંકટ સોસશો તેમાં ભાગ લેવાને હું તૈયાર રહેલી છું. આ જંગલના પ્રાણિઓ ગમે તો મને ફાડી તોડી ખાસે તેની હું દરકાર કરતી નથી. મારૂં જે થવાનું હશે તે થશે, પણ આપનાથી હું કદી જુદી પડનાર નથી. મારાથી આ જંગલનો ત્રાસ સહન થશે. પણ વિખુટાં પડવાનાં આપનાં વચન સહન થતા નથી. (વિલાપ કરેછે. )

**નળ.**--પ્રિયપ્રિયા, બંને સાથે જંગલના પશુનો અને દુઃખનો ભોગ થાય તેના કરતાં, એમાંથી એક પણ બચે તો નિરપરાધી બાળકની સંભાળ લઈ શકે. પ્રિયા, તારા વિના એક ક્ષણ પણ ઇન્દ્રિસેન રહી શકતો નહિ તેની શી વલે થશે? તેના ઉપર જરા તો દયા કર ! પેલી ભલી અને નરમ સ્વભાવની ઇન્દ્રસેના તારા વિના ટળવળી નહિ મરે ? પ્રિયા મારૂં માન, અને તારા વાહાલાં બાળકનું ભલું થાય એવો કાંઈ પણ વિચાર કર.

**દમયંતી**–જો એમજ આપની ઇચ્છિા હોય તો આપણે બને ત્યાં જઈએ. મારા પિતા આપને અતિશય માન સાથે પૂજ્ય તરીકે ગણુશે, અને આપણે આપણાં બાળક ભેગાં સુખથી રહીશું.

**નળ**–મારી આવી વિષમ સ્થિતિમાં મને ત્યાં જવાનું મન કેમ થાય ? તારો સ્વયંવર થતાં હું કેવા ઠાઠમાઠથી ત્યાં આવેલો ? મારી સમૃધ્ધિ કેવી, એ તને નથી સાંભરતું ?

**દમયંતી**–પ્રાણનાથ, પ્રથમ અતિશય આતુરતાથી આપે મને વાટ જોવરાવી, પણ પધાર્યા પછી તો હર્ષઘેલી બનાવી દીધી હતી.

**નળ**–ત્યારે પ્રિયા, તું એમ કેમ કહે છે ? અતિ મોટી મૂર્ખાઇ કરીને રાજભ્રષ્ટ થએલો, માત્ર સર્વેના શોકમાં વધારો કરવાને હું શું મોં લઈને આવું ?

**દમયંતી**–આપનો જ્યારે એમજ નિશ્ચય છે ત્યારે મારો પણ નિશ્ચય એમજ છે કે, જે પતિનું થવાનું હોય તેજ પ્રિયાનું થવું જોઈએ. મને મારા શરીરની, જીવની, કે કશાની દરકાર નથી. માત્ર આપ અને આપજ, જે મારા પ્રાણપતિ છો તેની દરકાર છે. આ જગતમાં સ્ત્રીને પોતાના ધણી કરતાં વિશેષ બીજું કશું નથી, માટે મારા પ્રાણાધાર, મને તજવાનો આપ વિચાર મા કરો. (રડે છે.)

**નળ**–બનવાનું જ્યમ હોય ત્યમ, મતિ સાધન સૌ થાય.

ભીરૂ, તું ડર માં, હું મારો આત્મા તજું, પણ તને તજું નહિ, એ નિશ્ચય જાણ.

**(નળદમયંતી નાટક.)**

---

# દોલતરામ કૃપારામ.

## ૧૭૩—દંપતી પ્રેમની પ્રભુતા.

**સુભદ્રા**—અહો ! વસંત વિકાસ પામવા લાગ્યો !

**(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)**

આમ્રશ્રેણિ સુવાસવાસિત ધરે પુત્રીસમી મંજરી,
શોભા શ્યામ અશોકમાલ ધરતી જાણે સગર્ભા પરી;
ગાએ છે ગરબે મણી-ફૂલકમાં આ પદ્મિણી પદ્મિણી,
ચાલેભૃંગ કુરંગ ખંજન યથા પીધી ઘણી વારૂણી.

(દીર્ઘિકામાં જળકુંડાળાં જોઈને) અરે, આ સમયે આ કુમારી દીર્ઘિકાને પણ વર માટે વલખાં !

**(વસંતતિલકા વૃત્ત.)**

ઔષધ્દિનાયક સુધારક હાથ માગે,
અંભોજ-નાયક દિવાકર પાય લાગે.
આ દીર્ઘિકા વદન જોઈ સુરૂપવાળાં,
વાળે વિમૂઢ થઈ અંતરમાં કુંડાળાં.

મારાએ હૃદયમાં કુંડાળાં ને ઉંડાળાં વળેછે, પણ કારણ બીજું. અરેરે, પ્રાણજીવન ક્યારે આવશે ? તે અત્યારે ક્યાં હશે ? તેમને પ્રસન્ન કોણ રાખતું હશે ? પુછું પણ કોને ? અરેરે, આ દુઃખ વેઠયું કેમ-જશે ? વસંતનો યોગ અને પતિનો વિયોગ ! હવે શું કરૂં ?

લાવ ત્યારે આ શીતળ જળમાં સ્નાન કરી જરા ટાઢી પડું. અથવા તેથીએ ક્યાં ટાઢાં પડવાનું છે ? અરે મૂઢ વિધાતા, મારે તે એવો ધર્મપરાયણ પતિ ઘટે ?

**(મનહર છંદ.)**

જગપ્રતિપાલ વિષ્ણુતણી રાણી થવા લક્ષ્મી,
અમલ જલતણા કમળમાં મલપતી;

લયશાલિ રૂદ્રની પ્રિયા થવાને પારવતી,
ભૂત પ્રેત ભૈરવને ઘરમાં સંઘરતી;
રત્નાકરતણી વધૂ થવાને અલકનંદા,
શતમુખથી પુનિત પ્રેમ વરસાવતી;
ધર્મધુરંધર એક ધર્મપાળ-નારી થવા,
હું અભાગિણી સુગુણ એક ન વસાવતી.

અરે, આ સકલગુણના ભંડાર, સકલ સ્નેહના આગાર, મારા પ્રાણનાથને મારે માટેજ કષ્ટ! અથવા મારે લીધેજ આ રાજ્યમાં કલહ અને મહાન્ યુદ્ધ! આ કલેશમાં કેટલા ખપી જશે? કેટલાં ઘર ભાંગશે? અરેરે,

(સોરઠો.)

કુલનો કરવા નાશ, સકલ સદનને ફેડીને,
કરવા ધર્મ હતાશ, ઉપની પાંચાળી નરી.
(નેપથ્યમા) કુડનો કરવા નાશ, વિકલ મદનને ફેડીને,
કરવા ધર્મપ્રકાશ, ઉપની પ્રેમાળી નરી.

**સુભદ્રા**—અરે, કોણ આ મારી સ્તુતિ કરે છે? (આમ તેમ જોઈને)કંઈ દેખાતું તો નથી. ત્યારે પડઘા તો નથી? એમજ, અહીં તે બીજું કોણ આવે? હવે હું શું કરૂં?

(વસંતતિલકા વૃત્ત.)

શું અસ્ત્ર લેઈ હૃદયે પ્રણયે વિંઢાળું
કે શત્રુના રૂધિરથી કરૂં શસ્ત્ર કાળું;
કે યોગિની થઈ સદૈવ મહેશ રાધું,
કે ક્ષુદ્ર ભોજ્ય દઈ ભૈરવ ભૂત સાધું?

ખરે, રમણ આમ ભ્રમણ કરે અને હું સાથે પણ ન હોઉં એ અનાર્યતાજ તો. સતીતો,

(વસંતતિલકા વૃત્ત)

છાયા સમાન પતિને પડખે રહે છે,
કાયા સમાન પતિને બહુ સાચવે છે,

માથા સમાન પતિ પૂરૂષમાં રમે છે,
જાયા સતી પતિતણી રતિમાં રમે છે.
વળી, વામા કરે જપ અને તપ નાથ માટે,
દોડે ધરી અધર અંબર ઘોર વાટે.
યુધ્ધે ચડે પતિતણા શબકાજ નારી,
તે વર્ગમાં ગણતરી નહિ, હાય, મારી.

ત્યારે જન્મ ધરી મેં શું કર્યું ? કંઈ નહિ.

(દ્રુતવિલંબિત વૃત્ત.)

રમણસાથ રમી સુખ ના લહ્યું,
સ્તવન ઇશ્વરનું પણ ના કર્યું,
નિયમ દાનથકી મન ના ઠર્યું,
અરર, જીવિત વંધ્ય બન્યું નર્યું.

(અકળાઈને આવેશમાં) ત્યારે શો ખપ આ દેહરૂપી ઉપાધિનો જેણે કંઈ સાર્થક તો નજ કર્યું પણ અનર્થ કર્યો ? માટે બહેન દીર્ધિકા,

ગીતિ.

પતિના સ્નેહે બળતી, પતિ સ્નેહાર્ણવ સમી તુજ મહત્તા;
તેમાં વપુને અરપું,
(એટલુ બોલી જળમાં ભુસ્કો મારવાનુ કરે છે કે નેપથ્યમાં)
" જો હત સ્ત્રીની શરીરપર સત્તા."

**સુભદ્રા**--(ચોંકીને) અરે, આ પાછું કોણ બોલે છે ? મ્હારા શરીર પર મ્હારી સત્તા નહિ એવું કોણ કેહે છે ? કેમ નહિ વારૂ ?
(ફરીને નેપથ્યમાં)—

ગીતિ.

"પતિને અર્પણ કીધું, તેપર સત્તા ધરે ન કુલનારી,
ત્રિવિધ તાપમાં બળતાં, સતી, છતાં પતિ, ન જાય ક્ષણ હારી.

**સુભદ્રા**—અહો, આતો મનેજ સંબોધે છે. મ્હારી દુષ્કૃતિનેજ અટકાવે છે, ત્યારે શું સ્ત્રી સર્વદા પરાધીન ? એમજ તો.

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રામાએ નિજબાલ્યમાં જનકની આજ્ઞા સદા માનવી,
પ્રૌઢત્વે વરનીજ "હા ઉપર હા" આંખો મિંચી પાડવી.
વૃદ્ધામાં નિજપુત્રની પણ જરી ના આયના લોપવી,
આ શાં શાસ્ત્ર કરી, કરી પશુસમી, અર્ધાંગના, માનવી!
અરેરે, સ્ત્રીનુ કશુંએ નહિ? કોઈએ નહિ?

## (છંદ વિજય છંદ.)

જે ધન પ્રાપ્ત થતું નિજ ભાગ્યતણા ઉદયે નહિ તે ધન તેનું,
જે સુત જન્મ ધરે નિજપેટ કહ્યું ન કરે ક્ષણ તે સુત તેનુ.
જે વરના ઘરમાં નિજ નૂર જરૂર ભલે વર તે સુખ તેનુ.
નિશ્ચય નાર ગુલામસમી—–

(નેપથ્યમાં)—– "નહિ જો હત પ્રેમનુ બંધન તેનુ"

**સુભદ્રા**—અરે, કોણ મ્હારા બોલમાં પુનઃ પુનઃ વાંધા નાંખે છે? શબ્દ તો પરિચિત જણાય છે, પણ ઓળખ પડતી નથી, લાવ જોઉં. (ચારે પાસ પરિક્રમણ કરતી જુવે છે.) અરે, આતો કોઈ જણાતું નથી. ત્યારે શું આ મ્હારી ભ્રમણા હશે? આવેશમાં બોલાતા શબ્દને કે કરાતા કૃત્યને અટકાવવા અંતઃકરણ બહુવાર અંતઃશબ્દ કહાડે છે. તેમ તો નહિ હોય? એમ પણ હોય, લાવની ત્યારે, ભગવાન્ સૂર્યનારાયણનુ સ્તવન કરી દેહશુદ્ધિથી ચિત્તશુદ્ધિ કરી લેઉં. ( સૂર્ય સામી પ્રણામાંજલી કરી ) ભગવાન્ સૂર્ય,

## ( શિખરિણી વૃત્ત. )

રનાદેવુ જાણો નિજ વિરહથી દુઃખ સબળું,
વિચારો બાળાનું તન મન સદા હોય નબળું,
મહા ધારો શક્તિ સકલ જન કલ્યાણ કરવા,
ઘટે છે શું દેવી પતિવિરહિતા નાર મરવા.

આટે હે જગતૂપિતા મારીચ,

( વસંતતિલકા વૃત્ત. )

ઘો ભાળ કાળકૃતિ આપ અથેતિ જાણો,
ભદ્રા–નદી નિકટ ધર્મ–સમુદ્ર આણો.
કિંવા, અસૂપતિ, અસૂ હરજો કરારે,
રૂહેવું નથી પુનિત ધર્મવિના લગારે.

(એટલામાં સોળ શૃંગાર સજી દાસી પ્રવેશ કરે છે.)

**દાસી**–(વારણાં લેઈને) બાઈ સાહેબ, બારણે કોઈ વિદ્વાન ભટજી આવ્યા છે અને આપને મળવાનો આગ્રહ કરે છે.

**સુભદ્રા**–દાસી, મારે ભટજીનું શું કામ છે ? ભોજન આપી દક્ષિણા આપી વિદાય કર.

**દાસી**–ભોજન તો કયારનું એ આપ્યું. દક્ષિણા મારે હાથે લેતા નથી, અને તમનેજ મળવાનું કહે છે.

**સુભદ્રા**–સખિ, નથી જાણતી કે,

(ગીતિ.)

વિરહે વિહ્વલ સ્ત્રીએ, વહાલી કરવી ઘટે વિજનતાને,
રામવિરહમાં સીતા, ગણતી દશમુખ તથાપિ તૃણ-માને.

**દાસી**–એ તો ખરૂં, પણ ત્યારે તેજ સીતા હનુમાન સાથે કેમ બોલી ? કાળા મોંના મર્કટ કરતાં દસ મોંના રાજા ખોટા ?

**સુભદ્રા**–દાસી હજી તું સમજી નહિ. હનુમાન તો રામચંદ્રજીનો દૂત હતો. પતિનો સંદેશો લાવનારને કોણ ન મળે ?

**દાસી**–પરપુરૂષ તો ખરોજ કે નહિ ?

**સુભદ્રા**–ઘેલી, પણ તે તો ધર્મનો સંગી હતો, રાવણ તો અધર્મી હતો.

**દાસી**–ત્યારે આ ભટજી ધર્મના સંગી નથી એમ કોણે કહ્યું ? મિથ્યાપવાદ મુકવામાં દોષ છે.

**સુભદ્રા**–(સહજ અકળાઈને) કોણ મિથ્યાપવાદ મુકે છે ?

**દાસી**–કોણ તે મારાં બાઇસાહેબ. કોણ કેહે છે કે એ બટુ ધર્મ સંગી નથી?

**સુભદ્રા**–ભલે તે ધર્મસંગી હોય, આપણે શું કામ છે? ઓછોજ હનુમાનની પેઠે સંદેશો લાવ્યો છે.

**દાસી**–અહો, તમારે તો ધર્મના સંગીનુંએ કામ નથી કે? પણ શાથી જાણ્યું કે એ ધર્મનો સંગી મહારાજ ધર્મપાળનો સંદેશો નહિ લાવ્યો હોય?

**સુભદ્રા**–(વ્હીડાઇને) ત્યારે કેહેતી કેમ નથી? જાણતી નથી કે આ અધીરણી કેવળ પરાધીના છે? બોલાવ, સત્વર. જોજે, સન્માન સાથે લાવજે; હું આ આસન ઉપર બેસુ છું. જા, વ્હેલી બોલાવી લાવ. (આસન ઉપર બેસે છે.)

**દાસી**–જેમ આજ્ઞા. (જતાં જતાં) હું કેહેતી નથી કે આર્ય ધર્મપાળનો સંદેશો લાવ્યો છે.

**સુભદ્રા**–પાછી આવ, પાછી આવ, તું શું કહેતી હતી? (દાસી ચાલી જાય છે.) અરે, આતો ચાલી ગઇ. પણ એ બીચારી પતિવ્રતા છે, એનેય પતિનો વિયોગ છે. એ વિરહિણીના ધર્મ જાણે છે. માટે એ ખોટું નહિજ કરે. અરે, આ ડાબુ અંગ કેમ ફરકે છે? ખરે, વધામણીતો સારી હશે. ત્યારે આ છાતી ફાટી જતી હોય એમ કેમ ધબક ધબક થાય છે? એને પણ આ દેહનો ત્યાગ કરી ધર્મપાળ જેવા પતિને મળવાનું મન થતું હશે. સર્વથા,

## (ગીતિ.)

હૃદય નાથને મળવા ઉછળે ક્ષણ ક્ષણ અધીર હૃદયંથી,
બુદ્ધિ, ટેક, ભય, લજ્જા પુનિત પ્રીતિને નથીજ પરિપંથી.

(વિદ્યાધરને લેઇ દાસી આવે છે, તેના હાથમાં લાકડી છે, પાઘડીપર પોતીયું બાંધ્યું છે, એક ધોતીયાથી કેડ બાંધી છે, ખભે દોરીલોટો છે.)

**વિદ્યાધર**–બાઇ, તમારો જયજયકાર થાઓ. ધનપાળ શેઠનાં કુળવધૂ તમેજ કે?

**સુભદ્રા**—મહારાજ, પધારો. આ આસન ઉપર વિરાજો. (શ્વાસ મુકતો લાકડીની સહાયથી બેસે છે.) વેદમૂર્તિ, પિતાજી ધનપાળના કુલદીપક સજ્જ અને સ્વસ્થ છે?

**વિદ્યાધર**—બાઇસાહેબ, હુતો પરદેશથી આવ્યો છું, તે બીજું તો નથી જાણુતો પણ વાટમાં એટલું સાંભળ્યું કે ધનપાળ શેઠનું ધન જેવું આવ્યું હતું તેવું "બારૈયાનુ બારે વાટે" ગયું. લેવામાં તેમના ગોઠિયા, હવે તો તેમના દીપક સજ્જે નથી ને સ્વસ્થે નથી.

**સુભદ્રા**—(કંઈ લજ્જાથી) મહારાજ, હું તો એમના કુંવરની ખબર પુછુંછું. ધનની મારે શી સ્પૃહા છે?

**વિદ્યાધર**—પહેલી મારી ખબર તો પુછો, અભ્યાતની સેવા એ કુલવતીનો પરમધર્મ છે.

**સુભદ્રા**—અરે, ભૂદેવ મારો દોષ છે તે ક્ષમા કરો, કહો, શરીરે સાજા છો?

**વિદ્યાધર**—સાજા ન હોઈ તો આવીએ શું કરવા?

**સુભદ્રા**—વારૂ વિદ્યાપતિ, આપનુ કંઈ ઈચ્છિત હોય તે કહો, અને પછી મારા પ્રાણેશ્વર કુલચંદ્રના વૃત્તાંત કહો.

**વિદ્યાધર**—બાઈ, વિદ્યાને ઇચ્છિત લક્ષ્મી, અને લક્ષ્મીને તો દીકરી ગણી શેઠે દીધી શઠને. પ્રાણેશ્વર તો પવન-તેતો અત્ર ત્રિવિધિ વાય છે, અને હું ચંદ્રલોકમાંથી આવ્યો નથી.

**દાસી**—(જરા ચ્હીડાઇને) કેહેતા હો તો કહી ધોને, શું કરવા આમ પપળાવો છો? નથી જોતા કે બાઇસાહેબના જીવનનો આધાર તમારા સંદેશા ઉપર રહ્યો છે? ટીખળ તે કેટલું?

**વિદ્યાધર**—તું મને કોણ હુકમ કરનારી? જા નથી કેહેતા. (ઉઠવાનું કરે છે.)

**સુભદ્રા**—મહાજન, આપ એના બોલ ઉપર રીસાશો નહિ, માટે બેસો જરા, શ્રમ ઉતારો, અને આ વિરહિત અબળાની અવસ્થા જુવો;

કેવી થઇ ગઇ છે ? (આંખમાં આંસુ લાવીને) ત્યારે કૃપા કરી પ્રાણનાથના સમાચાર કહો.

**વિદ્યાધર**—(મનમાં) હજી નામ દેતી નથી. (તાણીને) પણ કયા પ્રાણનાથ ?

**સુભદ્રા**—(નીચું વદન કરી) સુભદ્રાને ધર્મપાળ વિના બીજો કોઈ પ્રાણનાથ હોય ?

**વિદ્યાધર**—(મનમાં) હવે જરા વાત કરૂં. (તાણીને) ભગિની, આર્ય ધર્મપાળ કુશળ વર્ત્તે છે.

**સુભદ્રા**—(મનનો ખેદ કહાડતી હોય એમ શ્વાસ મુકી) તથાસ્તુ, પ્રભુ તમારૂં ભલું કરો. (દીન વદન કરી) પણ મહારાજ, તે હાલ ક્યાં છે તે કહેશો ?

**વિદ્યાધર**—હા, સાંભળો.

(ઇંદ્ર**વિજય છંદ**)

કેસર ચંદન કંજ ગુલાબની ધાતુથી પંજર દિવ્ય મઢેલું,
સત્ત્વ મયંકનું અસ્તર છે મકરધ્વજ ને રતિથી જ ઘડેલું,
તત્ર સુધામય કોમલ ફુલે મૃણાલવિશે, અલિ, ધર્મ વિરાજે,
નાથ પુરી નિજ અંતરમાં, મુજને પુછતાં લલના ક્યમ આજે?

અહો શું સ્ત્રીઓનાં ચરિત્ર !

**સુભદ્રા**—(સલજ્જ) મહારાજ, મારા હૃદયમાં તો પ્રાણેશ્વર સદૈવ વિરાજે છે. તેમ ન હોય તો અત્યાર પહેલાં સુભદ્રા ક્યારનીએ હતી નહતી થઈ હોત; પણ દૃષ્ટિગોચર કરવા ઉત્કંઠિત છું.

**વિદ્યાધર**—હૃદયમાંથી કહાડો બારણે, એટલે આંખ આગળ આવશે.

**સુભદ્રા**—(દીનવદ કરી) સખિ, મારીવતી આ મહાજનને તું વિનવ કે પ્રાણપતિના સર્વ વૃત્તાંત નિવેદન કરે.

**દાસી**—મહારાજ, આ અમારા સુભદ્રાબાને મહારાજા ધર્મપાળ વિના જરાએ ગમતું નથી. નથી ખાતાં, નથી પીતાં, નથી ઉંઘતાં, નથી સુતાં,

નથી બેસતાં, નથી ફરતાં; શ્વાસોચ્છ્વાસ આર્ય ધર્મપાળની માળા. શું કહેવરાવો છો ? એ તો પતિવિના જરાએ રહી શકતાં નથી.

**વિદ્યાધર**—(મનમાં) થાય છે, શો રઘવાટ છે ? ધર્મપાળ ખુશી છે તે તો એ જાણે છે, તો બે ઘડી ટીખળમાં "વાતમાં વર્ણપ." (તાણીને) સાંભળો ત્યારે.

(ઇંદ્રવિજય છંદ.)

અંગ-તુરંગ વિશે ઘટ નાજુક વજ્રકપાટથી બધ્ધ કર્યો છે,
કોમળ કઠ્ઠણ તંતુની સાંકળથી કરપાદ વિશે પકડયો છે.
વીર સુધીર અધીર બન્યો બલવાન છતાં બલ વિહ્વલ જેનું,
નાચત ખેલત મહાલત એ, "નહિ જો હત પ્રેમનું બંધન તેનું."

**સુભદ્રા**—(આશ્ચર્ય પામીને મનમાં) અરે, મને આત્મહત્યાના દોષમાંથી બચાવી લેનાર શું આજ કોઇ દયાળુ મહાત્મા હશે ? પદ તો એજ આવ્યું. લાવ, ત્યારે ખાત્રી કરૂં (તાણીને) આપ કોણ છો અને ક્યાંથી આવ્યા છો ?

**વિદ્યાધર**—હું કોણ છું તે હજી હું યથાર્થ જાણતો નથી, પણ આદિમાંથી આવ્યો ને અનાદિમાં જાઉં છું.

**સુભદ્રા**—મહાજન, એ વેદાંત તો અમારે શા કામનું ? અમે તો આ સંસારનાં સત્ત્વ, હજી તો લ્હાવા બહુ લેવાના છે.

**વિદ્યાધર**—ખરૂંજ તો.

**સુભદ્રા**—ત્યારે યથાર્થ કહો કે આપ કોણ છો ?

**દાસી**—વિદ્યાધર. (સુભદ્રા આશ્ચર્યથી જોઇ રહે છે.)

**વિદ્યાધર**—"વિદ્યાધર," "વિદ્યાધર" કો'ને કહે છે ? **ચાલ ઉતાર શૃંગાર, નહિતો બતાવ તારો પતિ.**

**દાસી**—(ખૂબ ચીડાઇને) મારા પતિ તે તમે, વિદ્યાધર તે તમે, હવે કંઇ કહેવું છે ? (સુભદ્રા ચકિત થઈ એક બીજા સામે જુવે છે.)

**વિદ્યાધર**—(ખડખડ હસીને) સ્ત્રીના પેટમાં વાત રહે ? તેમનાથી તો–

(ગીતિ.)

ષોડષ શૃંગારતણા શીક્ષા ને શૃંખલા ધરો તનમાં,
શિરસાટે કહેવાની વાતો તે પણ રખાય નહિ મનમાં.

**સુભદ્રા**—(દીન વદનથી) બહેન, આ વાત તેં કેમ છાની રાખી ? દાસી જાણી મેં કેટલીકવાર તને તરફોડા કર્યા હશે ? તારી પાસે કેટલાં હલકાં કામ કરાવ્યાં હશે ? અને તેં કંઈ ઇસારો પણ ન કર્યો ?

**દાસી**—બાઇસાહેબ, આપ ઉદાર છો, મને ઓળખશો તો સેવા કરવા નહિ દ્યો, અને આ પ્રસંગે બીજી દાસીનો વિશ્વાસ નહિ, તેથી વાત છાની રાખવી પડી.

**સુભદ્રા**—આર્ય વિદ્યાધર ત્યારે આપ અત્યારસુધી પ્રચ્છન્ન કેમ રહ્યા? મારા પ્રાણેશ્વરના સહચારી અને મહાત્મા અમરસત્રના પરમ મિત્ર તે આપજ? જેણે—

(શિખરિણી વૃત.)

સુભદ્રાનું હેતે ઘન તિમિરમાં રક્ષણ કર્યું,
નિરાશાથી સૂના હત હૃદયમાં જીવન ભર્યું,
પ્રિયાને પ્રેરીને વિરહસમયે પાલન કીધું,
નિવારી હત્યાથી મધુર વચને શિક્ષણ દીધું.

**બન્ને સાથે**—બાઇસાહેબ, સાથે લાગાં,

(રોળા વૃત.)

માયાવર્તીનો અમલ દશા અબળાની રા'ની,
સેનાપતિનો નાદ દુષ્ટ મંડળનું પાણી,
ધર્મપાળનું કલંક ભાર પૃથ્વીનો ભારે,
ઉતર્યા છે આ કાળ અમર ચડતાં અધિકારે.

**સુભદ્રા**—( ભાર કહાડતી હોય તેમ શ્વાસ મુકીને. ) હા-શ, અંતે ધર્મનો જય થયો. પણ હવે પ્રાણનાથ કયારે આવશે ? વિદ્યાધર, મારે શાં વધામણાં દેવાં તમને ?

**વિદ્યાધર**—આ ફૂટેલ સ્ત્રીએ મારૂં વધામણું ઝુંટાવી લીધું, પણ હવે ધર્મપાળને પ્રત્યક્ષ લાવી વધામણું લેઇશ, ત્યારે એ શું કરશે ?

**દાસી**—તમે બાઇસાહેબ પાસે વધામણી લેશો ત્યારે હું બાઇસાહેબ પાસેથી લેઇશ.

**વિદ્યાધર**—આવજે લેવા. પણ હું જોઉં, મહારાજ ધર્મપાળ આવતા હોય તો વેહેલા વેહેલા લેઇ આવું. (જાય છે અને જતાં જતાં) અહો, શો સ્ત્રીઓને પતિપ્રતિ મોહ ! પુનિત દાંપત્યને અવર અવલંબનની અપેક્ષા નથી. જુવોને,

**(માલિની વૃત્ત.)**

અમર-વિજયકેરા ગુચ્છની કીર્તિ-વાસે,
સકલ જગત મધ્યે પૂર્ણ અહ્લાદ ભાસે.
પણ રમણ-રતા આ નિસ્પૃહા કંથ ઝંખે,
પતિ વિરહ સતીને નિત્ય ને નિત્ય ડંખે.

મને તો એમજ જણાય છે કે પુનિત અને નિઃસ્વાર્થ પ્રેમ પ્રેમદાઓનોજ છે. કાંકે—

**(વસંતતિલકા વૃત્ત)**

સેવે સદા જનકને દુહિતા સુભાવે,
ષટ્દોષ યુકત પતિને દયિતા નભાવે.
ઉચ્છેરતી શિશુજનો જનિતા સ્વભાવે,
ના સ્વાર્થ સૌખ્યની તમા પ્રમદા ધરાવે.

(જાયછે.)

**સુભદ્રા**—સખિ, હવે પ્રાણનાથ વેહેલા આવે તો બહુ સારૂં. આજ સુધી તો જેમ તેમ કરી ધૈર્ય રાખી રહીછું. પણ હવે નથી રહેવાતું. અને જ્યારથી આ તારા પતિએ પ્રાણનાથ આવવાની વાત કરી છે, ત્યારથી તો જીવ તલપાપડ થઈ રહ્યો છે.

**દાસી**—બાઇસાહેબ, આર્ય ધર્મપાળ ક્ષણે ક્ષણે આપની પાસે આવતા જાય છે; એમને પણ આપને મળવાની ઉત્કંઠા ઓછી નથી. મારા

ઘરવાળા તો કહેતા હતા કે રણસંગ્રામમાં પણ તમને એક ક્ષણ વિસાર્યા નથી, તો હવે એ થોડીવારમાંજ આવશે.

**સુભદ્રા**—ત્યારે તો પ્રાણનાથને વધાવી લેવાની તૈયારી કરવા, ચાલો, આપણે ઘરમાં જઈએ.

**દાસી**—(મનમાં) ધર્મપાળ આને આ વેશમાંજ જુવે એજ ઠીક. (તાણીને) બાઇસાહેબ, મહારાજા ધર્મપાળને તો જ્યાં આપ ત્યાં ઘર, અને આપનો આનંદ એજ વધાવો.

**સુભદ્રા**—(આંખમાં અશ્રુ લાવી) બહેન, તું ખરૂં કહે છે. મારાં તે એવાં શાં ભાગ્ય કે મને આ ભર્ત્તાર મળ્યા ?

**દાસી**—બાઇસાહેબ, હીરો કુંદનમાં જડાયો છે. ધર્મપાળને સુભદ્રા અને સુભદ્રાને ધર્મપાળજ ઘટે છે.

**સુભદ્રા**—પણ બહેન, મારામાં તે એવા શા ગુણ છે? મારો તો સ્વભાવ કે એમને સુખ આપવું ને એમને પ્રસન્ન કરવા, એમાં શું વધારે?

**દાસી**—ને એમનો સ્વભાવ કે તમારૂં લાલન પોષણ કરવું.

**સુભદ્રા**—સખી, તું મારો પક્ષ કરે છે, જોને, એ કુલદીપક દુષ્ટનો પરાજય કરે છે, સાધુનું પોષણ કરે છે, અને જે એમનો સંગ કરે તેને સુખી કરે છે, હું શું કરૂં છું ?

**દાસી**—એવા પ્રતાપીને સહાય, અને તેમનું તથા તેમના સંગીનું ભદ્ર.

**સુભદ્રા**—સ્ત્રી સ્ત્રીનું ઉપરાણું લે એ સ્વાભાવિક.

**દાસી**—અને સતી પતિનું ઉપરાણું લે એ પણ સ્વાભાવિક.

**સુભદ્રા**—પણ બહેન, આપણે કંઇએ તૈયારી ના કરીએ, ત્યારે પ્રાણનાથ અવિવેકી ધારશે-હો.

**દાસી**—વહાલમાં વિવેક હોય નહિ, છતાં પણ તૈયારીમાં આપનું મન કઠણ કરો.

સુભદ્રા—સખિ, ખરે, એ સૂર્ય જેવા પ્રતાપી અને વિજયના પ્રભાવે સવિશેષ તેજોમય પ્રાણનાથ સામે મારાથી કેમ જોઈ શકાશે ? મને તો હર્ષ, શોક ને દૈન્યથી કાંઈ સૂઝ નથી પડવાની. માટે સખિ, મારી પાસે ને પાસે–(એટલામાં જય જય શબ્દ થાય છે.)

સુભદ્રા—અરે પ્રાણનાથ આવ્યા; સખિ, ચાલો સામાં. (કહતે અને ચાલતે ચાલતે) અરે, મારા પગ કંપે છે, મારી છાતી ભરાઈ આવે છે, આ આંખે તો તિમિર આવ્યાં; બ્હેન, મસ્તિષ્ક પણ ભમે છે. હવે હું શું કરૂં ? (દાસીને ખભે ટેકો દેઈ ઉભી રહે છે.)

દાસી—બાઈ સાહેબ, આર્યધર્મપાળના આટલા ભગીરથ શ્રમનું ફળ આપ પોતેજ છો. હવે આપની સમીપ રહેવા આવનાર આગળ આમ હૈયા સૂનાં થવાય કે ? જુઓ એ તો આ આવે. (ધર્મપાળ પ્રવેશ કરેછે.)

ધર્મપાળ—(દૂરથી સુભદ્રાને જોઈને.)

## ગીતિ

ગ્રીષ્મ કાળને અંતે, શુષ્ક બનેલી ધરાસમી પ્યારી,
વિરહ-વ્યાઘ્રથી ત્રસ્તા, મૃગી, નયનમાં રહી જીવ ધારી,

માટે હવે હું સત્વર જઈ એને મળું. (આગળ જાયછે.)

સુભદ્રા—સખિ, આ તે શાણુ કે સાચુ ? પણ તું મારાથી જરા વેગળી ખસીશ નહિ, મને આશ્રય તો માત્ર—

દાસી—(ધર્મપાળને છેક પાસે જોઈ) ધર્મનોજ છે. (ધર્મપાળ પાસે આવે છે એટલે દાસી જરા દૂર જાય છે, એટલે બન્ને જણ વળગી પડે છે. થોડી વાર એમ રહ્યા પછી ડુસકાં ભરતી સુભદ્રા પતિને ખભે અને માથે હાથ નાખે છે. અને એક ટશે ને ટશે જોઈ રેહે છે.)

સુભદ્રા—પ્રા–ણ–ના–થ–આપ ખુશી છો ?

ધર્મપાળ—(સુભદ્રાની ચીબુક ઝાલી તેના સામે જોઈ) પ્રિયે,

(દ્રુતવિલંબિત વૃત્ત.)

ગહન રાન જતાં સરિતા મળી,
અહિસટે હૃદયે કુસુમાવલી,
અમૃત જીવન જીવનુ અંગમાં,
કયમ ન હોઉં અતીત ઉમંગમાં.

(અમરસત્ર નાટક.)

---

# જ. ઉ. યાજ્ઞિક.

## ૧૭૪—કન્યાવિદાય.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

**કાશ્યપ**—જાશે આજ શકુંતલા ઘરથકી એવા વિચારે કરી,
ચિંતામાં મુજ કાળજું વિરહથી કોરાઈ જાયે ફરી;
બેઠો છે મુજ કંઠ ગદ્‌ગદિત થૈ અશ્રુપ્રવાહે કરી,
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી.
એવો શોક અરણ્યવાસી અમને થાયે ખરા સ્નેહથી,
તો શી વાત કરૂં ગૃહસ્થ જનની સંસારકેરી જુદી;
માયા ને મમતા થકી હૃદયમાં કન્યા જતે સાસરે,
પીડાયે અતિમાત્ર એ નવિન આ પુત્રિવિયોગે ખરે.

**બન્ને સખિઓ**—અલી શકુંતલા, શણુગાર તો તારો પૂરો થયો. હવે આ વસ્ત્ર પહેર.

(શકુંતલા ઉહીને પેહેરેછે)

**ગૌતમી**—બેટા, આ તારા પિતા તારી કને ઉભા છે. એઓની આંખો આનંદના આંસુથી ભરાઈ આવી છે. એઓ તને ભેટવા ઇચ્છતા હોય એમ જણાય છે.

**શકુંતલા**-(લજવાઇને) પિતાજી પગે પડુંછું.

**કાશ્યપ**-બેટા,

**(શ્લોક અથવા અનુષ્ટુપ વૃત્ત.)**

શર્મિષ્ઠા છે યયાતિને ધણિને તેવી તું પ્રિયા,
થા અને પુરૂના જેવો પુત્ર સમ્રાજ પામ જા.

**ગૌતમી**-ભગવન્! આતો ખરેખરૂં વરદાનજ, કેવળ આશિષ ન હોય.

**કાશ્યપ**-બેટા, હવે અહીંથી હુતાગ્નિની પ્રદક્ષિણા કર.

(સર્વે પરિક્રમણ કરેછે)

**કાશ્યપ**-મંત્ર ભણીને આશિષ દેછે.

(આકાશમાં)

**(વસંતતિલકા વૃત્ત.)**

માર્ગે સરોવર મનોહર જાય જોતી,
લીલાં બનેલ છમ પંકજ ખીલવાથી,
છાયા ખસૂસ તરૂવૃંદતણા પ્રતાપ,
આછો કરો સખત સૂર્ય મયૂખ તાપ;
થાજો, વળી, કમલપુષ્પતણી રજોએ,
માર્ગે સુવાસિત અને મૃદુ ધૂળ એને;
ધીમે ધીમે પવન વિઘ્ન રહીત વાજો,
કલ્લોલથી યુવતિ માર્ગ તમામ જાજો.

**ગૌતમી**—બેટા, બાંધુ જેવા તને વાહાલા જે આ તપોવનમાંના દેવતા તે પણ તને જવાની આજ્ઞા દેછે. એમને નમસ્કાર કર.

**શકુંતલા**—(પ્રણામપૂર્વક પરિક્રમણ કરીને કાનમાં) અલી પ્રિયંવદા, રાજપુત્રને મળવાની મારા મનમાં ઘણી ઉત્કંઠા છે ખરી તોપણ આશ્રમ છોડીને જતાં મારા પગ ઉપડતા નથી.

**પ્રિયંવદા**—તપોવન વિયોગે કરી કેવલ તનેજ શોક ઉત્પન્ન થાયછે એમ નથી. તારા વિયોગથી તમામ તપોવનને પણ તારી પેઠેજ દુઃખ થાયછે.

## (આર્યાગીતિ વૃત્ત.)

હરણીઓ મુખમાંથી નાંખી દે ભોંય દર્ભના કલ્લા,
મોર તજેછે નર્તન વાગ્યા એને વિજોગના ભાલા;
સર્વલતા વન કેરી જાણે આંસુ ખરેખરાં પાડે,
તેમ પત્ર વેરેછે ઉભરા એવા પ્રકારથી કાઢે.

**શકુંતલા**—(સંભારીને) પેલી મારી બહેન વનજ્યોત્સ્નાને કહી આવું.

**કાશ્યપ**—ઠીક તારો એની સાથે માનીજણી બહેન સરખો સ્નેહ છે તે હું જાણુંછું. આ રહી તે જમણા હાથ ભણી.

**શકુંતલા**—(વેલ પાસે જઈને) અરે! પ્રિય વનજ્યોત્સ્ના, આંબાને લાગેલી છે ખરી તોપણ લગાર તારા આણી તરફ આવેલા શાખારૂપી હાથે મને ભેટી લે. હું હવે દૂર દેશ જનારછું, તેથી હવે પછી તારો મેળાપ મને થશે નહિ.

## (વસંતતિલકા વૃત્ત.)

**કાશ્યપ**—સંકલ્પ મેં પ્રથમથીજ કરી મૂક્યો' તો,
ભર્તારનો મન વિષે તુજ કાજ તે તો;
રૂપે, કુળે, અવર સદ્‌ગુણમાં સમાન,
પામી હવે સુકૃતથી ધણિને પ્રમાણ.

આંબો મળ્યો ઝટ રુડી નવમાલિકાને,
જામી ખરેખર વધૂવર જોડ એને;
બને હવે વર વિષે સુખિયાં થયાં આ,
તેની તથા તુજ વિષે ગઈ આજ ચિંતા.

બેટા, અહીંથી હવે માર્ગે પડ.

**શકુંતલા.**—તમો બન્ને જણીઓને આ વેલની સુપરત કરું છું.

**સખિયો**—એ તો ઠીક. પણ આ બે જીવની કોને સુપરત કરી જાય છે ? (એમ કહી આંખમાંથી આંસુ પાડે છે.)

**કાશ્યપ.**—અનુસૂયા, રડ માં, તમારે બેઉ જણીઓએ તો શકુંતલાને ધીરજ આપવી જોઈએ.

(પછી સર્વે આગળ ચાલવા માંડેછે)

**શકુંતલા**—પિતાજી, આટલું કહુંછું તે જરા ધ્યાનમાં રાખજો. તે એ કે પેલી મારી લાડકડી હરણી ભારેવાહી થઈને આશ્રમમાં ફરે છે તે જ્યારે નિર્વિઘ્ને વિઆય ત્યારે એ શુભ વર્તમાન કોઈની જોડે મને કહાવજો.

**કાશ્યપ**—ઠીક, નહિ વીસરૂં બેટા.

**શકુંતલા**—(તણાતી હોય એમ બતાવી) અરે ! કોણ આ મારો પાલવ સાહી રહ્યું છે ? એમ કહી પાછું ફરી જુવે છે)

**કાશ્યપ**—બેટા,

## (વસંતતિલકા વૃત્ત.)

રેડયું મુખે કુશતણી અણીથી પડેલ,
ઘા રૂઝવા અમળ ઇંગુદી કેરૂં તેલ;
સામો મુઠીભર વળી દર્ભને ઉછેરી,
તે પુત્રીતુલ્ય હરણી નહિ જાય છોડી.

**શકુંતલા**—બાપલા, તારી સોબત હું મૂકીને જાઉંછું તો મારી પાછળ કાં આવેછે ? તને જણીને તરત તારી મા મરી ગઈ. પછી તેના વિના મેં તને ઉછેરી મોટી કરી હવે હું જઈશ એટલે દાદા તારૂં જતન કરશે. માટે જા, બા, પાછી જા. (એમ કહી રડતી રડતી આગળ ચાલી)

(વસંતતિલકા વૃત્ત.)

**કાશ્યપ**—ઉંચી ચડેલ તુજ પાંપણ આંખ કેરી,
તેમાં રહેછ ખુબ અશ્રુપ્રવાહ જારી;
એ બંધ તું કર ધરી મન ધૈર્ય સાચું,
જેથી જરાય તુજ દીલ ન થાય કાચું.
કાંજે તને નહિ દિસે જળના ભરેલા,
નેત્રોવડે ખચિત મારગ નીચ ઉંચા;
તેમાં કદાપિ ડગલાં ભરતાં અગાડી.
બેસીશ આડું અવળું પગને લગાડી.

**શારંગરવ**—ભગવન, ભાગોળના તળાવની પાળ સુધી સગાંવહાલાંએ વળાવવા જવું એવો સંપ્રદાય છે; માટે હવે આ તળાવની તેડ આવી. તો જે કાંઈ સંદેશો કહેવાનો હોય તે કહી પાછા વળવું ઘટારત છે.

**કાસ્યપ**—ત્યારે આવો, આ વડના વૃક્ષની તળે થંડકમાં બેસી જરા વિસામો ખાઈયે.

(સર્વે પરિક્રમણ કરીને બેસેછે)

**કાશ્યપ**—ખરે, મહાપ્રતાપી દુષ્યંતને માટે તેવો શો સંદેશો કહાવું વારૂ ? (એમ કહી વિચારમાં પડેછે) શારંગરવ, શંકુતલાને સોંપીને દુષ્યંત રાજાને મારૂં નામ દઈ આટલો સંદેશો કહેજે.

**શારંગરવ**—કહો, મહારાજ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

**કાશ્યપ**—જાણો જે તપ એજ છે ધન ખરૂં એવા અમોને ઋષિ,
તે સાથે કુળ ઉંચ છે તમતણું તે લો વિચારી ખુશી;
આપોઆપ વળી પરસ્પર છૂટી'તી સ્નેહની વૃત્તિ તે,
વચ્ચે કોઈ પ્રકારથી નવ હતા બંધુજનો કોઈએ.
જે રીતે બહુ માનમાં અવર છે રાણી ધણી આપથી,
તે રીતે તમ પાળજો યુવતિને સામાન્યસત્કારથી;
તેથી પ્રાપ્ત થવો વધુ ઉદય તો છે ભાગ્ય આધીનરે,
ના બોલાય વિશેષ એ વહુતણા બંધુજનોથી ખરે.

**શારંગરવ**—સંદેશો તો જેવો ઘટે તેવોજ છે. તેજ પ્રમાણે હું પહોંચાડીશ.

**કાશ્યપ**—બેટા, હવે તને કાંઈ શિખામણ દેવી જોઈએ. અમે વનવગડાના વાસી છઈએ પણ સંસારની રીતભાતથી કેવળ અજાણ્યા નથી.

**શારંગરવ**—નહિ, નહિ, મહારાજ, બુદ્ધિમાન પુરૂષને કોઇપણ વિષય અજાણ્યો નથી.

**કાશ્યપ**—તો અહીંથી સાસરે પહોંચ્યા પછી—

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

સેવા તું કરજે સદા મનથકી તારા વડીલો તણી,
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી;
ભર્તા રોષ કરી વઢે કદિ તને સામે ન તોયે થતી,
રે'જે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડતી.
જે વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયે બડે જાવતું,
તે વેળા મનમાં ફુલાઈ ન જતી કે માન્ય રાણી છું હું.

વર્તે જે અબળા જનો ઉપરની રીતે બધાં તે ધરે,
સન્નારી અધિકારને, અવર તો બોળે કુળોને, ખરે.

**ગૌતમી**–વાહ ! આટલા ઉપદેશમાં વહુ માણસે કેમ ચાલવું એના ધર્મ આવી ગયા. બેટા, આ બધું કાળજામાં કોરી રાખજે.

**કાશ્યપ**–હવે મને તથા તારી બ્હેનપણિઓને છેલી વારકી ભેટી લે કે અમે જઈએ.

**શકુંતલા**—પિતાજી, પ્રિયંવદા તથા અનસૂયા મારી પ્રાણસખિયો તે પણ અહીંથી પાછી જવાની કે ?

**કાશ્યપ**—હા, બેટા, શું કરીએ ? એઓને પણ પરણાવ્યા વગર છુટકો છે ? માટે તારી સાથે એમને મોકલાય નહિ. પણ ગૌતમી આવશે.

**શકુંતલા**–(પિતાની કોટે વળગીને) પિતાજી, મલય પર્વતની તળેટીમાંથી ઉખડી ગએલી ચંદન લતાની પેઠે દાદાને ખોળેથી ઉતરેલી એવી જે હું તે મારા જીવને પરદેશમાં કેમ ધારણા રહેશે વારૂ ?

**કાશ્યપ**—બેટા, તું આવડી કેમ અકળાય છે, વારૂ?
(શંકુતલા પિતાને પગે પડે છે.)

**કાશ્યપ**—કલ્યાણ થાઓ, બેટા. તારે વિશે મારી સર્વ મનકામના સિદ્ધ થાઓ.

**શારંગરવ**—બપોર તો થઈ ગયા. બ્હેન, હવે ઉતાવળ કરો તો ઠીક.

**શકુંતલા**—(આશ્રમ સામી ઉભા રહીને) દાદા, ફરી હવે તપોવનનું મોહોડું હું કયારે દેખીશ ?

**કાશ્યપ**—સાંભળ, કયારે દેખીશ તે

**(વસંતતિલકા વૃત્ત.)**

ચોખંડ પૃથ્વિ તણી તું થઈને સપત્ની,
રાજ્યાધિકાર સુખમાં ચિરકાલ કાઢી.

દોષ્યંતિ જે અતુલ પુત્ર ખરો ગુણામ,
તેનો વિવાહ વિધિથી કરજે સમામ.
જ્યારે થશે સમજણો સહુ વાતથી એ,
ભર્તાર તે સમય ભાર કુટુંબ તણોરે.
દેશે મુકી સકલ એ સુતનેજ શીશ,
શાંતાશ્રમે વર સુધાં પગ તું મુકીશ.

**ગૌતમી**--બેટા, હવે જવાની વેળા થોડી રહી છે. દાદાને પાછા વાળ નહિ તો ફરી ફરીને ઘણીવાર સુધી એઓ બોલ્યાં કરશે. તમે હવે પાછા વળો.

**કાસ્યપ**--બેટા હું જાણું છું, હો ! હવે અનુષ્ટાનનો કાળ જતો રહે છે.

**શકુંતલા**--(પાછી પિતાને ભેટીને) દાદા, તમારૂં શરીર તપશ્ચર્યા કરી કરી ઘણું કષ્ટાયુંછે; તેમાં વળી મારી ચિંતા કરી લગારે ઉમેરો કરશો નહિ.

**કાસ્યપ**--(નિસાસા મુકીને)

## (આર્યાગિતિ વૃત્ત.)

વળે શોક શમતા મુજ ક્યાંથી, બેટા, ધરાંગણે દેખી,
વેરેલા પૂર્વે તેં બળિનીવારો ચરાવવા પંખી.
સધાવો બેટા, વાટમાં કલ્લોલ કરતાં જાજો.

(શકુંતલા પોતાના સાથીઓ સાથે ચાલવા માંડે છે)

**પ્રિયંવદા** તથા **અનસૂયા**--(શકુંતલા ભણી જોઈને) અરે, રે ! ખરે એ તો ગઈ. ઝાડમાં ને ઝાડમાં અંતરધાન થઈગઈ.

**કાસ્યપ**--(હાશ કરી લાંબા નિસાસા મુકીને) ચાલો મારી પાછળ. ઘેર જઈએ.

**પ્રિયંવદા** તથા **અનસૂયા**--દાદા, શકુંતલાના વિયોગે કરીને આખું તપોવન સુનુ સુનુ લાગે છે, તેમાં અમારાથી કેમ પગલું મુકાશે ?

**કાશ્યપ**—સ્નેહની રીત એવીજ દીસે છે. (વિચારમાં ને વિચારમાં પરિક્રમણ કરી) અહો! મને પુછો તો શકુંતલાને સાસરે વળાવેથી મારૂં હૃદય હવે સ્વસ્થ થયું. કેમકે

(ઇંદ્રવજ્રા વૃત્ત.)

આખેર કન્યા ધન પારકું છે,
તેને વળાવી ધણિ ઘેર આજે.
આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી
માલીકને થાપણ જેમ સોંપી.

**અભિજ્ઞાન શકુંતલ નાટક.**

---

# મહામહોપાધ્યાય.

## ૧૭૫—સાવિત્રિ ચરિત્ર.

**સાવિત્રી**—અહો મારાં હૃદયપ્રિય પુસ્તકો! જો કે આપના શુભ આશ્રયથી જે જે લાભ મને મળ્યો છે તે હું મારી એક જીભથી કહી શકતી નથી, તોપણ પરલોકનો જય કરવામાં અસ્ત્રરૂપ શાસ્ત્રોએ, વેદવાણીના નિવાસ રૂપ નિર્મલ ઇતિહાસોએ અને પુરાણોએ જે જે મારી ઉપર ઉપકાર કર્યા છે તે હું કેમ વિસારૂં? મહાકવિઓના મનમાંથી ઉત્પન્ન થએલાં સાંભળવા યોગ્ય કાવ્યોએ અને રત્નોના કોષને પણ હલકા પાડે એવા કોષોએ, મારા ઉપર જે જે ઉપકાર કર્યા છે તેને કેમ ભૂલું? [બીજી કોર જોઈને] સારા માર્ગને દેખાડનારી કથાઓ અને હર્ષના સ્થાનકરૂપ કથાનકોએ સ્નેહી પ્રિય મિત્રોની પેઠે જે કાંઈ મારા ઉપર ઉપકાર કર્યા છે, અરે, તે કેમ ભૂલું? [ફરીને બીજી કોર જોઈને] ઉત્તમ ગદ્ય અને પદ્યથી મનોહર ચંપૂઓએ અને આ સુંદર નાટકોએ વારંવાર

જે જે મારી ઉપર ઉપકાર કર્યા છે તેને આ મારૂં મન કેમ ભુલી જશે? અરેરે, તોપણ દયારૂપી ઉત્તમ અમૃતમય અંતઃકરણવાળા પિતાજીની આજ્ઞાથી પોતાને યોગ્ય વર શોધવા સારૂ આજ વર્ષ દિવસ થયાં હું જુદાજુદા દેશમાં ફરતી હતી તેથી મારાથી તમારી સંભાળ લેવાણી નથી. અને હવે તો સઘળો સંસાર મને ઉજડ અરણ્ય જેવો શૂન્ય અને અસાર લાગેછે. શાસ્ત્રવિચારની વેળા વીતી ગઈ, કાવ્યના વિનોદનો અવસર જતો રહ્યો અને સાહિત્ય શીખવાનો સમય સંતાઈ ગયો; વધારે શું કહું? આપના ગુણથી વેધ એલા હૃદયવાળી સાવિત્રીને જીવવાનું પણ હવે પ્રયોજન નથી માટે

છેલ્લા પ્રણામ છે. [એમ કહી પ્રણામ કરી ફરીને આંસુ ભરેલી આંખે] હે શાસ્ત્રો! હે ઈતિહાસો! હે પુરાણો! હે કથાઓ! હે કથાનકો! હે વિચિત્ર ચંપૂઓ અને હે નાના પ્રકારના નાટકરૂપ રત્નો! સાવિત્રીના

આ છેલ્લા પ્રણામ છે, કેમકે હવે તે આપના સમાગમનો લાભ લેવાને સમર્થ નથી. [કથાના બે પુસ્તકો હાથમાં લઈને] અહો! મારા હૃદય જેવી, આત્મા જેવી અને પ્રાણ જેવી પ્રિય આ બે કથાઓ માલતી–માધવીથી વધારે છે, કે જે માલતી–માધવીની પેઠે મારા દુઃખથી દુઃખણી હોય, શૂન્ય થઈ ગઈ હોય અને વિનોદને વિસરી ગઈ હોય તેવી જણાય છે. માલતી–માધવીના વિયોગની પેઠે એનો લેશ પણ વિયોગ મારાથી સહન થતો નથી. આ લાંબા દેશાટનમાં મને જેણે આનંદમગ્ન રાખીને માતાપિતાના ચરણની સેવાના વિયોગના દુઃખનું વિસ્મરણ કરાવ્યું હતું તે પણ આ બે કથાઓ આ સમયે મને લેશ પણ આનંદ ઉપજાવતી નથી. મારા દુઃખે દુઃખ પામનારી પ્રિય સખી માલતી અને માધવી પણ પાસે નથી કે તેને હું મારૂં દુઃખ કહી સંભળાવું. [એમ બોલતાં નિસાસો નાખી નીચે બેસે છે અને માલતી તથા માધવી પ્રવેશ કરેછે.]

**માધવી**—સખી માલતી! પ્રિયસખી સાવિત્રીનો આપણી ઉપરનો પ્રેમ જોયો? તે પાછળથી પુસ્તકો સાથે બોલતાં પણ પોતાના નિર્ગુણ સખીજનને પણ ભૂલતાં નથી.

**માલતી**—એવાંઓને એમજ શોભે છે.

**માધવી**—જો ઇચ્છા હોય તો ફરીથી પણ છુપાઈ રહીને તેનાં મધુર વચનો સાંભળીએ.

**માલતી**—ના, ના, બેન ! હવે વિલંબ કરવામાં મારૂં મન સંમતિ આપતું નથી. જે સમયથી પરમપવિત્ર મનનાં માતા માલવી અને દયામય મનવાળા પિતાજી અશ્વપતિએ આજ્ઞા કરી છે તે સમયથી કયી રીતે, કેવા પ્રયત્નથી અને કેવા ઉપદેશથી સાવિત્રીને માત-પિતાના મત પ્રમાણે ચાલવાનું સમજાવવી તે વિષે મોટી ચિંતા છે. માટે આવો આપણે તેનું પુસ્તકમાં લાગેલું મન આપણી કોર ખેંચીએ. [એમ કહી સાવિત્રી પાસે આવીને] આ આપણી પ્રિયસખી સાવિત્રી પોતાના પુસ્તકોની પાસે લમણે હાથ દઈને આંસુડાં પાડતી, નિસાસા નાંખતી તથા શૂન્યચિત્ત થઇને ગળગળે સાદે કંઈકિંઈ બોલ્યા કરે છે. એનું હૃદય શૂન્ય થઈ ગયું છે તેથી પાસે ઉભા છતાં પણ તે આપણુને દેખતી નથી. માટે કાંઈક બોલીએ.

**માધવી**—ઠીક, એમ કરીએ. [સાવિત્રીને] પ્રિયસખિ ! શરીરે સારૂં છે ?

**સાવિત્રિ**—(સાંભળ્યા વિના મુદિતમહાલક્ષ્મી અને પ્રસંજપાર્વતી નામની બે કથાને) હે મારા મનના વિસામાના આધાર પ્રિય કથાઓ ! માલતી અને માધવીની પેઠે તમે બેય મારા હૃદયનું સર્વસ્વ છો માટે કહો કે મારે શું કરવું અને મારૂં કેમ કલ્યાણ છે ? (ફરીને નિસાસો નાખીને) અરે, આ મારી વા'લી કથાઓ પણ કાંઈ ઉત્તર આપતી નથી, અથવા દૈવ અવળો થાય ત્યારે કોઇપિણ સંબંધી પોતાનું સગપણ દેખાડી શકતું નથી, માટે એનો કાંઈ અપરાધ નથી. હશે, હું મારા હૃદયનેજ પૂછું.

## (રાગ સીતાજીના મહિનાનો)

કે'ને હૃદય હવે ક્યાં જાઉં ? ઉપાય હું શું કરૂં ?
સત્યવાન મહાગુણવાન, એને શી રીતે વરૂં ?
મત દેતાં નથી માત તાત કજે પડતી નથી;
મુનિવર નારદની તેમ, સંમતિ મળતી નથી.

**માલતી-માધવી**—પ્રિય સખિ ! તારૂં શરીર આરોગ્ય છે ?

**સાવિત્રિ**—(સામું જોઈને મનમાં) અરે, ભૂલ થઈ. પ્રિય સખી માલતી–માધવીએ પણ મારા મનના વિચાર જાણ્યા! અથવા એ મારૂં હૃદયજ; એનાથી શું છુપાવવાનું છે? (પ્રકાશમાં) પ્રિય બેન માલતી–માધવી! વિજયલક્ષ્મીથી શોભતા એ રાજકુમારનું કોઇપણ રીતે વર્ણવી ન શકાય એવું અને સર્વ સદ્‌ગુણરૂપી આભૂષણોથી શોભતું શરીર તો કોઈનું ન હોય તેવું આરોગ્ય છે. નિરોગીપણામાં, વિદ્વાનપણામાં વીરપણામાં, અને ધીરપણામાં એના જેવો બીજો કોઈજ નથી. એ તો આર્ય શત્રુશલ્ય અને વીરામત્ર પણ માન્ય કરે છે. પણ તે લોકો માત્ર પદભ્રષ્ટતાને લીધેજ તેની સાથે સ્વયંવર કરવાને સંમતિ આપતા નહતા, પણ પવિત્ર પિતાજીએ તેના વિચારને સારા નહોતા ગણ્યાં. એમના વિચાર તો નારદજીનાં છેલ્લાં વાક્યોથી બદલાઈ ગયા.

**બેઉ સખી**—બેન! અમે તો તમારી પ્રકૃતિ વિષે પૂછીએ છીએ અને તમે તો બીજીજ વાત કરો છો.

**સાવિત્રિ**—(જરા શરમાઈ જઈને) પ્રિય સખીઓ! ક્ષમા કરજો. મારૂં મન હમણા સ્થિર નથી, તેથી તેમ થયું છે. મારી પ્રકૃતિ તો સારીજ છે, માત્ર આ મોટી મનોવ્યથા છે, તેથી હું ઘેલી જેવી થઈ ગઈછું.

**માલતી**—તમે સુજ્ઞ અને વિચારવાળાં છો એટલે તમને કાંઈ કહેવા જેવું નથી, પણ જ્યારે આપણાં માતાપિતા જે વાતમાં આજ્ઞા ન કરે ત્યારે તે વાતમાં આપણે આગ્રહ ન કરવો જોઈએ.

**માધવી**—મને માલતીનું કહેવું ઘણુંજ ઉચિત લાગે છે. આપણે પ્રત્યેક આર્યધર્મ પુસ્તકોમાં એમ વાંચ્યું છે કે, 'સ્ત્રીઓએ વિવાહની અગાઉ માતાપિતાની આજ્ઞામાં રહેવું જોઈએ.' એ પ્રમાણે તમારે માતાપિતાની આજ્ઞા માન્ય કરવી જોઇએ. એઓ પણ આપણા હિતને માટેજ તેમ કરવાની ના પાડે છે. આપણા વિષે જેટલી તેમને ચિંતા હોય તેટલી કોઈને નજ હોય; તેમ છતાં આપનો એટલો બધો આગ્રહ છે તેથી તે કદી તમારી ઇચ્છા લોપે તો નહિ, પરંતુ જ્યારે નારદજી જેવા મહાત્મા પણ તેના આયુષ્ય વિષે સારો મત ન આપે ત્યારે તે માયાળુ માવતરનું

મન કેમ તેમ કરવા સંમતિ આપે ? તે વિચારો. માટે ફરી દેશાટનનો આરંભ કરો. અને '**બહુરત્ના વસુંધરા**' છે, માટે ઇશ્વરકૃપાથી તેવોજ બીજો રાજકુમાર તમારા જોવામાં આવ્યા વગર રહેશે નહિ.

**માલતી**—હું માધવીના બોલેબોલ માનવા યોગ્ય ગણું છું.

**સાવિત્રિ**—(ઘડીવાર મુંગા રહીને અને ઊંડો નિસાસો નાખીને) હું જન્મ ધરીને તમો બેયની સાથેજ મોટી થએલી છું. મારી પ્રકૃતિ વિષે તમે બેય કાંઇજ અજાણ્યા નથી તેમ છતાં માતાપિતાની આજ્ઞા માનવા વિષે તમે મને ભલામણ કરો છો, પણ શું હું એટલું પણ નથી જાણતી કે માતાપિતાભણી પુત્રીનો શો ધર્મ છે ? હું આપણા પવિત્ર વિદ્યાગુરૂની કૃપાથી સારી રીતે જાણું છું કે જેઓએ આપણું લાલન પાલન કર્યું છે, જેઓએ આપણા સુખને માટે દુઃખ સહન કર્યાં છે, અને જેઓએ પોતાના પ્રિયપ્રાણ કરતાં પણ આપણને અધિક પ્રિય ગણેલ છે, તે માતા અને પિતાની આજ્ઞા પોતાનો પ્રાણ જતાં સુધી પણ પાળવી જોઇએ. પણ જેમ એક કોરેથી સ્ત્રીઓનો માવતર તરફનો ધર્મ જોઇએ છીએ તેમજ બીજી કોરથી સ્ત્રીઓનો પોતાના પતિ તરફ કેવો ધર્મ છે ? તે વિચારવા જેવું છે. સ્ત્રીઓએ એક પતિ કરીને બીજો પતિ કરવો એવું કોઇ શાસ્ત્ર કહેશે ? કદિ નહિ.

**માધવી**—એ અવળી વાત કરો છો. તમે એને કયારે પતિ કરેલ છે ? નથી સ્વયંવર માલા નાંખી કે નથી જીભથી વચન આપ્યું, ત્યારે તે પતિ કેવા રીતે કહેવાય ?

**સાવિત્રિ**—હા, હું માન્ય કરૂં છું કે મેં તેમના ગળામાં સ્વયંવરમાળા નથી આરોપી, તેમ જીભથી પણ કાંઇજ કહ્યું નથી, પણ જે સમયથી મેં તેનું મુખકમલ જોયું છે તે સમયથીજ મારા મનથીજ મેં તેને મારા પતિ ગણેલ હવે બેનો ! ગમે તો એક હજારવર્ષનું આયુષ્ય હોય કે એક વર્ષનું હોય મારે તો એજ પતિ, એજ પ્રાણનાથ અને એજ સંસારનું સર્વસ્વ છે. બેનો ! એજ મોટું સંકટ છે કે માતાપિતા આજ્ઞા આપતા નથી ને મારૂં મન બીજા રાજકુમારને વરવા ચાલતું નથી. (એમ

બોલતાં મુર્ચ્છાંગત થઈ પડી જાય છે. માલતી તથા માધવી-(મૂર્છા ઉતારે છે એટલામાં )

**નેપથ્યમાં—** **(આર્યા)**

સાવિત્રી પ્રિયપુત્રી, વટસાવિત્રીતણુંજ વ્રત કરને;
ગૌરીશંભુ કૃપાથી, દીર્ઘાયુષ તેજ વર વરને.

**સાવિત્રિ—**(સાનંદાશ્ચર્યથી એકાએક જાગૃત થઈને) અરે એ કોણે અમૃત જેવું વચન સંભળાવ્યું ? (ચારે કોર જોઇને) અરે અહીં તો કોઈ દેખાતું નથી. અરે હું ભૂલી, સ્વપ્નથીજ હું છેતરાણી. (એમ કહી નિસાસો મેલે છે એટલામાં બે અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

**પહેલી** —સખી ચંદ્રિકા ! પરમ દયાલુ ભગવાન નારદજીએ પુત્રી સાવિત્રીના અંતઃકરણના તાપ સમાવવાના સાધનરૂપ વટસાવિત્રીનું વ્રત બતાવવાને આપણને આજ્ઞા કરી છે. માટે આવો આપણે અંતરિક્ષમાં રહીનેજ કાંઈ કહીએ.

**બીજી**—બેન બકુલાવલિ ! ઠીક છે, એમ કરીએ. (ગાય છે.)

**(રાગ કાલિંગડો તાલ દાદરો.)**

અહો મુજ આલિ તું નિરાશ શીદ થાય રે,
થયા પરમેશ સહાયરે;—અહો. ટેક.
પતિનું આયુષ વધવા સારૂ, સુણજે સરસ ઉપાયરે, નિરાશ૦
વટસાવિત્રી વ્રત કર બેની, સુખ સહુ એથી પમાયરે. નિરાશ૦

**સાવિત્રિ**—(સાંભળીને) સખીઓ ! આ ગાયનનો અભિપ્રાય એવો જણાય છે કે 'વટસાવિત્રિ' નું વ્રત કરવાથી મારૂં હિત થશે. પણ તે શી રીતે કરવું તે વિષે તમે મારા પ્રિય પિતાજીની પ્રાર્થના કરો કે તે સારા વિદ્વાનોને બોલાવી, એ વૃત્તનો સવિસ્તાર વિધિ પૂછે, તે પછી તે કહે તેમ હું કરૂં.

**બેય સખી**—સારૂં, પ્રિયસખી! અમે આપના પ્રિયપિતાજી પાસે જઈએ છીએ. (એમ કહી જાય છે.)

**સાવિત્રિ**—હું પણ હવે શિવપૂજન કરવા જાઉં. (જાય છે.)

**સાવિત્રીચરિત્ર નાટક.**

---

# મૂળજી આશારામ.

## ૧૭૬—સતીત્વ પ્રભાવ.

**અનસૂયા**—(અંદરથી ગાતી ગાતી પ્રવેશ કરે.)

**ગાયન.**

ત્રિભુવન પતિ તારનાર વ્હાર કરો મા......રી
વ્હાર કરો મારી હરિ થાઓ સાહ્ય કા......રી—ત્રિભુવન.
દીન દયાળ શરણે બાળ, કિંકરીની લ્યો સંભાળ,
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારિ—ત્રિભુવન.
ભુલી ગઈ મમ દેહ ભાન, સ્વામિની સેવામાં લાગ્યું તાન,
ક્યાંથી કરાવું હવે જળ પાન, પતિને સેવના......રી—ત્રિભુવન.

અહા! હું પાણીની શોધમાંને શોધમાં ક્યાં જાઉં છું. શું હું સ્વમતો અનુભવતી નથી! ના! ના! હું મારા સ્વામિને માટે જળની શોધમાંજ ફરૂં છું, પરંતુ કોઈ પણ સ્થળે જળ દ્રષ્ટિગોચર થતુંજ નથી. (આસ પાસ જોઈને) અરે! પણ આવા ભયંકર જંગલમાં પેલી પર્ણકુટી કોની હશે! એમાં કોણ રહેતું હશે! શું કોઈ અધર્માઓ આવા જંગલમાં આવતા જતા વટેમાર્ગુને લુટવાના ઇરાદાથી અહીંઆ રહેતા હશે! કે કોઈ દુષ્ટ પિશાચ કે અસુરનું સ્થાન હશે! ગમે તે હો! પરંતુ ત્યાં વસ્તી તો

શોધીજ ! માટે ચાલ હું ત્યાં પૂછી તપાસ કરૂં. (જોઈને) પેલા વૃક્ષ નીચે કોઈ તપસ્વી હોય એમ જણાય છે ! જરૂર આ પર્ણકુટી એમની હશે. (પાસે જઈ વંદન કરે છે.)

**નર્મદા**—અરે બાઈ ! તું કોણ છે ? અને આવા નિર્જન જંગલમાં એકલી તું ક્યાંથી આવી ચઢી ! શું તું કોઈ ભુલી પડેલી અપ્સરા છે ?

**અનસૂયા**—યોગિની ! મને માફ કરો, મારૂં વૃત્તાંત કહેવાનો કે એક પણ શબ્દ સાંભળવાનો મને હાલ અવકાશ નથી; મને કૃપા કરીને કહો કે આટલામાં કોઈ પણ સ્થળે જળ મળી શકશે ?

**નર્મદા**—બાઈ ! તું ઘણી ભોળી જણાય છે. આજ સો વર્ષ થયાં દુષ્કાળ હોવાથી સો સો ગાઉ ફરતી જગ્યામાં કોઈ પણ સ્થળે જળ દ્રષ્ટિએ પડતું નથી; તો તને અહીંઆં તે જળ ક્યાંથી મળશે. માત્ર તપના બળથી વાયુનું ભક્ષણ કરીને હું રહું છું.

**અનસૂયા**—હા ! હરિ હરિ ! શું મને મારા સ્વામીને માટે જળ નહીંજ મળે ! મારા પતિએ આજ સો વર્ષની અખંડ સમાધિમાંથી જાગ્રત થતાં માત્ર જળ માગ્યું, તે પણ લાવી આપવાને આ કિંકરી સમર્થ નથી. અત્યાર સુધી સ્વામીની સેવામાં દિવસ નિર્ગમન થતા હોવાથી તૃષા કે ક્ષુધાનું મને ભાન ન રહ્યું, પણ જ્યાં સર્વત્ર દુષ્કાળ દુષ્કાળ ફેલાઈ રહ્યો છે, ત્યાં જળ તે ક્યાંથી લાવું ! ! હે ગંગા, યમુના, ને સરસ્વતી-આદિ સરિતાઓ ! શું તમે મારી આ પ્રાર્થના નહિ સ્વીકારો ? મારા સ્વામીને માટે આટલું કમંડળ જળથી નહિ ભરી આપો ? જો તમારામાં સત્યનો લેશ પણ અંશ હોય, અને મારી સ્વામીસેવાનું જે કંઈ પુણ્ય ભેળું થએલું હોય તો તેના પ્રભાવે ગંગાજી પ્રગટ થશો; અને આ કમંડળ જળથી ભરી આપશો. (અવાજની સાથે જમીનમાંથી ગંગા પ્રગટે છે.)

**ગંગા**—મહાસતી અનસૂયા ! હું ભગિરથી તારાપર ઘણી પ્રસન્ન થઈ છું, હવે તારા સ્વામીને માટે કમંડળ જળથી ભરી લે.

**અનસૂયા**—સતી ભગિરથી ! મારાપર આપની આવી અનહદ કૃપાને માટે હું આપની અત્યંત આભારી છું. (જળ ભરે છે.) મારા સ્વામીને માટે આ કમંડળ ભરી જળ મને મળ્યું, પણ મારી એક બીજી વિનતિ સ્વીકારશો !

**ગંગા**—જે કહેવું હોય તે ખુશીથી કહે.

**અનસૂયા**—આપના અત્રે પધાર્યાના સમાચાર જો મારા સ્વામીના જાણવામાં આવશે, તો અવશ્ય તેમને આપના પવિત્ર જળમાં સ્નાન કરવાની ઇચ્છા થશે માટે મારા સ્વામીની એ ઇચ્છા પરિપૂર્ણ થતાં સુધી આપ અહીંઆજ વિશ્રાંતી લેશો.

**ગંગા**—ધન્ય છે ! ધન્ય છે ! તારી પતિ સેવાને ધન્ય છે! સત્સંગ જેવી શ્રેષ્ટ વસ્તુ ત્રિલોકમાં પણ નથી. મારાં એવાં કયાંથી અહો ભાગ્ય કે મને સત્સંગ સહજ પ્રાપ્ત થાય ! પણ જો તારૂં માત્ર એકજ દિવસની પતિ સેવાનું ફળ મને અર્પણ કરે તો હું તેમ કરવા કબુલ છું.

**અનસૂયા**—(હાથમાં જળાંજળી લઇ.) તથાસ્તુઃ

**નર્મદા**—(નમન કરી) ભગવતી ! મેં આપને ન ઓળખ્યાં, મારા અપરાધને માટે મને ક્ષમા કરજો.

**અનસૂયા**—યોગિની ! તમે નિર્દોષ છો. મારા સ્વામીને માટે હું જળની શોધમાં ફાંફાં મારતી હોવાથી મને શુદ્ધિ નહોતી. ઉલટો મેં કદાચ આપનો અનાદર કર્યો હશે તો ક્ષમાને પાત્ર તો પ્રથમ હુંજ થઈ ચુકી છું. આપ કોણ છો અને ભરજુવાનીમાં આમ કઠિન તપ શા માટે આરંભ્યું છે ?

**ગાયન.**

**નર્મદા**—ભજું પ્રીત થકી આજ હું મોરારી,
ભોગવવાને સ્વર્ગ સુખ (૨) આશ મારી—ભજું.

નથી મારે કોઈ માત તાત ભાઈ,
મિથ્યા છે સર્વ જર તણી સગાઈ;
સાચી એક અવનીમાંહી (૨)
ભક્તિ તારી..............................ભજું.
રહી મોહી આ સંસાર સુખ જાણી,
જાણ્યું સુણી સત્પુરૂષ તણી વાણી.
બેસું ઠરીને ઠામ આવી
શરણ તારી..............................ભજું.

મહાસતી ! હું હજી હું કુમારીકા છું. મારા નસીબમાં પતિનું સુખ નહીં સરજેલું હોય તેથી મારો જેની સાથે વિવાહ કરે તે લગ્ન થતાં પહેલાંજ મરણ પામે છે. એક પછી એક એમ મહા મહેનતે મારાં ગરીબ માબાપે મારે માટે સારાં સારાં કુલીન પાંચ છ ઘર જોયાં પરંતુ તે સર્વ મહેનત વ્યર્થ ગઈ. અને હું અવિવાહીતજ રહી. હું હવે આ અસાર સંસારથી કંટાળી અહીંઆ રહી ઈશ્વર ભજનમાં દિવસ નિર્ગમન કરૂં છું. મારે લાયક કોઈ સ્વામી મને મળવો મુશ્કેલ છે. તો આ ભવાબ્ધિમાંથી મુક્ત થઈ, આજ દેહે સ્વર્ગનું સુખ અનુભવવા તપ આરંભ્યું છે.

**અનસૂયા**—બહુ સારૂં ! હવે હું રજા લઈશ. મારા સ્વામી મારી રાહ જોતા હશે, તમારી મનકામનાઓ સફળ થાઓ. (જાયછે.)

**આકાશવાણી**—અરે ભાગ્યશાળી નર્મદા ! ધન્ય છે ! ધન્ય છે ! ! મહાસતી અનસૂયાના આશીર્વાદથી આજ તારૂં તપ સફળ થયું છે, જે માંગવું હોય તે ખુશીથી માગ અમે તારાપર પ્રસન્ન થયા છીએ.

**નર્મદા—જો આકાશમાંથી આવતો ધ્વનિ સત્ય હોય, તો આજ દેહે સ્વર્ગનું સુખ ભોગવવાની મારી જે ઈચ્છા છે તે પરિપૂર્ણ થાઓ.**

**આકાશવાણી**—તથાસ્તુ: (અંતરિક્ષથી એક દિવ્ય વૈમાન આવે છે ને નર્મદાને લઈ આકાશમાં જાય છે.)

**નર્મદા**—વૈમાનમાં બેઠા પછી.

**ગાયન.**

ધન્ય ધન્ય દીન આજનો, ધન્ય ઘડી પળવાર;
ભગવતી ચરણ પ્રતાપથી, સફળ થયો અવતાર.

**અનસૂયા નાટક.**

---

પરિશિષ્ટ. (अ)

# માતૃભૂમિની આશા.

## હરિગીત.

ઓ હિંદની આશા! સખા! મુજ નેત્ર કેરી નંદિની!
પ્રારબ્ધની ધાત્રી! અહો દેવી! અહો યશવર્ધિની!
ઓ પુત્રી! મુજ મુજ રંકની આશા બધી તુજ સાથમાં,
તુજથી જ વિશ્વે હું ગણાઈ છું અનાથ સનાથમાં.
તુજ સૌખ્યમાં મુજ સૌખ્ય ને તુજ પુનિતતા બલ બુદ્ધિમાં,
મુજ પુનિતતા બલ બુદ્ધિ છે તુજથી વડી હું વિશ્વમાં.
તુજથી જ હું જગવંદ્ય કે અતિ તુચ્છ છું તો દેવીઓ!
મુજ યાચના અતિ દીન આ લઈ લક્ષમાં સફળી કરો.
ઓ બેની તમ જાતિ વિષે વિદ્યાવ્યસન પ્રચલિત કરો,
ને ખીલવી તમ શકિતઓ બલ બુદ્ધિને સમૃદ્ધ કરો;

એ સમૃદ્ધિ તમ બાલમાં સીંચો અતિ ભારે કરી,
એ બાલમાં મુજ ભાવિની છે ઝળકતી આશા બધી.
દેજે સુશીલ સુધીર ને શૂરવીર સુત મુજ અંકમાં,
જે ઝગઝગાવે જ્યોતિ મુજ ઝાંખી પડેલી વિશ્વમાં.
પામે સુયશ જગમાં વિજયનો ધર્મધ્વજ ફરકાવતા,
પાવન કરે આ વિશ્વને શુભ બોધને વિસ્તારતા.
મુજ બાહુને મુજ બુદ્ધિને મુજ રિદ્ધિને મુજ સિદ્ધિને,
સમૃદ્ધ કરી કંઈ અવનવું પૂરે અલૌકિક તેજને.
જે તેજની જ્યોતિ ઘડીભર આંખ ઠારે વિશ્વની,
તેજોમય્યા એવા પુનિત સુત અર્પ ઓ મુજ નંદિની.
મેં ભોગવ્યું છે તેજવંતું પુનિત પદ જે પૂરને,
તે ઉચ્ચતર પદમાં પુનઃ અભિષેક મારો એ કરે.
ને જગતની સમૃદ્ધ પ્રજાની પંક્તિમાં લાવે મને,
તેવા સમર્થ સુશીલ વીર ઓ દેવી તું દેજે મને.

સ્વ. જીવાભાઇ અમીચંદ પટેલ.

---

પારશિષ્ટ. (ગ)

# ફુલડાંકટોરી.

(ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલઃ—એ રાગ.)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !
ફુલડાંકટોરી ગુંથી લાવ્ય;
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહિં ઝીલું રે બ્હેન !
અંજલીમાં ચાર ચાર ચારણી રે બ્હેન !
અંજલીએ છુંદડાંના ડાઘઃ
જગમાલણી રે બ્હેન !

અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !
ઝીલું નહીં તો ઝરી જતું રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધારઃ
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહીં ઝીલું રે બ્હેન !
ફૂલડાંમાં દેવની હાથેલીઓ રે બ્હેન !
દેવનીં કટોરી ગુંથી લાવ્ય;
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

ન્હાનાલાલ દ. કવિ.

## પરિશિષ્ટ (क.)

# માગશો ના.

માગશો ના વીર માગશો ના;
આ દીન જનની ઝૂંપડીમાં
માગશો ના.
સ્નેહ ને સદ્‌ભાવ તણા ફાલ બહુ ફાલ્યાઃ
સ્વારથની વાત અહિં કાઢશો નાઃ
આ દીન જનની૦
ત્યાગ અને સેવાની ભાવના અનેરીઃ
નફા તોટાને સંભારશો નાઃ
આ દીન જનની૦
કર્મયોગ કેરી ઘેરી ઝડીઓ પડી રહીઃ
ફળની ઇચ્છાની પૂંઠે લાગશો નાઃ
આ દીન જનની૦

નિષ્કંચન મમ ઝૂંપડી બિચારીઃ
દ્રવ્યદાન માગી વ્રત ભાગશો નાઃ
આ દીન જનની૦
સ્નેહ, સત્ય થકી ભરો પાત્રો તમારાંઃ
કુપાત્રે દાન અહિં પામશો નાઃ
આ દીન જનની ઝૂંપડીમાં
માગશો ના.

**સીતારામ જે. શર્મા.**

---

પરિશિષ્ટ (૪)

# ગૃહદ્વારનાં બેલડિયાં.

(મ્હાડ—ગરબી.)

આછા ઘુંઘટ ઉઘાડ,
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
ઉરસૌન્દર્ય ચખાડ,
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
રસરંગીલી ચન્દા મધુરી
વેરે રૂપાફૂલ;
વાદળવસન મુખેથી ખસેડી
કરતી દુનિયા ડૂલ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
સરવરસલિલે કુમુદની નાચે

અનિલે અનિલે પૂર;
મુખવલ્લરી ખીલવે પાંખડીમાં
ઝીલવા ચન્દ્રાઉર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
નહિ ઝીલે તો નહિ ખીલે એ,
વ્હીલે મુખ સુકાય :
ઉરસંવાદ પ્રફૂલ્લ વસે ત્યાં
રસજોડી વિકસાય !
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
અન્તર તુજ આત્મન્ ગુંજે ને
નયને વહે સન્દેશ;
ઘુંઘટ ઉઘાડ, અહો રસરાણી !
કરી દે સ્વપ્ન ઉજેશ !--
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
પટ ખોલે નભલક્ષ્મી ઉષા તો
સૂર્ય ઝરે રસનેહ;
સન્ધ્યાને મુખ ઘુંઘટ પડે ત્યાં
અન્ધ બને જગદેહ.—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
ગૃહદ્વારે બેલડિયાં વન્દે
વન્દન વદનઉદાર;
સમરસકલા ખીલી પ્રગટે ત્યાં
ઉરસૌભાગ્ય અપાર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
તુજ સ્નેહની પ્રતિમા શું બોલે,
લોલે ચેતન કેમ ?
એકલઉર કલાપી ન ખોલે
પ્રાણકલા પૂરી એમ !—

સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે શું
આ તુજ એવી અમાસ ?
ઘુંઘટ ઉઘાડ, ખિલાવ કલા, સખિ !
વેરી દે તુજ હાસ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
જળથળ વિલસે, રજની વિલસે,
વિલસે દિશદિશ વ્યોમઃ
ઘુંઘટ ઉઘાડ, જીવનભાગી સખિ !
પૂર્ણકલા ઝર સોમ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
નયનો ઝરશે, પ્રભુતા ભરશે,
સરશે આત્માભારઃ
સખીરી ! ત્હારૂં હૃદય વિકસતાં
સ્વર્ગ બને સંસાર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

અરદેશર ફ. ખબરદાર.

---

પરિશિષ્ટ. (ફ)

# સાસરૂં.

સાસરિયું મુજ સ્વર્ગ સમું ગૃહતીર્થ જો,
બલિહારી સખી રે મ્હારા સંસારનીઃ
સસરાજી સ્હવારનું નિર્મળ નામ જો,
સાસુ મ્હારાં સુરતરૂ શી છાંયડીઃ
જેઠજી ગૃહજીવનનું જમણું અંગજો,

જેઠાણી, સખી ! સ્નેહ વરસતી વાદળીઃ
દીયરજી લાડકવાયા—રસબાલ જો,
દેરાણી ઉભરાતી વાડી ફૂલની;
નણદી નીતરતો અમીનો અભિષેક જો,
નણદોઈ સંસાર દીપક—નદ નાવડુંઃ
વીર મ્હારો શરદપૂનમનો ચંદ જો,
બ્હેની મીઠડી ધવલ ચળકતી ચંદનીઃ
કુટુમ્બ કલ્લોલે ડોલે દિક્‌પાળ જો,
બાલુડો પરમેશ્વરનું પારેવડુંઃ
કંથજી મ્હારા પ્રભુના પ્રીતિપાત્ર જો,
પ્રિયપૂજક હું અલબેલાની આરતી.

કેશવ. હ. શેઠ.

---

પરિશિષ્ટ (क)

# સિદ્ધરાજ અને જશમા ઓડણ.

(રાગ—પુનમ ચાંદનીનો)

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ,
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણીરે. ૧
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટાં માન સરોવર દેવળ—ધર્મ વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે. ૨

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક,
નાંખે ઓડણો મટોડાં માથે લઈ પળુ રે. ૩
પાળે વડની ડાળે ઝૂલે બાળક પારણેરે,
માટી લેતાં જશમા ઝુલાવે નિજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણેરે. ૪
સાદે વેશે ફરતાં રાજાએ દેખી પરીરે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઈને રાજા કહે છે શુણ તું સુંદરીરે. ૫
" માટી વહેવાને આ કોમળ કાયા કરી નથીરે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ,
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે." ૬
જશમા કહે છે "રાજા કામ કરી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદીરે." ૭
"જશમા જંગલમાં વસવાને તું સરજી નથીરે,
મારા નગર તણો તું આવીને જો નોક,
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે." ૮
" નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે." ૯
"જશમા માણસ બહુ દેખીને શું ઘેલી બનેરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ,
ન કળે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદનેરે." ૧૦
"રાજા મેલાં મન માણસનાં મેલાં શ્હેરનાંરે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ,
મેલા ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાંરે." ૧૧

"જશમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગબગીચા ખીલે ફૂલ ગુલાબ,
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથીરે." ૧૨
"રાજા જંગલ આગળ બાગ બગીચા ધૂળ છેરે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ,
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છે રે." ૧૩
"જશમા જંગલની વાતો તું આજ વિસારજેરે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર,
ગાયન શુણવાને કાજે તું મ્હેલ પધારજેરે." ૧૪
"રાજા નવ રીઝું સારંગી કેરા સૂરથીરે,
મેના, મોર, બપૈયા ટેવ્યા છે મુજ કાન,
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથીરે." ૧૫
"ઓડણ આવો તો ઉતારૂં મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ,
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશું રે." ૧૬
"મારે ઓડણને ઉતરવા જોઈએ ઝૂંપડીરે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર,
પડતાં પગ ભાંગે ને કાયા થઈ જાય કુબડીરે." ૧૭
"ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જપતિને દ્વાર,
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાંરે." ૧૮
"મારે ઓડણને તો વાળુ જોઈએ ઘેંસનાંરે,
રાજા શું છે મારે હય. હાથીનું કામ,
દહીંને દૂધ મજેનાં મારે ભૂરી ભેંસનાંરે." ૧૯
"ઓડણ માગી લ્યોને આછાં સાળુ ઓઢણાંરે,
હીરા માણેક મોતી સોનાનાં ભંડાર,
આવી કંચન વરણી કાયાપર શોભે ઘણાંરે." ૨૦

"છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે,
નાંખું ઘાસ ચણોઠી ગઠી કંઠે હાર,
પહેરૂં ફૂલતણી માળા તો પરણ્યો રીઝશેરે." ૨૧
"જશમા કહે તું મુજને કેવો છે તારો પતિરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે." ૨૨
"પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેના મોળીઆમાં બહેકે છે બહુ ફૂલ,
જેની કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે" ૨૩
"જોને કામ કરંતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ,
તારી બુઝ ન જાણે જશમા એ તારો ધણીરે." ૨૪
"રાજા સાચાને ભય લેશ નથી સંસારમારે,
મારા પતિને મારો સંપૂરણ વિશ્વાસ,
હું તો અન્ય જનોને ભાઈ ગણી રહું ભારમાંરે." ૨૫
"જશમા રાણાને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે. ૨૬
રાજા કાયા ને માયાપર બળ નૃપનું વસ્યુંરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંહ્ય,
ભારે ભૂપ તણું પણ તે પર ન ચાલે કશું રે." ૨૭
"જશમા દૃઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ,
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે." ૨૮
"રાજા કોઈ ન જાણે કાલે મારૂં શું થશેરે,
એવી અલ્પ જીન્દગી માણે આ સૌ લોક,
રૂડી રહેણી સુખ પરલોકે પૂરણ આપશેરે." ૨૯

" જશમા પહેલું કે આ બીજું પખ્યુત તારૂં રે?
ઓડણ કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ!
મારા મ્હેલ તણું સુખ ઝુંપડીએ આવી ઠર્યુંરે." ૩૦

" રાજા આ લોકે, પરલોકે, મારે એ પતિરે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ,
એના શત્રુનું હું મુખ કદી જોતી નથીરે." ૩૧

એવું કહીને જશમા ટોપલી લઈ પાછી ફરીરે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઈ છે જશમાના પતિવ્રતની જેને ખાતરીરે. ૩૨

(બાપાલાલ ભાઇશંકર ભટ્ટ.)

રાજા જશમાની રશ્મિથી વિહ્વળ થયો અતિરે,
નિશદિન આવે મનમાં જશમાના વિચાર,
એની ભૂખ તરસ ને નિદ્રા સૌ ઉડી ગયાંરે. ૩૩

"લાલચ જશમાને વશ કરવામાં પાછી પડીરે,
બળથી કરવી મારે એને મુજ સ્વાધીન,"
એવો પાપી નિશ્ચય રાજાએ મનમાં કર્યોરે. ૩૪

અહિંઆ જશમાએ પણ વાત બધી વરને કરીરે,
" કળજુગ વસીયો છે આ રાજાના ઉરમાંય,
હવે આ ઠેકાણે રહેવું નહિ લાજમ જરીરે." ૩૫

બીજા ઓડલોક સૌ આ વાતે દુ:ખી થયાંરે,
આવ્યો તે સરવેને રાજા ઉપર રોષ,
મોટા પરોઢમાં સૌ પાટણ છોડી નીસર્યાંરે. ૩૬

રાજા બીજે દહાડે જશમાને જોવા ગયોરે,
કીધું જશમા સાટે અશ્માનું દરશન,
એને ક્રોધવિષ કંઈ સર્વાંગે વ્યાપી ગયુંરે. ૩૭

રાજા દુર્બુદ્ધિથી જશમાની પૂઠે પડયોરે,
સાથે શસ્ત્ર સજેલા લીધા ઘોડેસ્વાર,
અધવચ્ચ રસ્તામાં જઈ ઓડલોકને રોકીયારે. ૩૮
રૂડા ઓડો શૂરા ટેકી માલવ દેશનારે,
હલકા મજુર છતાં પણ જાતિનું અભિમાન,
જશમા ખાતર સૌએ મરવાનો નિશ્ચય કર્યોરે. ૩૯
"આપણ જીવતાં રાજા જશમાને શું લઈ જશેરે,
ઈજ્જત જાતાં જીવતર ધિક્ક મળ્યું ધૂળમાંય,
મુક્તિ કર્ત્તવ્યે મરતાં તો સત્વર પામશું રે." ૪૦
જશમા અડગ ઉભી રહી રાજાને વિનવી કહેરે,
"અમ રંક જનોને શીદ સંતાપે આમ,
હું તો પૂજ્યભાવથી પિતા ગણી પ્રણમું તનેરે. ૪૧
રાજા રક્ષક થઈ શીદ ભક્ષક થાયે અમતણોરે,
નથી નથી ઘટતો નૃપને આવો અત્યાચાર,
તારી ઉજ્વલ કીર્તિ જોતામાં ઝાંખી થશેરે. ૪૨
મ્હારે રાજા કે મહારાજા આ મ્હારો પતિરે,
માલીક તનમનનો મુજ ઉભો આ ભરથાર,
બાપુ મૂકો કેડો છોડને જાવા દીયોરે." ૪૩
અંતર પત્થરસમ રાજાનું નહિ કંઈ પીગળ્યું રે,
હુકમ કીધો કરવા ઓડોનો સંહાર,
"જોજો જશમાને કંઈ આળ જરા આવે નહિરે." ૪૪
ઓડો લડતાં લડતાં પૃથ્વિપર પડતા ગયારે,
છેલ્લે પડયો શૂરો જશમાનો ભરથાર,
કાઢી છુપાવેલું ખંજર જશમા ઉચરીરે. ૪૫
"થોભો થોભો સ્વામી એકલડા જાશો નહિરે,
છે સ્વર્ગસુખમાં મારો સરખો ભાગ,
આપણ બેલડિયે બંધાયાં ત્યાં સાથે જશું રે." ૪૬

ખંજર નિજ ઉદરમાં જશમાએ ભોંકી દીધું રે,
હાં! હાં! કરતો રાજા સ્તબ્ધ થયો તે ઠાર,
એનું રાજતેજ નિસ્તેજ બની ગયું આ સમે રે. ૪૭

"પાણી તળાવ એ તારામાં નહિ ટકશે કદી રે,
પુત્ર બંધાએલું નહિ જોશે નિરધાર,"
એવો શાપ આપીયો જશમાએ છેલ્લી ઘડી રે. ૪૮

કીર્તિ જશમાની આ ગુજરાતે ગાજી રહી રે,
સતીએ પતિસહ કીધો સ્વર્ગ વિષે સંચાર,
રાજા હાથ ઘસંતો વીલે મુખ પાછો ફર્યો રે. ૪૯

ઉમેદરામ જદુરામ સ્માર્ત.



# ટીકા

---

૧–રાજે–શોભે. નંદનો નંદ–નંદનો છોકરો (કૃષ્ણ). આનંદ થઈ–પરમાત્માનું સુખદાયક સ્વરૂપ. બળિભદ્ર–કૃષ્ણના ભાઈ–શેષના અવતાર. અમર–દેવ. આહિર–ગોવાળ. તે વેદવાણી–એ વેદના વચન જેવું સત્ય છે. નિગમ–વેદ. ઋચા–વેદના મંત્ર. વેણુ...ગાવે–શિવ વાંસળી બની પાંચ મ્હોડેથી (વાંસળીના પાંચ છિદ્રથી) ગાય છે.

૨–વચ્છ–વાછરડું. દંત ધાવન કરો–દાતણ કરો. પરહરો–છોડી દો. તિમિર–અંધારૂં. પોહો ફાટયું–સવાર થઈ. કુરનો કરમળો–મીઠા ભાતનું નૈવેદ્ય.

૩–ન્યાળું–ધારીને જોઉં. પંથ–રસ્તો. મોડી–દૂર કરી. તળાસે–ચાંપે. પાવન–પવિત્ર. પાવલા–પગ. ગ્રાહ–મગર. સુધન્વા–ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર–અમુક કારણસર એના પિતાએ એને તેલની કંડામાં બાળી મુકવાનો હુકમ કર્યો હતો. પણ એ વિષ્ણુનો ભક્ત હોવાથી તેણે એની રક્ષા કરી હતી. વસમી–કઠણ.

૪–વળાવીઓ–મોકલ્યો. કાળ ખૂટયો–મોત પાસે આવ્યું. શિશ–માથું. કોડામણો–ઈચ્છા પૂર્ણ કરનાર. દોરિયો–દોરો (સોનાનો). ચોરિયો–ચોરીને. નાથિયો–નાકમાં દોરી ઘાલી. હાથિયો–હાથી. શગભરી–પુરી ભરીને.

૫–ઘટ–શરીર. સતા–સદ્‌ગુણી. અંતરયામી–મનની વાત જાણનાર (ઈશ્વર). ભાવટ–દુઃખ. ભૂધર–પૃથ્વીને ધારણ કરનાર (વિષ્ણુ).

૭–ભામીની–સ્ત્રી. કૌભાંડ–બાણાસુરનો પ્રધાન–ચિત્રલેહાનો પિતા. એબાકૂળી–ગભરાયલી. શકે–લાગે છે કે. ઓથાર–નિદ્રામાં છાતીપર હાથનો દાબ. કર્મે–કપાળે. ફાંસુ–નકામો. પંખના–પાંખવાળા. વંઝા–વાંઝણી. ઉછંગ–ખોળો. મૃગજળ–ઝાંઝવાનું પાણી–ખોટો ભાસ. તરંગ–મોજું. ઇંદ્રજાળ–જાદુ. લભ્ય થવું–મળવુ. દર્પણ–આરસી. દર્પણ...કને–આરસીમાં દેખાતું રૂપ પાસે આવી શકે નહિ. ગગનકુસુમ–આકાશનું ફુલ (અસંભ-

વિત વસ્તુ). હારણુ-ધીરજ. ધારણા-દિલાસો. ભવન-ઘર. વિરહ-વિયોગ. અચેતના-બેભાન. ભુજ-હાથ. ઉમા-પાર્વતી. વિધાત્રી-નસીબ લખનાર દેવી (ચિત્રલેહા એનો અવતાર હતી). પ્રીછી-જાણી. નિશા-રાત્રી. નિર્ગમી જાય-પસાર થાય. વધ-કહે. સદ્ય-તરત. આળપંપાળ-વગર વિચાર્યું. શીઘ્ર-એકદમ. પિંડ-દેહ.

૮-સુર-દેવ. પન્નગ-નાગ. વરૂણ-જળનો દેવ. પાવક-અગ્નિદેવ. જક્ષરાય-જક્ષનો રાજા (કુબેર). લઘુ-નાના. ઈશ-શિવ. અંબુઈશ-ઈંદ્ર. ધીશ-ઉપરી. સેનાધીશ-કાર્તિકસ્વામી; શિવના પુત્ર. જુગ્મતુરૈયા-અશ્વિની-કુમાર. પ્રભાકર-સૂર્ય. સુધાકર-ચંદ્ર. ગિરીજાવર-શિવ. અષ્ટવસુ-આઠ વસુદેવો. ગાંધર્વ-સ્વર્ગના ગવૈયા. બારેમેહ-વરસાદના બાર દેવો. સપ્ત જળનિધિ-સાત સમુદ્ર. અષ્ટ ધાતુકર-આઠ પર્વત. જુગ્મ વિણાધર-નારદ અને તુમરૂ ચિત્રવિચિત્ર-જુદાજુદા રંગના. મારૂતગણુ-દેવનો એક વર્ગ. વિદ્યાધર-દેવનો એક વર્ગ. સપ્તરૂષિ-સાત રૂષિઓ-ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વશિષ્ટ, કસ્યપ અને અત્રિ. ચતુર્ભુજ-ચાર હાથવાળા (વિષ્ણુ). પિતાંબરધારી-પીળું વસ્ત્ર ધારણ કરનાર-વિષ્ણુ. ભીઆ-ભાઈ. પ્રદ્યુમ્ન-કૃષ્ણના પુત્ર. અનિરૂદ્ધ-પ્રદ્યુમ્નનો પુત્ર. વદન સુધાકર-ચંદ્રના જેવું મ્હોડું. અંબુજ-કમળ.

૯-શાતા-શાંતિ હેવા-ટેવ. શક્ર-ઈંદ્ર. ચક્ર-સુદર્શન ચક્ર, કૃષ્ણનું આયુધ. જોજન-ચાર માઇલ. ધારણુ-હિંમત. તે શું-તેની સાથે. જામિની-રાત. તંન-છોકરો. દમવું-દુઃખ દેવું. ઉદકની અંજળી-પાણીનો ખોબો. અમરાપુરી-ઈંદ્રની રાજધાની. મીનાકારી કામ-સોનાની અંદર રૂંગીત ચિત્રકામ. ઓળ-હાર. વાટિકા-વાડી. કુંજ-માંડવો. માતંગ-હાથી. બંદીજન-ભાટ. નરખી-જોઈ. દુર્ગ-કોટ. કોસિસાં-કાંગરા. રત્નાગર-દરિયો. ઉધરે-મોક્ષ પામે. સ્થાવર-સ્થિર વસ્તુ. જંગમ-લઈ જઈ શકાય એવી વસ્તુ. શકે-જાણે. વ્યોમ-આકાશ. ભોમ-પૃથ્વી. કામધામ-પ્રદ્યુમ્ન નું ઘર. જોતકાર-પ્રકાશીત. કામકુમાર-અનિરૂદ્ધ. બાવનાચંદન-ઉંચી જાતનું ચંદન. ધારણુ-ઉંઘનો મંત્ર. ધારણુ ભારણુ ભારીકાયા-મંત્રના ભારે કરીને બધાંના શરીર ભારે થયાં. જોગમાયા-નિદ્રાદેવી. વ્યાપ્તમાન

ચઈ—ફેલાઈ. ફિંકરી—દાસી. ખેચર—પક્ષી. આલ—ઈન્દ્ર. આરત—ફીકર.

૧૦—મનમુદા—મનમાં આનંદ રાખીને. પદબંધ—કવિતામાં. અપૂજ્ય—જેની કોઈ પૂજા કરતું નહિ. તવ—ત્યારે. તતખેવ—તરતજ. કર્પૂરગૌર—કપૂરના જેવું સફેત. જાન્હવી—ગંગા. નિલવટ=કપાળ. રુંઢમાળા—ખોપરીનોહાર. વાઘાંબર—વાઘના ચામડાનું વસ્ત્ર. શૃંગી—સીંગડું. કૃતાર્થ થયો—ઈચ્છા પૂર્ણ થઈ. ગ્રહ્યો—પકડયો. વિહાર—રાસ. તૃણવત્—ઘાસના તણખલા જેવો. ગૃહસ્થાશ્રમ—ઘરસંસાર. પરમ—ઘણી. મુદ્રા—છાપા. અહર્નિશ—રાત દહાડો. તદાકાર—પૂરેપૂરા. નિર્ગમે—પસાર કરે. વિશ્વંભર—ઈશ્વર. ઘરસૂત્ર—ઘરસંસાર. આણું—તેડું. બહુ દામ—ઘણો પૈસાવાળો. ગુમાન—ગર્વ. દુબળી—ગરીબ. સાસરવેલ—સાસરીઆં. લઘુવેશ—ઠીંગણો. પ્રીછે—જાણે. સાદર—માનસહીત. ઓરીઓ—લહાવો. આચાર—રીત. દામણી—દયામણી. મહીયર—પીએર. ફગો—છાકીને બોલો મીશે—બહાને. આડા—મમતી. અત્ર—અહીંઆ. ત્રુઠા—ખુશ થયા. આશંક—શંકા; વહેમ. લાખ ટંક—લાખ રૂપીઆ. મેરૂ—પર્વત. ઋષિરાય—ખોખલો પંડયો; ગોર. સદ્ય—ઝડપથી. સાંગી—ગાડીપરની બેઠક. સોટા બાંગી—બાંગેલા સોટાવાળી. તગાવા—પૈંડા બેરવવાના ખીલા. પોંજણી—ધરી ઉપરથી પૈંડુ નીકળી જતું અટકાવવાને આડું મુકેલું લાકડું. સંપુટ—દાબડો. વક્ર—વાંકા. રોક—રોકડું. વસાન—વિસાદ; માલ. દોદશ—બન્ને તરફથી. ચંગ—એક જાતનું વાજું. મેર—પર્વત. સુરભિ—ગાય. વચ્છ—વાછરડું. લવણ—મીઠું. ઉપહાસ—મશ્કરી. આસામી—માણસ (જેને પેરામણી કરવાની છે). ફાંસુ—ફાકટ. ગોઠ—ગમ્મત; ઉજાણી. ફોફળ—સોપારી. તાસ—કસબના તારનુ લુગડું. ઘરસાડી—એક જાતની સાડી. મોરવી—મોરનીભાતવાળી. નાટ—ઝીણું કુમાસનું લુગડું. થાન—તાકા. કાતી—કાતર; કપટ. વિપરીત—વસમું. દોહલો—ગરીબ. ચેષ્ટા—મશ્કરી. કંદર્પ—કામદેવ. છળવા—મશ્કરી કરવા. વ્યંગ—વાંકું. સમોવણ—ટાઢું પાણી. સાધ—સાધુ. શિરોમણી સાધ—સાધુમાં મોટા. માગે માન—કાલાવાલા કરે. પ્રતીત પારખવી—ખાતરી થવી. રજની—રાત. મામ—આબરૂ. ટોપીવાળા—સાધુ. સાકરપે—સાકરના જેવી. વેસર—વાળી. ઠંઠોળી—મશ્કરી. ઘુણગટ—ઘૂમટો. વહેવારીઆ—મોસાળીઆં. પનોતી—માનીતી; લાડકી. સાદર—અભિલાષા; લહાવો. ભેદીઆ—લીન થયા. કમખા—કાંચળી; કાપડાં.

નંદાનંદ–નંદને આનંદ આપનાર (કૃષ્ણ). વૃંદાવનચંદ–વૃંદાવનના ચંદ્ર. (કૃષ્ણ). દોહેલા–વસમા. પ્રતિપાળો–રક્ષણ કરો. અંબરીશ સૂર્યવંશી રાજા શર્યાતિનાં સંતાનમાંના એક; એ મોટા વિષ્ણુ ભક્ત હતા. શંખાસુર–એ નામનો એક દૈત્ય–એને કૃષ્ણે માર્યો હતો. કચ્છરૂપ–કાચબાનો અવતાર. હિરણ્યાક્ષ–કસ્યપનો દિતિથી થએલો પુત્ર; હિરણ્યકશિપુનો ભાઈ; એને વિષ્ણુએ વરાહ અવતાર લઈ માર્યો હતો. અજામેલ–દ્વાપર યુગમાં થએલો કનોજનો એક બ્રાહ્મણ. પદવી–મોક્ષ. પ્રહલાદ–દિતિના પુત્ર હિરણ્યકશિપુનો પુત્ર; એ મોટો વિષ્ણુ ભક્ત હતો. ધ્રુવ–પહેલા મનુના પૌત્ર ઉત્તાનપાદનો પુત્ર; એની માનુ નામ સુરતી; અપરમાના મહેણાથી રીસાઈ નારદના કહેવાથી અરણ્યમાં જઈ એણે મોટું તપ કર્યું હતું; જેથી વિષ્ણુ એનાપર પ્રસન્ન થયા હતા. પુંશ્ચલી–વેસ્યા. ઉચ્છિષ્ટ–ખાધેલું. બદ્રા–બોર. શબરી–રામની ભક્ત; એણે ચાખી ચાખીને રામને માટે બોર રાખેલાં, રામે તે બોટેલાં છતાં ખાધાં. લંકાધીશ–લંકાનો રાજા. ગ્રાહ–મગર. બટુક–ઠીંગણા. પાર્થ–અર્જુન. હરિશ્ચંદ્ર–સૂર્યવંશનો એક સત્યવાદી રાજા. સુધન્વા–ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર; એ મોટો વિષ્ણુ ભક્ત હતો. ખગ–પક્ષી. વિદુર–ધૃતરાષ્ટ્રનો નાનો ભાઈ; એ બુદ્ધિમાન, નીતિમાન, અને ચતુર હતા. સુદામા–વિદર્ભ નગરનો રહેવાસી એક બ્રાહ્મણ; કૃષ્ણનો સહાધ્યાયી મિત્ર. મઘવા–ઈંદ્ર. લીલા–સહેલાઈ. દાવાનળ–વગડાનો અગ્નિ; બાળપણમાં કૃષ્ણે એનું પાન કર્યું હતું. અર્ચા–પુજા. ચર્ચા–નિંદા. દક્ષ–ચતુર. કલ્પવૃક્ષ–મનવાંચ્છિત ફળ આપનારૂં એક સ્વર્ગનું ઝાડ, ચૌદ રત્નમાનું એક. કળા–તેજ. જમ થઈ લાગ્યા છે–દુઃખ દે છે. પિગાણી–ધુપેલની વાડકી. વટી–પસાર થઈ. રંગ–મોજમઝા. શર્વરી–રાત્રી. પય–દુધ. નાપિક–હજામ. વપન–હજામત. મહિષી–ભેંસ. ધોળાપર કાળું ન જાણતાં–લખતાં વાંચતાં ન આવડતું. હાંકી–ખોંખારો કર્યો. પલવટ–કમ્મર બાંધી. પામરી–રેશમી પીછોડી. બુસટીઓ–બુસટ (કંકુવાળે હાથે તમાચો મારવો તે) મારનાર. ખિરોદત–ભાતવાળું રેશમી કપડું. રામા–સ્ત્રી. ભામા–ફાંફાં. કબાય–કાનખાબનો જામો. મગીઆ, અસાવળી, દોરીઆ, નીમા, પછેડી, કલગેર, નાટ, દરીઆઈ–આ બધાં જાત જાતનાં વસ્ત્રોનાં નામ છે. દુગદુગી–સ્ત્રીને કાને પહેર-

વાનું ઘરેણું. અકોટી–કાનનું ઘરેણું. ટોટી–કાનનું ઘરેણું. ગળુબંધ–જડાવ ગલેપટો. ભમરી, સેંથો ને ત્રસેઠીઆ–એ ઘરેણાના નામ છે. શીશ. ફુલ–માથાનું ફુલ. ઓળે–પગે લગાડે. વાચા–વચન. સારંગપાણી–વિષ્ણુ. ઓળી–જોડી. યથાબુદ્ધિ–બુદ્ધિ પ્રમાણે.

૧૧–ઝાડુવાં–ઝાડ. માંજાર–બીલાડી. શ્વાન–કુતરો. નિર્મુખ–ભૂખ્યાં. ગવાનીક–ગૌ ગ્રાસ. વાધલાં–વલખાં. હુતાશ–અગ્નિ. અધ્યાત્મ–મનની. માયાવરણ–માયાનો પડદો. ભૂધર–કૃષ્ણ. મનવાંચ્છિત–મનનું ઇચ્છેલું. દ્રુમ–ઝાડ.

૧૩–સુરવધૂ–દેવની સ્ત્રીઓ. અંબા–મા (જસોદા). કૌતક–લીલા. રીસે તરડીયું–ગુસ્સાથી કપાળે કરચલીવાળું. ખીટળીઆળા–વાંકડીઆ. રેણું–ધૂળ. ગોરસ–દહીં. તક્ર–છાસ. કમળપે–કમળથી. ભોમ્ય–ભૂમી. કમળપે...ધરેરે=કમળ કરતાં પણ કોમળ પગ કઠણ જમીન ઉપર મૂકે છે. મયા–દયા. આવારકો–આટલી વખત.

૧૪–સુભદ્રા–દેવકીની પુત્રી; કૃષ્ણની બહેન; અર્જુનની સ્ત્રી. સાસરવાસો–છોકરીને સાસરે વળાવતી વખતે માબાપ તરફથી લૂગડાં, ઘરેણાં વગેરે આપવામાં આવે છે તે. આભ્રણ (આભરણ)–ઘરેણાં.

૧૫–જુજવાં કીધા–ઉઘાડયા. મૃત્યુક–શબ. અહિલોચન–શોણિતપુરના મયદાનવનો પુત્ર. મયને કૃષ્ણે માર્યો હતો; તેનું વેર લેવાને અહિલોચન મહાદેવ પાસેથી વજ્રપેટી લાવ્યો ને તેમાં કૃષ્ણને ગોંધી મારી નાંખવાના વિચારથી તે માથે મૂકી કૃષ્ણને શોધવા નીકળ્યો; પણ રસ્તામાં કૃષ્ણે કપટ કરીને તેને પેટીમાં સુવાડી તે બંધ કરી દીધી. આખરે અહિલોચન અકળાઈને મરણ પામ્યો. તેણે પછી સુભદ્રાને પેટે જન્મ લીધો તે અભિમન્યુ. હંસ–જીવ. હરિભગિની–કૃષ્ણની બહેન; સુભદ્રા. મરકલડે...તાણ્યું–મોં મલકાવ્યું. ઠઠોળી–મજાક. ટબકલી–ટપકાવાળી.

૧૬—પ્રોઢી (પ્રૌઢી)–મોટી. ઘરસૂત્ર–ઘરસંસાર. અર્ધાંગ પુણ્ય વિભાગ–અર્ધાંગના (સ્ત્રી)નો પુણ્યમાં ભાગ છે. વામે–નાશ પામે. છિદ્ર–કલંક. ગૃહિણી–સ્ત્રી. વાયક–વાક્ય; વચન. ઝુઝે–વૃદ્ધિ પામે. તોલ પકડે–વક્કર

પોષાય. રામા–સ્ત્રી. ગેહ–ઘર. સદન–સ્થાન; ઘર. ભડ–શુરવીર. નેટ–નક્કી. જેસો–જેવો. તસ્કર–ચોર. તસો–તેવો. હીનસુખ–સુખ વિનાનો. કશી–નકામી. સંગ–સંગથી. નેહ–સ્નેહ. સફળ ફળે–કૃતાર્થ થાય. ફળ–સંતતિ. બાંહે–સાથે. તરણુ–ઘાસ. ગર્દ કરવું–વશ કરવું. મેરી–સ્ત્રી. દામણો=દયામણો. અયુત–દશ હજાર. દેયણુ–આપનાર. કર–કરનારી. ખાંત–ઉમેદ. સારખી–સરખી. સહિયે=સહે.

૧૭–નંદના નંદન–નંદના છોકરા. કટિ–કેડ. લીલવટ–કપાળ. ખિટલીઆળા–વાંકડીઆ. નવનીતપ્રિય–માખણ જેને વહાલું છે એવા. કોકા દઈને કંઠ લપટાવે–બોકી કરી ક્રોટી કરે. ભામણાં–ઓવારણાં. નેતિ (ન+ઇતિ–છેડો)–અનંત. નિગમ–વેદ.

૧૮–વારણે જાય–ઓવારણાં લે. વારૂં–ઓવારી નાંખું. પંકજ–કમળ. લોચન–આંખ. પંકજ લોચન–કમળ જેવી આંખ. કપોળ–કપાળ. નાસિકા નાક. દિપક–દીવો. અધર–હોઠ. અરૂણ–રાતા. મેઘસ્યામકાંતિ–મેઘના જેવી શ્યામ કાંતિવાળી. ભ્રકુટી–ભ્રમર; ભવાં. ભાળ–કપાળ. દંતડી–નાના દાંત. મદન–કામદેવ. સાંગલું–નાના છોકરાને ડોકમાં પહેરવાનું ઘરેણું. આભ્રણ (આભરણ)–ઘરેણાં. ગ્રહી–ઝાલીને. કીલકીલાકાર–કીકીઆરી કરીને. મરકત–લીલમ. કારંડ–એક જાતનું પક્ષી. સમાણી–સરખી. સખા–મિત્ર. ધાઈ–દોડી. શેષ–શેષનાગ. નેતિ–અંત વિનાનો. નિગમ–વેદ. ઢુલરાવી–મલાવીને. સુભાગી–ભાગ્યશાળી. પરીક્ષા કરે–જાણે. જુગલકિશોર–કૃષ્ણ બળરામ.

૧૯–સમોવડ–બરોબરીઓ. ઉદ્યોતપુર–ઉદેપુર. પર્યા–જુદી. દિનરેણુ–રાત દહાડો. અંબર આભ્રણ–લુગડાં ઘરેણાં. અવાસ–મકાન. પ્રેર્યો–મોકલ્યો. અનુચર–ચાકર. રાતડો–રાતો (ગુસ્સાથી). લગન–સ્નેહ. લાભ્યો–શરમાયો. પયપાન–પાણી પીવું તે. શિક્ષા કરી–શિખામણ દીધી. સવારૂં–વખતસર.

૨૦ આરાધું–પુજું. અવિનાશી–નાશ વિનાના; પરમેશ્વર. નિરંજન–તેજોમય. પરમનિધાન–સદ્દગુણી. ઉછંગ–ખોળો. અપર મા–સાવકી મા. વાંછો–ઇચ્છો. દત્ત–આપેલું. વિત્ત–પૈસો. તન–પુત્ર. અન્ય–બીજું. સાલે–દુ:ખ થાય. પરઠયો–બનાવ્યો. દમાશે–દુ:ખ અપાશે. કટી–કમ્મર. થંભીને રાખ્યાં–અટકાવ્યા. સવત્સી–વાછરડાવાળી. સુવાસણી–સૌભાગ્યવતી. કાળ–

ગુસ્સો. કલ્લોલ–આનંદ. ચેત–મન. સરીગત–સાથી. લાખ લાખેણા–માનીતો. અલ્પાશન–થોડું ખાવું તે. પ્રાશન–ખાવું તે. કટીમેખલા–કંદોરો. દ્વાદશ–બાર. ખટ–૭. અરણ (અરણ્ય)–જંગલ. વરાંસે- લીધે. મોળીયું–ફેંટો. રૂખ–ઋષિ. પ્રાશ–ખોરાક. અશરણશરણ–નિરાધારને આશ્રય આપનાર. અમર–દેવતા. અર્થ–ધન. વ્યર્થ–નકામું. નરહર–વિષ્ણુ. વર-વરદાન. વાહી–પટાવીને. જુજવો–જુદો. એકાવળ હાર–એક શેરની મોતીની માળા. શ્રીપત્ય–શ્રીપતિ; લક્ષ્મીપતિ; વિષ્ણુ. પોતીરળી–આનંદ થયો. ગીર્વાણ–શાસ્ત્ર. મત્સર–અદેખાઈ.

૨૧–ચટકી–ચટપટી. મારગ(માર્ગ)–રીતરિવાજ. ઉપરણી–ધાટડી. રાજેનો સ્વામી–કૃષ્ણ. અવિચળ–કાયમનો. ચરણામૃત–પગ ધોએલું પાણી. ફૂલ જાસુ–જાસુસના ફુલ. ધીંગડમલ–તોફાની; જોરાવર. સાખો–સાક્ષી.

૨૨–નંદનંદન–નંદને આનંદ આપનાર; કૃષ્ણ. વંદન–વંદવા યોગ્ય. રજ–ધૂળથી. કુબ્જા–કંસની દાસી; એ કદરૂપી હતી. કૃષ્ણને ચંદન ચડાવવાથી એણે એને સ્વરૂપવાન કરી મુક્તિ આપી હતી. ચાર યુગ–સત્ય, ત્રેતા, દ્વાપર, અને કળી. ચાર યુગ પરિબ્રહ્મ–ચારે યુગના ઈશ્વર. રાજત–વિરાજે છે. મધુપુરી–મથુરાં. વંસીવટ- જે વડના ઝાડ નીચે કૃષ્ણે વાંસળી વગાડી હતી તે. તટ–કીનારો. નિકટ–પાસે. ધુની–અવાજ. ત્રિલોક–ત્રણે દુનિઆ; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. અષ્ટ સિદ્ધિ નવનિધિ–સર્વ પ્રકારની સંપત્તિ. અહિ–નાગ. ઘનસ્યામ– વાદળના જેવું શ્યામ શરીરવાળા; કૃષ્ણ. લટપટ-ભપકાબંધ. પેચ–પાઘડીના આંટા. રસપટ–રસિક. ગોપ–ગોવાળ. કુંજ–ઝાડી. દનુજ- દૈત્યો. ધારણ–ધરનાર. કૃષ્ણાષ્ટક–કૃષ્ણ સંબંધી આઠ આ શ્લોકનો સમૂહ. નિશદિન–રાતદહાડો.

૨૩–વનચર–જંગલમાં વસનાર; વાનર; હનુમાન. મુદ્રિકા-વીંટી. કળ–ચેન. ઝાળ- સંતાપ. કુશળ–આરોગ્ય. કપૂર–સીતા. કાગ–કાગડો; રાવણ. નમેરા–નિર્દય. મુનિવ્રત–ન બોલવાનો નિયમ. શ્રીપાત–સંન્યાસી. ઉપવીત–જનોઈ.

૨૪–પાગ–પાળ. અંતર્યામી–મનની વાત જાણનાર. ગરદ–ધૂળ. માન

મણિધરનું લીધું–સાપને છંછેડયો. આભ–આકાશ. શું–સાથે. દુરમતિએ... જાશું– આ વચન રામ લક્ષ્મણના છે. વેર હાથે શું વાસ્યું–જાણી જોઇને વેર બાંધ્યું.

૨૫–મઢિ–ઝુંપડી. રાજે– રાજ. લતાઓ–વેલીઓ. રૂખ–વૃક્ષ. ત્રંબાળુ–મોટી નોબત.

૨૬–દ્યુત–જુગાર. અર્થ–પૈસો. બહુનામી–ઘણા નામવાળા. હકારી–ખોંખારી.

૨૮–વધૂ–વહુ. મર્મ–ભેદ વણુસાડો–બગાડો. વિરામ–આરામ. એન–સારી. રોષ–ગુસ્સો ભવના પાસો–દુનીઆના બંધનો.

૩૧–ગમના–ભાન ભ્રમના–વહેમ પ્રબોધે–શીખામણ આપે. સાજી–ચોખ્ખી. કથ્યાં–કહ્યાં. કથન–વાત.

૩૨–ખગોળ–આકાશ સંબંધી જ્ઞાન. તવારીખ–ઈતિહાસ. પ્રયોગ–અખતરા. અલબેલી–સુંદર. અકોટી–સ્ત્રીને કાને પહેરવાનું ઘરેણું. નયની–આંખવાળી.

૩૪–પ્રભાવથી–મહિમાથી. વાચ–વચન. અહમેવતા–મોટાઈ.

૩૫–ડુબ્યાં દરીએ જહાજ–નાખુશ થાય. બાંહ્ય ગ્રહ્યાની લાજ–મારી ફીકર તમનેજ છે. અવની–ધરતી. અવર–બીજો.

૩૬–ઉષ્ણકાળ–ઉનાળો. તરૂતળે–ઝાડ નીચે. ઝંખે–મળવાની આતુરતા રાખે. અવધે–મુદત પુરી થતાં.

૩૭–રઘુકુળભાણુ–રઘુવંશના સૂર્ય; રામચંદ્રજી. વેરાન–ઉજ્જડ. નિદાન –મૂળ. ઉચ્ચાટ–ચિંતા.

૩૮–મજીઆરો–એકઠાપણું. નિવાસ–ઠેકાણું. નવીન–નવા અખૂટ–નહી ખૂટે તેટલું

૩૯–નિર્ધાર–ખચીત. ધરૂણી–સ્ત્રી આદ્યશકિત–અંબા; દેવી. આદે–અગાઉ. આદિ–વગેરે. હેવાન–મૂર્ખ.

૪૦—ભામણાં—ફાંફાં. અજપજાપ—મનમાં જપ કરવો તે. દીક્ષા લો—શિષ્ય બનો. રતિપતિ—કામદેવ. વર—વરદાન. ભેદ—ભંગાણ. શ્યામશરીર—કૃષ્ણ. વૃક્ષ—ઝાડ. વિષ—ઝેર વંદન—પ્રણામ.

૪૧ સૂક્ષ્મ—બારીક. સાવ—બધું. પ્રયોજન—કારણ. પ્રૌઢતા—ગંભીરતા. આદર—માન. અજ્ઞ—મૂર્ખ. મર્મસ્થાન—કાળજું. રતિમાત્ર—જરાપણ. અલ્પ—થોડો. વિહાર—આનંદ બર્કી—ધાંટા પાડીને. વર્ણ—ચાર છે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. આશ્રમ—ચાર છે; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત. અનુજ્ઞા—આજ્ઞા. સમગ્ર—સઘળું ટાણું—પ્રસંગ. કટાણું—ખોટો વખત. અંગના—શરીરના. અંગના—સ્ત્રી.

૪૨—ત્રિગુણાત્મક—ત્રણ ગુણવાળા; સત્વ, રજ, તમ. ભૂધર—ઇશ્વર. શંકા—વહેમ.

૪૩—અપટ—બેસમજ. લવરી—નકામી વાત. ચપળા—વીજળી. વિમળ—સ્વચ્છ. રમા—સ્ત્રી અપ્સરા—સ્વર્ગની નૃત્ય કરનારી સ્ત્રી પાક—રસોઇ. સદન—ઘર. બુંધું—ડોઠ હિણતી—વાંક કાઢતી દારૂણ—ભયંકર. ઘોર—કબર દુસ્તર—વધારે નઠારૂં.

૪૪—રાજે છે—શોભે છે. મારા....કારમી—તું મને ઘણો વહાલો છે. લોચન—આંખ. ઉચરજે—બોલજે. શ્રેષ્ટ—સૌથી સારો અતોળ—સરખામણી ન થાય તેવો. પંક્તિ—જાત સત્વર—ઝડપથી. ચૂર્ણ—ભૂકો નેષ્ટ નઠારો. વસિષ્ટ—એક રૂષિ; એમના સો પુત્રોને વિશ્વામિત્રે મારી નાંખ્યા હતા છતાં પણ એ ગુસ્સે થયા નહોતા. પરદુઃખભંજન—પારકાનું દુઃખ મટાડનાર. નિશ્ચળતા—અડગપણું. ધ્રુવ—ઉત્તાનપાદ રાજાના પુત્ર; એણે ભારે તપ કરીને વિષ્ણુને પ્રસન્ન કર્યા હતા.

૪૫—નિર્ગમીએ—ગુજારીએ. સલુણું—રસીલું મનુજસમૂહે—માણસના જથામાં કુટિલતા—લુચ્ચાઇ

૪૬—તરૂવૃંદ—ઝાડના ઝુંડ. અનિલ—પવન. રવ—અવાજ. અમીરસ—અમૃત.

૪૭–ભવભયહારક—સંસારની બીકને દૂર કરનાર. કૌમુદી–ચાંદની. મુદપ્રદા–આનંદ દાયક. ઉષા–પ્રભાત. રવ–અવાજ. પ્રતિફલિતા-પ્રતિબિંબ થયલી. જગદ્ધરા–જગતને ધારણ કરનાર. વિપ્રલંભી–છેતરનારી. વિષયમોહની–વિષયરૂપી લાલચ. મધુ-સ્વરા–મીઠા સ્વરવાળી. દિવ્યધામપંથ–સ્વર્ગને રસ્તે. વિષધરા–વિષ ધારણ કરનાર. વિપથ–આડે રસ્તે. મોહની સુરા–લાલચ રૂપી દારૂ. વિપદ જલધરા–વિપદ રૂપી વાદળ. ઘન તિમિરકરા–ગાઢ અંધારૂં કરનાર. જ્ઞાનરવિકરા–જ્ઞાન રૂપી સૂર્યના કિરણ. તમને–અંધારાને.

૪૮–ક્ષણિક–થોડીવારની. ઉદર–પેટ. સતત–હમેંશા સુષુપ્તિ–ઉંઘ. ધરસૂત્રવતી–ગૃહિણી વહાય–પટાવે. તૈલઅભ્યંગથી–તેલ ચોળીને બેશ–સુંદર. સ્ફુટ–ચોખ્ખું. સકળ–બધા. રવિ–સૂર્ય. શશી–ચંદ્ર. ગિરિ–પર્વત. નદ–નદી. અસ્તિત્વ–હોવાપણું.

૪૯—અધીનતા—તાબેદારી. શશીશી—ચંદ્રના જેવી. સુવદના–સારા મોંવાળી પાદઅંગુષ્ઠ–પગનો અંગુઠો; કીરણ. સુખદ–સુખ આપનાર; પતિ; સૂર્ય. અનવદ્ય–અનુપમ. હૃદ્ય–આનંદદાયક વલ્લી–વેલી. અફલા–ફળ વિનાની. નમાલાં–માલ વગરની. પદ્મિની–કમળાનું ફુલ. નાદાર–રાંકડી. રાગ–સ્નેહ. ભવ્ય–મોટા ગૃહસ્થ–ઘરમાં રહેનાર. ગેહ–ઘર. તડિત–વિજળી.

૫૦–ઉપહાસ–મશ્કરી. વપુ–શરીર રવિવંશજ–સૂર્યવંશમાં જન્મેલા; રામ. સાહ્ય વિહીન–મદદ વગર. અબ્ધી–સમુદ્ર. નહિ...હતા–તે વખતે તમે કે દશાનન (રાવણ) તેને સહાય કરવા ગયા ન હતા. –ઘડો. વિચક્ષણ–ચતુર. મત્તના–ઇંદ્ર. હરવી–હરાવીને એક–એકજ; અજીત શુકર–ભુંડ વિધિ–બ્રહ્મા ગ્રહેશ–ઘરના કારભારી. અવની–પૃથ્વી. સ્નિગ્ધ–માયાળુ. માયા–વહાલ. સ્વપરાક્રમ...મયા–પોતાના પરાક્રમથી બાપની કૃપા મેળવનારા. પ્રભુતા–મોટાઈ પંકજ–કમળ. ભરછક–ભરપુર. વર્ષા–વરસાદ. પણ...થવા–પણ સંપૂર્ણ કીર્તિ ઝાંખી થવા. સ્થાયી–કાયમનું. ક્ષણભંગુર–થોડીવારમાં નાશ પામે એવું. રતિ–પ્રેમ. કુળજા–કુટુંબની સ્ત્રીઓ. નકરી–નેવી સ્થિ-

તિમાં. વિરતિ—અટકાવ. કુણ્ઠિત— બંધ, થએલી. તુષ્ટિ—સંતોષ. વક્કર—આબરૂ. અજેય—નહિ જીતી શકાય એવું. અણુ—જરાપણુ. ગજકુંભ...કરે—જે સિંહ હાથીના ગંડસ્થળ સિવાય બીજા કોઈ ભાગપર હુમલો કરતો નથી; મેઘ ગર્જના જરાપણ સહન કરતો નથી; અને મદદ વગર મોટા પ્રાણીને હરાવે છે, તે સિંહ શિયાળથી કેમ બીશે. નક્ર—મગર,

૫૧—સુભ્રુ—સારા ભવાંવાળી; સુંદરી. ભૂત—પ્રાણી. જામાત્ર—જમાઈ. નિઃસંગ—એકલવાયાં. ઉછરંગ—આનંદ. ભવન—ઘર. પ્રભુત્વ—મોટાઈ. સમવય—સરખી ઉમરના. વરવા—બેડોળ. વાઘાંબરી—વાઘના ચામડાના વસ્ત્રવાળા. ત્રિપુરાર—શંકર. હાસ્ય—મશ્કરી. સર્વથા—કોઈપણ પ્રકારે. નિવેદજે—કહેજે. વૃત્ત—વિગત. વાચક—વચન. સત્વે...હોમવાનો—તમારા દ્વેષીના શરીરથી બનેલો મારો દુર્ભાગ્ય અને દોષવાળો દેહ તમારા ખોળાને યોગ્ય રહ્યો નથી તેથી આ પળે હું તેને અગ્નિમાં હોમીશ. પ્રાકતન—આગળના. હુતાશન—અગ્નિ. પાતક—પાપ.

૫૩—તલસે—તલપે. પત્રરચના રચતા—પત્રના જુદા જુદા આકારમાં ગોઠવતા. પળશી—સેવા.

૫૪—તર્પણ—સંતોષ. મરણ પછી—(સ્નેહીનું) મરણ થયાં છતાં પણ. ચિર—લાંબા વખતનું. પ્રણયમયતા—સ્નેહમયપણું. વિમળતા—પવિત્રતા. મૃદુ—કોમળ. અશ્રુ—આંસુ. હૃદયશુચિતા—અંતઃકરણની પવિત્રતા. પથિક—મુસાફર, ચક્ષુવાળાં—જ્ઞાનરૂપી આંખવાળા. શ્રમિત—થાકેલાં. અલ્પખંડો—થોડાથોડા ભાગો. સુઘટ સરણી—સારી રીતે રચેલી ઘટના. સુપ્રભ—પ્રકાશવાળી. ઉમર—હૃદય. ઉદધિ—સમુદ્ર (સ્નેહરૂપી). ઔદાર્ય—ઉદારતા. અબુધ—ઓછા જ્ઞાનવાળી (તારી ભાભી).

૫૫—અમીશાં—અમૃત જેવાં. ભીડભંજન—દુઃખ ટાળનાર. ઉરજ્યોતિ—હૃદયનો પ્રકાશ. વિહાર—આનંદ. વિશ્વવિરાજીત—જગતમાં શોભતી. અમૃત સ્મિત—અમૃતના જેવાં હાસ્ય. પ્રયાણુ—મુસાફરી. પ્રભાકર—તેજ આપનાર. અભિમુખ—સીધે રસ્તે, કંટક—કાંટા. અનિલ—પવન. મધુ—મીઠાં. વિલસે છે—શોભે છે. શતધાર—સેંકડો ધારાથી.

૫૬—અમોલ—અમૂલ્ય. ઉપવન—બાગ. સરસરિતા—સરોવર અને નદી. રત્નાકર—સમુદ્ર.

૫૭—ભુવન—ઘર. માનવઉર—માણુસનું મન. શુન્ય—ખાલી. આશ્વાસન—દિલાસો. મર્મ—ભેદ. અધિદેવી—મુખ્ય દેવી. પથે—રસ્તે. દ્વાર—બારણું.

૫૮—સુશોહન—શોભાવનાર મોહન—પતિ. મોહન—મોહ પમાડનાર. રાગ—સ્નેહ વામા—સ્ત્રી. લપટ—લહેર. બેશ—સારો વસુધા—પૃથ્વી.

૬૧—વ્યોમ—આકાશ. વરહાસ—મધુર હાસ્ય. શશીરાજ—ચંદ્રમાં અનિલ કુમાર—પવનરૂપી પુત્ર. પલ્લવ—ઝાડ; પાંદડા. વિલસે—આનંદ પામે.

૬૨—પડછંદા—પડઘા. હેરે—છાનામાના જુએ. મયંક—ચંદ્રમા

૬૩—સદન—ઘર. પામરપાપ—અજ્ઞાનીના અપરાધ. દિનચર્યા—દિવસના કામકાજ. ઉન્નત—ઉંચા. શૃંગ—શિખર. પ્રભાવ—પ્રતાપ. શુશ્રૂષા—સેવા.

૬૫—વહેણુ—પ્રવાહ. ભૂતદયા—પ્રાણી માત્ર તરફ દયા.

૬૬—વૃંદ—ટોળું જનકુંજ—જનસમાજ.

૬૭—સચરાચર—સ્થાવર જંગમ સર્વ વસ્તુ.

૬૮—સુમનસુંદર—ફુલના જેવી સુંદર. સોહન—શોભાવનાર.

૬૯—અભિનવ—અવનવા. જોગવે—રક્ષણ કરે. યોગક્ષેમ—ધન ને સુખ. વહાલસોયાં—હેતવાળા. રાસરમણુ—રાસક્રિડા.

૭૧—નંદનવન—ઈંદ્રનો બાગ. નંદિની—કન્યાઓ. સુરેખ—સારી રેખાવાળી. વિલસે—આનંદ કરે.

૭૨—આત્મિય—સગાં કુરંગ—હરણુ. સાન્ત્વન કરવું—શાંત કરવું. અશ્રુ—આંસુ. ભીરૂ—બીકણુ. તર્ક—વિચાર. મનોજ્ઞ—સુંદર. ભીતિ—બીક વિશ્વાબ્ધિ—જગતરૂપી સમુદ્ર. મગ્ન—ડુબેલું. પીયૂષ—અમૃત. પ્રણુય—સ્નેહ. અભિષ્ટ—ઇચ્છેલું. સહચરી—સખી. શર—બાણુ.

૭૩—હાલાહલપૂર્ણ—ઝેરથી ભરેલું. પાત્ર—વાસણુ. વિમુક્ત—છુટું. અપૂર્વ—અસાધારણુ. કરસ્પર્શ—હાથનું અડકવું અગમ્ય—સમજી ન શકાય એવું. વ્યાપારાંતરરુદ્ધ—બીજી બાબતમાં રોકાએલું. અવર્ણ્ય—વર્ણન ન કરી શકાય

એવું. ભાનુ–સૂર્ય. ઘૃતિ–તેજ. તમિસ્ત્ર–અંધકાર. આત્મોન્નતી–આત્માની ચઢતી. સંસર્ગ–સંગ. શોણીત–લોહી દુષિત–દોષવાળો. શીરા–નસો. સુધા–અમૃત. ઇચ્છ્યું...તે–એ સંસારના ઝેરને અમૃત સમજવાને ઘણુંએ ઇચ્છ્યુંછું, પણ તેની અસર અમૃત જેવી થતી નથી. વિભેદ–ભિન્નભાવ. ભ્રાંત–ભમેલું. ત્રિશંકુ–અયોધ્યાનો સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્રના પિતા. વિશ્વામિત્રે પોતાના તપોબળથી એને સ્વર્ગે મોકલ્યો હતો, પણ ઇંદ્રાદિત દેવતાઓએ એને નીચે ઢોળી પાડયો હતો. એ વેળા વિશ્વામિત્રે પોતાની શકિતથી તેને નીચે આવતા અધવચ અટકાવ્યો એથી રાજા આકાશને પૃથ્વી વચ્ચે લટકતો રહ્યો, ને પછી નક્ષત્રમાં એની ગણના થઈ. મુગ્ધ માણસ–મૂર્ખ માણસ. પદ્ય–કવિતા. કવન–કવિતામાં વર્ણન. વિધ્વંસ–નાશ. તદ્રુપ–તેના જેવું. અભેદરસિકે–અભેદની ચાહનારી. ઇતરથા–નહિતો. પંચત્વને પામશું–મરી જઈશું.

૭૪–વ્યતિક્રમ–ફેરફાર. ભાગ્યભૂ–નસીબરૂપી પૃથ્વી. આશાબ્ધિશોષ–આશારૂપી સમુદ્રનું સુકાઈ જવું. દુરિતોદય–પાપનો ઉદય. પરીક્ષણ–કસોટી. વિધિ–વિધાતા. ઉકિત–વચન. અંગિકૃતા...વ્યકિત–આ પાસે ઉભેલી સ્ત્રી મેં સ્વીકારી નથી. અંતઃપ્રવિષ્ટ–અંદર પેઠેલો. નિર્દુષ્ટ–દોષ વિનાનો. નિત્ય વસ્તુ વિનિવારક–હંમેશ રહે એવી વસ્તુને દૂર કરનાર. વિબુધો–દેવો. ધૂર્ત–ધૂતારા. વંચન–ઠગાઈ. વિપ્રવૃંદ–બ્રાહ્મણોનું ટોળું. મદહૃદય–મારૂં અંતઃકરણ. મત્સપત્નીગણ–મારી શોકો. વ્યતિરેક–અભાવ દયિત–સ્નેહી (પતિ). શુષ્ક–સૂકું. સત્યાનૃતા–સાચી જુઠી. પ્રતીત–ખાત્રી. જગતીતળ–પૃથ્વીની સપાટી. સ્નેહસિદ્ધિ–સ્નેહની ખાત્રી. શપથાદિક–પ્રતિજ્ઞા વગેરે. ક્ષુદ્રસંસૃતિ–તુચ્છ સંસાર. જવનિકા–પડદો.

૭૫–તેજોમય–તેજથી ભરેલું. સહચાર–સાથે ફરવું તે. વિધિનિર્મ્યા–બ્રહ્માએ બનાવેલાં. સાર્થ–સાર્થક. સંચરીએ–ફરીએ. વ્યોમ–આકાશ. વિધિ...જો–પરમેશ્વરે જોડેલા સંબંધ આખી દુનીઆમાં સાથે ફરીને સાથક શા માટે ન કરવાં.

૭૬–સ્વચ્છંદે–મરજી મુજબ. ન્યૂન–અધુરૂં. સમભાગી–સરખી ઇચ્છાવાળું. અભિલખતું–ઇચ્છતું. સહચારી–સોબતી.

૭૭–ઉરસરિતે–હૃદયરૂપી નદીમાં. સંકોચ–શરમ. ઉભય–બન્ને.

૭૯–સંગીતઘરણા–સંગીતવાળા. ગૃહકુંજો–ઘરરૂપી બાગો. રવ ભરીયું–અવાજથી ભરેલું. વિલીન–તલ્લીન થવું. રસલોલ–રસથી બરેલું. વેણું–વાંસળી. પ્રણય–પ્રેમ. આત્મયુગલ–આત્માની જોડ.

૮૦–અદના=હલકા, સાદા, નમ્ર. પનોતા=માંગલિક, ભાગ્યશાળી. અમોલાં–અમૂલ્ય. સ્વાગત–સત્કાર.

૮૧–શિશિર–શિયાળો (પોષ અને મહા). અવની–પૃથ્વી. અંબર કર્યું પરિધાન–વસ્ત્ર પહેર્યું કૂણા–કુમળાં કણિઅર–કરેણાંનાફુલ.કોકિલ–કોયલ. કુહૂરવ–ટૌકો. અમીની–અમૃતની.

૮૨–અન્યસ્થ–બીજીપર કષ્ટદાયી–દુઃખ આપનારૂં. અનંત–ઘણુંજ. પાળી–છરી. અનર્થ–અગાડ ધ્રુવ–સ્થીર તારો. સદ્ય=તરતજ. ગ્રહો–પકડો. ઉચ્છિષ્ઠ–છાંડેલું. અનિષ્ટ–બુરૂં. શ્રેયદાયી–સુખ આપનારૂં, કલ્યાણકારી. સંમતિ–કબૂલાત. છેહ–ડગો. નમેરા–ક્રૂર, દયાહીન.

૮૩–સુરભિ–ખુશબો. પરતંત્ર–પરવશ. અબળા–બળ વગરની (સ્ત્રી). રાળઆત–આનંદી, રાજી. સ્વાર્પણ–આત્મભોગ. કર્તવ્ય–ફરજ. સુમંતવ્ય–સદ્‌વિચાર.

૮૫–પરીધાન કરી–પહેરી. ઉભય–બંને. કુષ્ટિ–કોઢવાળો. પતિત–ભ્રષ્ટ થએલો. સુરરાય–ઈંદ્ર.

૮૭–સરિતડી–નદી. ભડ–શૂરવીર. દેવી–રાણી. અમલાં–નિર્મળ. પ્રભુતા–મોટાઈ. અક્ષર–કાયમ.

૮૮–રજની–રાત. રાચેછે–શોભેછે. પાવન–પવિત્ર. અવની–પૃથ્વી. મલપતો–મહાલતો. મલકત–આનંદી. સ્વચ્છન્દી–સ્વેચ્છાચારી, પોતાની મરજી પ્રમાણે વર્તનારો. સલુણાં–મધુર, સુંદર.

શશી...અંક–ચંદ્રમાંરૂપી અમૃત વરસાવતું આ વાદળ પૃથ્વી તરફ હળે છે. હૈયાં...રંગ–રસીકજનના હૃદયરૂપી પૃથ્વી નવનવા રંગ ધારણ કરે છે

૮૯–ગંગાજમની–જુદાજુદા રંગના. રેણુ–ધૂળ. ધેનુ–ગાય.

૯૦–ભવજળ તારણ–સંસાર રૂપી સમુદ્રમાંથી તારનાર. ત્રાતા–રક્ષણ-કરનાર. ગહન–ન સમજાય એવી. બલિહારી–ખૂબી. અંતરયામી–ઇશ્વર.

૯૨–આહ્લાદક–આનંદ આપનાર. કર–હાથમાં. બુદ્ધિપ્રદા–બુદ્ધિ આપનારી. મયુરવાહને–મોર ઉપર. સરિતે–નદીમાં.

૯૪–પદ્માસન–એક પગ ઉપર બીજો પગ ચઢાવીને બેસવું તે. કુમકુમ–કંકુ. અક્ષત–ચોખા. પ્રદાતા–આપનાર. સત્વ–સાર. ગ્રહીને–લઇને.

૯૬–અર્થી–કામવાળો. રવ–અવાજ. શુકસારિકા–મેનાપોપટ. બકુલ–બોરસળી મલ્લીકા–મોગરો. માલતી–મોગરાની એક જાત. સુમન–ફૂલ. સુવાસિત–સુગંધીદાર મુદિત–આનંદી. જ્ઞાનસુધા–જ્ઞાનરૂપી અમૃત. અંતરિક્ષથી–આકાશમાંથી. સમીર––પવન. વિદ્યુત–વીજળી. લતા–વેલી.

૯૭–ભુવન–ઘર. પીયુ–ધણી, સ્વામી. સલુણી–નાજુક, રસિક. શ્રમીત–થાકેલા. રંભા–સ્વર્ગની એક અપ્સરા, સુંદર સ્ત્રી, ઉર્વશી–સ્વર્ગની એક અપ્સરા, સુંદરી. ચપલાસમ–વીજળીના જેવી. વિનયવારિ–વિનય રૂપી પાણી. સંતતી–છોકરાં. સદન–ઘર કર ગ્રહેલાના–સ્વામીના.

૯૮–તલસુ–આતુર રહું. અમન ચમનમાં–સુખ શાંતિમાં, ચેહેન બાજીમાં. જરા–ઘડપણ. નિંદર–નિદ્રા. લલિત સુંદર, નાજુક. તનમનધન–સર્વસ્વ.

૯૯—પલટયો–બદલ્યો. અનીલ–પવન. ઇશાને–ઇશાન ખૂણે. વિહંગ–પક્ષી.

૧૦૦–તિમિરઉર–મનનું અંધારૂં. વિદ્યાસરિતા–વિદ્યા રૂપી નદી. સમીર–પવન જ્ઞાનસુધા–જ્ઞાન એજ અમૃત. મન ઉપવન–મન રૂપીબાગ.

૧૦૧–શિયળ–પતિવ્રતપણું. રતિ–પ્રેમ. મુગ્ધા–જુવાન. વયમાં આવેલી

સ્ત્રી. પ્રમોદ—હર્ષ. સુમન ગુચ્છ—ફુલોનો સમૂહ. મંજુલ—સુંદર. ઉક્ત—ઉપર કહેલા. ગુણાનુરાગી—ગુણોને ચહાનારી.

૧૦૨—રંગરસ—મોજ મઝા. અલબેલી—સુંદર. વસન્ત—મહા ફાગણ. સુરંગી—સારા રંગદાર. કંઠે રસાળે—મીઠે સ્વરે. નવ પલ્લવ—નવા પાંદડાં. તરૂવર—મોટાં ઝાડ. આલાપે—ગાય. ઓવારણાં—અલાબલા, દુખડાં. યુવતીવૃન્દ—સ્ત્રીઓનાં ટોળાં. ઉલ્લાસ—આનંદ. વાળો—એક જાતનું સુગંધી ઘાસ. પરિધાન કરી—પહેરી. રસબસ થાતી—આનંદમાં ડુબતી. સુમન સુહાતી—ફુલોથી શોભતી. અગર—એક જાતનું સુગંધીદાર લાકડું. કવે—કવિતામાં વર્ણન કરે.

૧૦૩—યાવચ્ચંદ્રદિવાકર—સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી. દિવ્ય—તેજસ્વી. નિવાસ—ઘેર.

૧૦૫—પ્યાસી—તરસી. નિર્વીર—શુરવીર વગરની. અસ્તાંગત—આથમી ગએલું. રઢીઆળા—સુંદર, કાંતીવાન. સુદક્ષ—સારા ચતુર. બિરદ—પણ. દારા—સ્ત્રી.

૧૦૯—શામળીયા—કૃષ્ણ. સુભદ્રા—કૃષ્ણની બેન. અર્જુનની સ્ત્રી—અભિમન્યુની મા. વીર—ભાઇ. છોગાળા—પાઘડીમાં છોગું—લટકતો તોરો રાખનાર, છેલ છબીલો. બેલી—સહાય કરનાર. દાદ—અરજ. પટકુળ—વસ્ત્ર. ભૂધર—કૃષ્ણ. હળધરજી—બળદેવ—કૃષ્ણના ભાઇ.

૧૧૦—બાકળાં—બાફેલું કઠોળ. સૌભાગ્ય—હેવાતન. મંગળ દોરો—સૌભાગ્યવંતી સ્ત્રીને ગળામાં પહેરવાનું ઘરેણું. મૂડી—પૂંજી. પર્ણકુટી—ઝુંપડી. મહાલય—મોટો મહેલ.

૧૧૧—મીરાંત—પુંજી; દોલત. કાંબી—પગે પહેરવાનું ઘરેણું. વિંછુવા—છવીટીઆં. અણવટ—પગનું ઘરેણું. સાસરવાસો—છોકરીને સાસરે વળાવતી વખતે માબાપ તરફથી લુગડાં, ઘરેણાં વગેરે આપવામાં આવે છે તે.

૧૧૨—સાંઢ—ઉંટ. દોષ—પાપ. પશ્ચિમમાંય—દ્વારકાં. સુષુમણા—મધ્યનાડી. ફુલ્લે—ખીલ્લે.

૧૧૩–કનક–સોનું કુરંગ–હરણ. ત્વચા–ચામડી ઉજાતો–દોડતો. કર્ણ–કાન. અનંત–અતિશય. લલુતા–લોભ. ચાપ–બાણ. જુજવી–જુદી. સાંસો–ઢીલ, વિલંબ. લાંછન–કલંક તનક–થોડું. હેલા–સ્ત્રીનો અનાદર. પેર–ફીકર. હેરણુ–સંતાપ. શિલિમુખરેખા–બાણની લીટી. ક્ષુધાર્થી–ભૂખ્યો. અભિલાખા–ઇચ્છા. રૂધીરાળા–લોહીવાળા. વામે–દૂર થાય.

૧૧૪–હરિણાક્ષી–હરણના જેવી આંખવાળી. ભીતિ–બીક. વામશો–દૂર કરશો. ઘટઘટમાં–દરેક હૃદયમાં.

૧૧૫–નિઃસાર–સાર વિનાનું. શુષ્ક–લુખી. પ્રેમલુબ્ધા–પ્રેમથી લોભાએલી. વ્યાખ્યા–રટણ. આદેશ–હુકમ ભિક્ષુકી–ભિખારી પ્રણયવારી–પ્રેમરૂપી જળ. વર્ષા–વરસાદ. દીપ્તિ–તેજ.

૧૧૬–હોંષ–હોંસ. અબળા–કર્તવ્ય–લક્ષ્ય–સ્ત્રીઓની ફરજનું નિશાન. કિરીટ–મુગટ. અભેદ–પરમેશ્વર. ઘરમોર–ઘરનો પાળેલો મોર. અનેરૂ–અસાધારણ. સ્મિત–હાસ્ય. જ્વલંત–પ્રકાશવાળી.

૧૧૭–સમસ્ત–બધી. ભાવી–નસીબ. સુરસાથ–દેવલોકો. આક્રંદ–વિલાપ. વ્યથિત–દુઃખ પામેલું. કૃતાંત–પાપરૂપ કર્મ. સૌમિત્ર–લક્ષ્મણ. પતન–પડવું તે. અશ્રુપાત–રૂદન. સહગમન–સાથે જવું તે. સુવેણુ–સારી રેવી. અયાચક–નહિ માગનાર. યાચન–ભીખ. ત્વરિત–ઝડપથી. ઉત્સુક–આતુર. પુષ્પવૃષ્ટિ–ફૂલનો વરસાદ.

૧૧૮–રંગે ભીંજાતાં–મોજ મઝામાં રહેતાં. વૈભવ–સુખ તરંગ–સમુદ્રનુ મોજું. જતું...તરંગે–સમુદ્રના મોજાની માફક કુદતું (આનંદમાં મહાલતું). સ્ફુરે–પ્રકટે. રિદ્ધિસિદ્ધિ–સુખસંપત્તિ. વત્સલ્યસ્નેહ–બાળક તરીકે પ્રેમ.

૧૧૯–જગઉદ્યાન–દુનીઆ રૂપી વાડી. અનૂપ–શ્રેષ્ઠ. પરાગ–ફુલોમાંનો ઝીણો સુગંધીદાર ભૂકો. ધૃતિ–હિંમત. વિલાવશું–દૂર કરીશું, નાશ કરીશું. ઉચાટ–ચિંતા. કલિકા–કળી.

૧૨૦–પરહરો–ત્યાગ કરો, છોડો. અસુરભય–રાક્ષસોની બીક.

પરોકીધો–દૂરકીધો, ખસેડયો. રંજનકરો–ખુશ કરો. દ્રષ્ટાંતરૂપ જીવન ક્રી–બીજા તમારો દાખલો લે એવી રીતે વર્તન રાખો.

૧૨૧–મહીતળ–પૃથ્વીમા. ખ્યાતિ–કીર્તિ. પુનિત–પવિત્ર. આત્મપોત–પોતાનું તેજ. સ્પર્શમણિ–પારસમણી. ચપળા–વિજળી, ચાલાક વિદારજે–દૂર કરજે. ભાવિ–ભવિષ્ય.

૧૨૨–ઉન્નતિ–ચઢતી. ગ્રહવા–લેવા. મૃદુ–કોમળ.

૧૨૩–સુશીલા–સદ્‌ગુણી, સારા આચરણવાળી. વિદ્યા વિલાસી–વિદ્યામાં આનંદ માનનાર. અક્ષત=કંકુથી રંગેલા ચોખા. શ્રીફળ–નાળિએર. મુરારિ-મુરરાક્ષસના દુશ્મન–કૃષ્ણ. મહેશ-શિવ. ગણેશ-ગણપતિ. શિવા-પાર્વતી. અનસુયા–અત્રિઋષિની પતિવ્રતા સ્ત્રી. દંપતી–વર કન્યાનું જોડું.

૧૨૪–ભીમક–રૂક્ષ્મણીનો બાપ. રૂખમૈયો-રૂક્ષ્મણીનો ભાઈ ક્ષેમ–કુશળ સમાચાર. વનિતા–સ્ત્રી. તોરણ–દરવાજો. મસ–બા'નું. ભવ–શીવ. સચરાચર–સર્વવ્યાપક. બંદીજન–ભાટ. ગાંધર્વ–સ્વર્ગના ગવૈયા. પ્રલય થાય–નાશ પામે.

૧૨૫–સપન–સ્વપ્નુ. માનની–સ્ત્રીઓ. ટોડે–બારણે.

૧૨૬–સીતામુખચંદ્ર–સીતાનું ચંદ્રરૂપી મોં. મંગળ–શુભ આશીર્વાદ. ક્ષમા જામ–શાંતિનો પ્યાલો. દંપત (દંપતી)–જોડું. નિધાન–ઠેકાણું. નૂર–તેજ. રંગ–ખૂબી.

૧૨૮–સપ્તપદી–લગ્ન વખતે થતી, એક ક્રિયા–એમાં વરકન્યા પરસ્પર સાત પ્રતિજ્ઞાઓ કરે છે. સજની–સખી, બેહેનપણી. સુહાગણ–સૌભાગ્યવતી. ભોગાયતન–સૌભાગ્ય.

૧૨૯–સમભાગિની–સરખો ભાગ લેનારી. સ્વાર્પણ–ભોગ. કર્તવ્યોત્તમ સેવના–સેવારૂપી ઉત્તમધર્મ.

૧૩૦–મંજુલ–મધુર. સુધાસમ–અમૃત જેવી. ધૂનિ–ધુન.

૧૩૩–અમોલી–કીમતી. અમૂલ્ય. મર્મ–ગુહ્ય, છુપો ભેદ. શ્વશુર–સસરો. કટુ–કડવું વચન. પરહરવો–ત્યાગકરવો. મોખરે ધરવો–આગળ કરવો. સુમન–ફુલ. ઉપદેશ–બોધ. પુનિત–પવિત્ર. દારા–સ્ત્રી. વિઘ્ન–હરકત. પ્રભુ–પરમેશ્વર.

૧૩૪–જાયાપતી–ધણીધણીઆણી, પતિપત્ની. સુખદ–સુખ આપનાર. મકરંદ ભર–રસથી ભરેલાં. સુરભિ–ખુશબો. વપુ–શરીર. અસુ–પ્રાણ. અદ્વૈત–એકતા. પ્રણય–સ્નેહ. અતટ આકાશને અંકે-હદ વગરના આકાશના ખોળામાં. વિબુધ–દેવ વિશ્વવાસી–પરમેશ્વર. અનેરી–અલૌકિક નૌકા–હોડી. ભવસિંધુ–સંસાર સાગર. પ્રયાસે-પ્રયત્નથી. પુણ્યતમ- સૌથી વધારે પવિત્ર. સ્રોત–ઝરો, નાની નદી. તરલ–અસ્થિર. તરંગો–મોજા. અમરનીઉચ્ચ અવની–સ્વર્ગ. સામ્રાજ્ય–મોટું રાજ્ય. પૂર્વજો–બાપ દાદાઓ.

૧૩૫–ગૃહિણી–વયમાં આવેલી સ્ત્રી. શુંગાર–શણગાર ગાર્હસ્થ-ગૃહસ્થનો ધર્મ. કરી પ્રસ્થાન કૌમાર્યે–કુમારી અવસ્થામાં તૈયાર થઇને. પનોતી પ્રેમ વલ્લી–સુભ કલ્યાણ કારક સ્નેહલતા. મિષ્ટ–મીઠાં. મકરંદ–સુવાસ. ગીર્વાણ–શાસ્ત્રીય. વૈજયન્તી–કાળી તુલસી–આ ઠેકાણે કૃષ્ણનીમાળા.

૧૩૬–સ્નેહ સુધારસ–પ્રેમ રૂપી અમૃત. કલિકા–કળી વિકસેલાં-ખીલેલાં. સ્ફુરે–ખીલે. પ્રેમલ–પ્રેમી. બેલડી–જોડું. ઘુમે–આનંદમાં ફરે.

૧૩૭–આશિષ–આશિર્વાદ. ધવલ–ઉજળો. વધૂવર–વરકન્યા. અલિ–ભમર કંજ–કમળ. રતિ–પ્રેમ વિદારી–નાશકરી સદન–ઘર. અમી–અમૃત. અમન ચમનમાં–આનંદમાં.

૧૩૮–સ્નાતક–બ્રહ્મચર્યાવસ્થામાં રહી જેણે ગુરૂ પાસે સંપૂર્ણ વિદ્યાભ્યાસ કર્યો છે એવો પુરૂષ. સત્કારપૂર્વક–માનઆપીને. યથા શકિત–ગજા પ્રમાણે. યથા યોગ્ય–જેવાં જોઇએ તેવા વસ્ત્ર ભૂષણ–કપડાં ઘરેણાં. મન્વાદિ–મનુ વગેરે બલાત્કારથી–જોર જુલમથી. નિંદિત–નઠારી. ગંધાક્ષત–કંકુથી રંગેલા ચોખા. શ્રીફળ–નાળિએર. મત્ત–છાકેલા. સુમુહૂર્તમાં–સારા ચોઘડીઆમાં. પૂર્વાભિ–પૂર્વતરફ મોડું રાખી. શાસ્ત્રવિધિ–ધર્મમાં કહેલી રીત. આવાહન–સ્થાપના. મધુપર્ક–પંચામૃત પૂજન. સંકલ્પ–નિશ્ચય. ગ્રંથી બંધન કરવું–છેડા છેડી ગાંઠવા. શ્વેત–ધોળુ. અંતરપટ–વચમાં રાખેલું વસ્ત્ર. સુભગા–સારા નસીબ વાળી. અવસ્થા–સ્થિતિ. દ્વિજ–બ્રાહ્મણ. ચરભક્ષ–કંસાર ખાવો તે. લવણ–મીઠું. સખ્ય–મૈત્રી, દોસ્તી.

૧૩૯–અંતરાય–હરકત. તાડન–શિક્ષા પાતકી–પાપી. ગુહ્ય–છાની. નિષ્કલંકી–ડાઘ ન લાગે એવી. મીલનસારી–મળતાવડાપણું લાજમ–ઘટારત, વાજબી. ફારક–છુટા. આસકત–પ્રીતિવાળું.

૧૪૦–દિગ્વિજયી-ઘણા દેશ જીતનાર. સામંતશિરોમણી–સરદારોમાં શ્રેષ્ઠ.

૧૪૧–તરંગ–મોજાં પરવશી–સેવા ચાકરી. ક્ષણભંગુર–ક્ષણમાં નાશ થાય એવું.

૧૪૨–સર્વ વ્યાપક–સઘળે વ્યાપી રહેલો. સર્વજ્ઞ–બધું જાણનાર. નિર્માણકર–નકકીકર.

૧૪૩–પ્રાપ્ત કરવું–મેળવવું. સુદૃઢ–તંદુરસ્ત. સંપાદન કરવું–મેળવવું. સામ–સમજુતી દામ–લાલચ. ધોતાળપણું–ઉદારતા.

૧૪૪–રૂણાનુબંધ–લેણાદેણી. સેવ્ય–શેઠ. વમળ–ગુંચવણી.

૧૪૬–અનિવાર્ય–દૂર ન કરી શકાય એવો. અંતરાય–હરકત સગીર–નાની ઉમરની. જાદવા સ્થળી–મોટી લડાઈ.

૧૪૭–ચક્ર–પૈંડા. નિર્માણ–નક્કી. ક્ષુધા–ભૂખ. સેવ્ય–સેવવા યોગ્ય. સ્વતઃ–પોતાની મેળે.

૧૪૮–ગર્ભિત–છુપું. પ્રતિષ્ઠા–દરજ્જો. અદિતિ–દેવોની મા. પ્રકૃત–હાલનો. એકત્રિત–એકઠાં. સપત્ની–શોક. ઉલ્લેખ–ઇસારો સૂક્ત–સૂત્ર. **समजन्तु...नौ**–સર્વ દેવો અમારા બેઉના હૃદયને દેવ યજ્ઞમાં જોડો સયુકર્તા વાયુદેવ અમારી બુદ્ધિને એકત્ર કરો. **ऋतस्य...दधामि**–પિતૃલોકમાં સારી યોનીમાં તને પતિની સાથે સુખ આપીશ. **तं...दिवः**–સ્વર્ગને ત્રીજે પગથીએ સુકૃત કરનારાનાં લોકમાં સ્વર્ગને પ્રાપ્ત કરનારા દેવો પત્ની, પુત્ર, ભાઈને ધન સહિત તેની **पत्यु...कम्**—પતિવ્રતા થઈને અમૃતને માટે તું ચિત્તને તૈયાર કર. પ્રતિપાદન–સાબીત થયું છે. બ્રહ્મવાદિનિ–વેદપર ભાષણ આપનારી. બ્રહ્મવિદ–વેદ જાણનાર. **मातृदेवोभव**–માતાને માન આપ. **प्रजातंतु माछेत्सि**–પ્રજારૂપી તંતુનો નાશ ન કર.

વિરાગી–સ્નેહરહિત અમૃતત્વ–અમરપણું. આસક્તિ–પ્રેમ. ઉત્કટ–બળવાન. ક્ષંતવ્ય–ક્ષમા કરવા યોગ્ય. નિર્વચન–વ્યુત્પત્તિ. દાયાધિકારી–ભાગના હિસ્સેદાર. દાયા-ભાગ. અનુકંપા–દયા. રૂચા–સૂત્ર નિક્ષેપ–થાપણ. નિકૃષ્ટ–હલકું નિસ્તાર–છૂટકો. વિષયપરાંગમુખ- વિષય તરફ તિરસ્કારવાળો. અર્હંત–મોક્ષ પામેલો આત્મા સ્વયંવ્યાખ્યાત્રી–પોતે વ્યાખ્યાન કરનારી. પરાગતિ–મોક્ષ. **आभि...संस्तुता**–આ ( કળાઓ ) થી શોભેલી અને શીલ, રૂપ અને ગુણવાળી વૈસ્યા ગણિકા શબ્દથી ઓળખાય છે. તેને જાહેરસભામાં સ્થાન મળે છે અને રાજા અને ગુણવાન પુરૂષોથી તેના વખાણ અને પૂજા થાય છે. નિષ્પન્ન–નીકળવું. They...expeditions તેઓ સ્ત્રીઓને હરવા ફરવામાં મેળાવડામાં અને યુદ્ધના સમયમાં સાથે રાખવાનું ઇચ્છતા. ત્રિગુણાત્મિકા–ત્રણ ગુણવાળી. ઉદ્‌ભવી આવે–પેદા થાય. મહામાત્ય–મોટા પ્રધાન **तथा...जीवति**–તેવીજ રીતે પતિના વિયોગમાં બહુજ ખરાબ દુ:ખમાં આવી પડતાં અથવા સ્થિતિનો ફેરફાર થતાં તે વિદ્યા વડે સુખથી જીવે છે. આજીવિકા–ભરણપોષણ. કુટિલ–લુચ્ચાઈવાળા. સ્વચ્છંદ–પોતાની મરજી. **बहुधनत्वात्...मान्यम्**–ઘણો પૈસો હોવાને લીધે ઘણી સ્ત્રીઓ હોવી જોઈએ. **गृहिणी....हृतम्**–સ્ત્રી, પ્રધાન, ખાનગી સલાહકાર, સારી કળામાં શિષ્યા એવી જે તું તેને કરૂણા વિનાના મૃત્યુએ હરતાં મારૂં શું હરી લીધું નથી ? (સર્વસ્વ હરી લીધું છે). સહિષ્ણુતા–સહનશીલતા. પ્રગલ્ભતા–ડંપદ. ઉપાલંભ–ઠપકો. ઉદ્‌ગાર–વચન. પરિવર્ત–ફેરફાર. પરાસ્ત–હારેલા. **मवादृशो...दुराश्रयः**–આપણા તરફ સ્ત્રીઓએ કહેલું શીખામણનું વચન તિરસ્કારરૂપ થઈ પડશે. પણ નારીની મર્યાદાને પણ છોડાવે એવા દુ:ખો મને બોલવાની ફરજ પાડે છે. **अद्वैत...रसः**—સ્ત્રી પુરૂષનું જોડું સુખદુ:ખમાં અને સર્વ અવસ્થામાં એકત્ર હોય છે. અને જે જોડામાં હૃદયની વિશ્રાંતી છે. અને આ એકત્ર જોડામાં વૃદ્ધાવસ્થાથી પણ નહિ છૂટે એવો રસ છે. પ્રતીત–ખુલ્લી. દાંપત્યસુખ–પતિપત્નીનું સુખ. ઉપસ્થિત–રજુ. નવશિક્ષિત–નવી કેળવણી પામેલી. બૅડમીન્ટન–એક જાતની દડાની રમત છે. નૂતનતા–નવીનતા તજ્જન્ય–તેમાંથી પેદા થએલો. ઉપસંહાર–સમાપ્તિ.

૧૪૯—ઉમા-પાર્વતી. સંજવારી-કચરો. પુષ્કરાદ્યાનિ-પુષ્કર વગેરે. તીર્થાનિ-પવિત્ર સ્થળો. જલેસ્મિન્......કુરૂ-આ પાણીમાં આવો. અપામ ધિપતિઃ-પાણીના અધિષ્ઠાતા દેવ (વરુણ). સ્નાનાનુજ્ઞા-નહાવાની રજા. પ્રયચ્છમે-મને આપો. કંચુકી-ચોળી. રમા-લક્ષ્મી. અપર્ણા-પાર્વતી. વૈદેહી-સીતા. અભિવાદન-પ્રણામ, નમસ્કાર. કુમારિકા-કુમારી છોકરી. સૌભાગ્યવતી-પરણેલી સધવા સ્ત્રી. સુલભ-સહેલાઇથી મળે એવું. વશી કરણ-તાબે કરવાની યુક્તિ. શ્વશુર-સસરો. મૃત્તિકા-મટોડી. સ્નિગ્ધ-ચીકણા. સુવાસિની-સૌભાગ્યવતી સ્ત્રી. સુવાસિત-સુગંધીદાર આધિ-મનનું દુઃખ. વ્યાધિ-રોગ. પ્રવૃત્ત-તૈયાર. સાહિત્ય-વસ્તુ. આરોગ્ય-કુશળતા, સુખાકારી. અકસ્માત હાનિ-ઓચિંતુ નુકસાન. પ્રયોજન-કારણ. પ્રમાદ-બેદરકારી. ઉદ્વેગ-ચિંતા. ચરણોદક-પગ ધોએલું પાણી પતિસ્તવન-સ્વામીની સ્તુતિ. શિરશ્ચંદ્ર સ્વરૂપિણે.-શિવરૂપને. દાન્તાય-ઇદ્રિઓ પર કાબુ રાખનારને. બ્રહ્મસ્વરૂપાય-ઇશ્વર જેવાને. નમસ્યાય-પૂજવા યોગ્યને પંચ પ્રાણ-શરીરમા રહેલા પાંચ સ્થાનના વાયુ-પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન. ચક્ષુષસ્તારકાય-આંખના તારાને. મહેશ્વર-શિવ જ્ઞાનાજ્ઞાનકૃત-જાણે અજાણે થયલા. વિરોધી ભાવના સંસ્કાર-દ્રવ્યની વૃદ્ધિ ન થવાથી.-વિરોધી લાગણી ઉત્પન્ન થાય એવું નહીં કરવાથી સ્વામી અભિમુખ-પતિ તરફ. કુટિલા-હઠીલી સ્ત્રી પ્રાણિ ગ્રહણ થયા પછી-લગ્ન થયા પછી. મહા- ત્મ્ય-મોટાઇ, પ્રતાપ. પ્રાચીન-જુના. ભર્તૃભક્તિ પરાયણ-સ્વામી સેવામાં તત્પર. બાલા-કુમારિકા. તરૂણી-જુવાન સ્ત્રી. પ્રૌઢા-પુખ્ત વયની સ્ત્રી. લોકાપવાદ-લોકનિન્દા. પામર-હલકા. આવશ્યક-જરૂરના. કર્તવ્યરૂપ-કરવા યોગ્ય. યથાવકાશ-ફુરસદ મળતાં ઉપસ્કર-વસ્તુ. જ્યોતિ-પ્રકાશ. જના- ર્દન-કૃષ્ણ. સંધ્યાદીપ-સાંજનો દીવો. નિરાલંબ-અધર. સંજ્ઞા-નામ. સમભાવ-સરખું હેત. ભાવિ-ભવિષ્યના. ચેષ્ટા-કામ. રાગદ્વેષવિનાની-મન કમન વગરની. નિષિધ્ધ પ્રવૃત્તિ-અયોગ્ય કામ. હીન-નઠારો. નવોઢા-નવી પરણેલી સ્ત્રી વશવર્તી-આધીન. સ્થાનભ્રષ્ઠ-બરતરફ થયલો. રક્ત વાહિ- નીઓ-નસો. તંદ્રા-આળસ. વાત્સલ્ય-માયાળુપણું. ગ્રામ્ય-નહીં કેળવાયલા.

રજો દર્શન—અટકાવ. વ્યતીત—ગાળવા. નિગ્રહ—કાબુ. ભિન્નભાવ—વધારે ઓછું. શ્લેષ્મ—કફ. ઇષ્ટ—ભલું. અનિષ્ટ—બુરૂં.

૧૫૦—અંતઃપુર—જનાનખાનું. સંપાદન કરવું—મેળવવું. રાત્રિવિકાસી—રાતે ઉગનાર નિશ્ચલ—સ્થિર. મકરંદ—ફુલનું કેશર. કથાનકો—વાર્તા. રૂપક-નાટક. નિરૂપણ—અવલોકન. રંજન—ખુશી. અલ્પમતિ—થોડી બુધ્ધ.

૧૫૧—કૌમાર—કુમારી અવસ્થા. તારિકા—નાનો તારો. નિયમન—બંધન. ઉષ્મા—ગરમી. શુશ્રૂષા—સેવા. યથાશકિતમતિઅવકાશ—શકિતમતિઅવકાશ પ્રમાણે. દૂરઅંદેશી—દીર્ઘદૃષ્ટિ. ભાવી—ભવિષ્યનું. તત્વચિંતક—સારનો વિચાર કરનાર. રાજનીતિજ્ઞ—રાજનિતિ જાણનાર. મહાભાગ—ભાગ્યવાન. જનની—માતા.

૧૫૩—અભેદનું આકર્ષણ—ભિન્નભાવ તજાવનાર શકિત. મનવાર—મોટું લડાયક વહાણ. ડાઈનેમાઇટ—એક જાતનો ઘણા જોરથી ફાટતો દારૂ. બૅટરી—વીજળી ઉત્પન્ન કરનાર યંત્ર. થરમોમીટર—ઉષ્ણતા માપક યંત્ર. વિકાર—ખરાબ વિચાર. ફાયરપ્રુફ—આગમાં ન બળે તેવું. મીટર—માપવાનું યંત્ર. રેડીયમ—એક ધાતુ.

૧૫૫—ભાવના—ઇચ્છા નાતાલ—અંગ્રેજ લોકોનો તહેવાર. સંસ્કાર—મન પરની છાપ. વાત્સલ્યભાવ—બાળકો તરફ પ્રેમની લાગણી.

૧૫૬—ઉકિત—વચન. સમ્રાટ—ચક્રવર્તી રાજા. સર્વવ્યાપી—સઘળે ફેલાએલું. અયથાર્થ—ગેરવાજબી.

૧૫૭—ચંદ્રિકા—ચંદ્રનું તેજ. ઐશ્વર્ય—વૈભવ. પલાશ—ખાખરાનું ઝાડ. અનુરૂપ—યોગ્ય. નિસ્પૃહ—ઇચ્છારહિત. રત્નગર્ભા—રત્ન જેના ગર્ભમાં છે એવી. સંપાદન કર્યું—મેળવ્યું. નવવિવાહિત—તરત પરણેલી. શોચનીય—શોક કરવા જેવી વિટંબણા—દુઃખ. અવધિ—હદ. પૂર્ણગર્ભા—પુરે માસે આવેલી. મહત્વ—મોટાઈ. વંદ્ય—નમવા યોગ્ય. પુનરૂજ્જીવન—ફરી જન્મ.

૧૫૮—પરિણીત—પરણેલી. અન્યોન્યના—એક બીજાના. શ્વશુર—સસરો. વ્યતીત—ગાળવું. વ્યાવહારિક—દુનીઆદારીનું. વિરમવું—અટકવું. યત્કિંચિત—થોડું. વ્યકિત—રૂપ. પુરક—પૂર્ણ કરનાર. પ્રસ્તુત—ચાલુ. મનઃપૂર્વક—અંતઃકર-

જુથી. બાધક—હરકત કરનાર. સાધક—મદદગાર. ભગ્ન થયા—નષ્ટ થયા. તદપિ—તોપણ. ઉદાત્ત—સમર્થ. વલ્કલ—ઝાડની છાલના વસ્ત્ર. આધુનિક—હાલની. ઇચ્છાનુવર્તન—મરજી પ્રમાણે ચાલવું. પૂજ્યબુધ્ધ—માનની લાગણી. રૂણમોચન—દેવામાંથી મુક્ત થવું. ઉપાસના—સેવા. અનુચિત—અયોગ્ય.

૧૫૯—આર્થિક—નાણા સંબંધી. આકર્ષણ—ખેંચાણ. માનસિક—મનના. નૈતિક—નીતિ સંબંધી. રાજકીય—રાજ સંબંધી. રૂપાંતર—ફેરફાર પરિસ્થિતિ—હાલત અસ્તિત્વ—હોવાપણું. આકર્ષક—ખેંચનાર. અનુકરણ—નકલ. નેતા—દોરવનાર પ્રતિકૂળ—વિરૂધ્ધ વિનીતતા—વિનય. લાવણ્ય—સૌંદર્ય પ્રેક્ષક—જોનાર. પતન—નાશ. અધોગતિ—અધમ સ્થિતિ. અનિષ્ટ—ખરાબી.

૧૬૦—કરકમળે—કમળરૂપી હાથમાં. ઉષ્મા—સવાર. મર્મભાગ—જીવનસ્થાન. ઉર્મિઓ—ઉમળકા. ઇષ્ટ—પ્રિય હસ્તગત—હાથમાં. જ્વલંત—પ્રકાશિત. પરમપુનિત—ઘણી પવિત્ર. જનકાત્મજા—જનકરાજાની પુત્રી (સીતા). અતશયોકિત—વધારીને કહેવું. દ્રવ્યોપાર્જન—પૈસો મેળવવો. વહન—ખેંચવો. આદર્શ—નમુનેદાર ઉદ્ભવી—જન્મી. પ્રતિમા—મૂર્તિ. યથેચ્છ—મરજી પ્રમાણે. વિહરે છે—આનંદથી ફરે છે. કિંતુ—પણ. અનેરૂં—વિચિત્ર. પ્રજાવત્સલ—સંતતીપર પ્રેમ રાખનારી.

૧૬૧—ચંચુપાત—ચાંચ બોળવી તે, ઘણુંજ જૂજ. પર્યાપ્તિ—સંતોષ. અક્ષરશઃ—શબ્દે શબ્દ. ઉધ્ધાર—છુટકો. અનિષ્ટ—નઠારી. લક્ષ્યસ્થળ—ચોક્કસ ઠેકાણું.

૧૬૨—અવર્ણનીય—વર્ણન ન થાય એવા. આશય—હેતુ. આલિંગન દેવું—ભેટવું. ઇતર—બીજું. કાળક્ષેપ કરે—વખત પસાર કરે. સંયુક્ત—એકઠું. પ્રયાસ—મહેનત. સંસ્કારિત—સંસ્કાર પામેલી, કેળવણી પામેલી. શ્વશુર—સાસરૂં. જનસમુહ—લોકો. આજ્ઞાંકિત—કહ્યાગરૂં. ઐક્ય—એકતા. વ્યકિત—પુરૂષ યા સ્ત્રી. શ્રેય—લાભ. સતત—હમેશ. ઉદ્દેશ—હેતુ. ઉદ્દાત—ગૃહસ્થને યોગ્ય. ઉન્નત—ઉંચા. વિટંબના—દુઃખ. અભિલાષા—ઇચ્છા.

૧૬૩—સહાનુભૂતિ—સંમતિ. ઉછંકલપણું—ઉછાછળાપણું. ક્ષણિક—થોડા વખતના. વ્યતિતં કરતાં—ગાળતા.

૧૬૪–મહાલય–મહેલ. સંસ્કારગ્રાહી–લક્ષણ પ્રમાણે વર્તનાર. સત્વર–જલદીથી. પ્રત્યક્ષ–ખુલ્લી રીતે. સંસ્કારજન્ય–સંસ્કારથી ઉત્પન્ન થયેલી. નાસ્તિ:...ગુરુ–વેદના કરતાં પર બીજું કંઇ શાસ્ત્ર નથી, માતાના જેવો બીજો કોઇ ગુરૂ નથી. ગુરૂણાં...ગુરુ–સઘળા ગુરૂઓમાં માતા એ મોટા ગુરુ છે. દૈહિક–શરીરની. અનુકરણ–નકલ.

૧૬૭–અક્ષય–નાશ ન પામે એવું. ગૃહસચિવ–ઘરની પ્રધાન. કાળક્ષેપ–વખત ગાળવો, સિલ્ક–રેશમ.

૧૬૮–વિદુષી–ભણેલી. અર્વાચીન–હાલના. સંમીલન–મેળવવું. પ્રતિધ્વનિ–પડઘો. શુષ્ક–પ્રેમ વિનાની. મનોવ્યથા–મનનું દુઃખ મૌન–મુગું. ક્ષીણ થવું–ઘસાવું. હૃદયભેદક–હૈયું ફાટે એવી અનુતપ્ત–સંતાપવાળું. કર્ણપ્રિય–કાનને વહાલા.

૧૬૯–જંગાલ–તાંબાનો કાટ. ઓગપાઇ જવું–ગળા સુધી ભરાઇ જવું.

૧૭૦–વિદ્યાવિનોદી–વિદ્યામાં આનંદ માનનાર. આકાશ કુસુમવત–આકાશના ફુલની માફક (મીથ્યા). વ્યવસ્થિત–નિયમસર. અપથ્ય–નુકસાન કરે એવો. ખનીજ–ખાણમાંથી નીકળેલું. અનિવાર્ય–દૂર ન કરી શકાય એવું. लालने...लालयेत्–લાડ લડાવવામાં બહુ દોષ છે અને મારમાં બહુ ગુણ છે માટે પુત્ર અને શિષ્ય બન્નેને મારવા, લાડ લડાવવા નહિ. ઉચ્છેદ–નાશ. સ્વતઃ–પોતાની મેળે. लोके गरीयसी माता–મા લોકમાં મોટી છે. ઋણ–દેવું. વ્યતિત–પસાર કરવો. ધુરા–જુંસરી.

૧૭૨–ઉપાસન–દુઃખ. સુખદ–સુખ આપનારી. ભીરૂ–બીકણ (સ્ત્રી).

૧૭૩–જલદીર્ઘીકા–વાવ આમ્રશ્રેણી–આંબાની હાર. મંજરી–મોર (આંબાના). પદ્મિણી પદ્મિણી–કમળના ફૂલવાળુ તળાવ. ભૃંગ–ભમરા. કુરંગ હરણ ખંજન–એક જાતનું પક્ષિ. યથા...વારૂણી–જાણે ઘણો દારૂ પીધો હોય તેમ. ઔષધીનાયક–વનસ્પતીનો પતિ, ચંદ્ર સુધાકર–ચંદ્ર. અંભોજનાયક–કમળનો પતિ. દિવાકર–સૂર્ય. લયશાલી–નાશકરનાર. રત્નાકર–સમુદ્ર. અલક-

નંદા–ગંગા. શતમુખ–સો મોં. પુનિત–પવિત્ર. આગાર–સ્થાન. સદન–ઘર. હતાશ–આશા વગરનું. નરી–સ્ત્રી. વિકલ–ભ્રષ્ટ થએલો. વિંટાળું–લપેટું. રાધું–પૂજાકરું. ક્ષુદ્ર–હલકું. અનાર્યતા–જંગલીપણું. રમણ–પતિ. રતિ–પ્રેમ. જાયા–સ્ત્રી. વામા–સ્ત્રી. વંધ્ય–નકામું. સ્નેહાર્ણવ–સ્નેહરૂપી સમુદ્ર. દુષ્કૃતિ–પાપ. આયના–મર્યાદા. પરિચિત–જાણીતો. ભ્રમણા–ભ્રાંતિ. રન્નાદે–સૂર્યની સ્ત્રી. મારિચ–સૂર્ય. અસુપતિ–સૂર્ય. અસુ–પ્રાણ. ધર્મ–ધર્મપાળ. વિજનતા–એકાંતપણું. દશમુખ–રાવણ. તૃણમાને–તણખલા જેવું. હૃદ્ગ્રંથી–હૃદયની ગાંઠ. પરિપંથી–રોકનાર. કંજ–કમળ. મયંક–ચંદ્ર. મકરધ્વજ–કામદેવ. મૃણાલ–કમળનો દાંડો. ઉત્કંઠિત–આતુર. રઘવાટ–ઉતાવળ. વર્ણપ–વર્ણન. વજ્રકપાટ–સજ્જડ દરવાજા. શૃંખલા–સાંકળ. પ્રચ્છન્ન–છાના. સહચારી–મિત્ર. દાંપત્ય–પતિ પત્નીનો પરસ્પર સ્નેહ. અવલંબન–ટેકો. આહ્‌લાદ–આનંદ. રમણરતા–પતિવ્રતા. ભદ્ર–કલ્યાણ. ત્રસ્તા–બીધેલી.

**૧૭૪**–વિરહ–વિયોગ. યયાતિ–દુષ્યંતનો પૂર્વજ ને નહુષનો પુત્ર; તે વૃષપર્વા નામના અસુર રાજાની કન્યા શર્મિષ્ઠાને વર્યો હતો. તેને પુરૂ નામનો સાર્વભૌમ પુત્ર થયો હતો. સમ્રાજ–ચક્રવર્તી રાજા. હુતાગ્નિ–યજ્ઞનો પવિત્ર અગ્નિ. પરિક્રમણ–આમ તેમ ફરવું તે. પંકજ–કમળ. તરૂવૃંદ–ઝાડોનો સમૂહ. મયુખ–કિરણ. યુવતિ–અહીંઆ શકુંતલા. ઉત્કંઠા–આતુરતા. નર્તન–નાચ. સંપ્રદાય–રિવાજ. પરસ્પર...વૃત્તિ–એક બીજા સાથે પ્રેમ બંધાયો હતો. સપત્ની–શોક. તું બડે જાવ યાગે–મોટો દરજ્જો મેળવે–મોટું પદ પ્રાપ્ત કરે. કામના–ઇચ્છા. અતુલ–જેની કોઈ સાથે સરખામણી ન કરી શકાય એવો. ગુણાપ્ત–ગુણવાન. વર સુધાં–સ્વામીની સાથે. અનુષ્ઠાન–ધર્મકાર્ય. નીવાર–વગર ખેડેલા ચોખા.

**૧૭૫**–કથાનક–જોડી કાઢેલી વાર્તા. ચમ્પૂ–ગદ્ય પદ્ય મિશ્રિત કાવ્ય. અસાર–સાર વિનાનો. દેશાટન–મુસાફરી. શૂન્યચિત્ત–ગભરાયલું ચિત્ત. પદભ્રષ્ટતા–રાજગાદીથી દૂર હોવાપણું. મનોવ્યથા–મનની પીડા. ઉચિત–યોગ્ય.

**બહુ...વસુંધરા**–પૃથ્વીમાં ઘણાં રત્ન છે. નેપથ્ય–પડદો. અંતરિક્ષ–ન દેખાય એવી રીતે

૧૭૬–દષ્ટિગોચર થવું–નજરે પડવું. પર્ણકુટી–ઝુંપડી. કિંકરી–દાસી. સરિતા–નદી. અવિવાહિત–કુમારી, વગર પરણેલી. ભવાબ્ધિ–ભવસાગર. કામના–ઇચ્છા. અંતરિક્ષથી–આકાશમાંથી.

